૪૮૫૩

# વાંચવા લાયક વાતો.

## ભાગ પેહેલો.

રચનાર—

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી;

અધિપતિ, "માસિક સાર સંગ્રહ અને સુબોધ પ્રકાશ."

લીંબડી—કાઠિયાવાડ.

સદ્‌ગુણ આશા સાંપડે, દિલ ન રહે દિલગીર;
વાતો વિરલા જન તણી, વાંચો મારા વીર.

અમદાવાદ—આર્યોદય પ્રેસ.



સંવત ૧૯૪૭. ઇ. સ. ૧૮૯૧ નો ઑક્ટોબર.

કિંમત દોઢ રૂપિઓ, પોસ્ટેજ મફત.

અર્પણ પત્રિકા.

મેહેરબાન મહાનુભવ મુરબ્બીજી,

## રા. રા. ત્રિભોવનદાસ મોતીચંદ શાહ, એલ.એમ.

ચીફ મેડિકલ ઑફિસર જુનાગઢ સ્ટેટ. "શારીર અને વૈદક શાસ્ત્ર" "માને શીખામણ" "આરોગ્યતા અને સ્વચ્છતા" તથા "રહાઇનોપ્લાસ્ટી" ઇત્યાદિના કર્ત્તા.

જુનાગઢ.

છપ્પય છંદ.

ધન્ય ત્રિભુવનદાસ, વૈદ્ય મંડળ અગ્રેસર,
વણિક જ્ઞાતિમાં ધીર, વીર વિદ્વાન વિરલ નર;
વિકટ આંખનાં દર્દ, મટાડ્યાં ઝટપટ જાતે,
પથરીઓ પણ કાઢિ, સુખી કીધાં ભલી ભાતે;
નાસુર ને છેદિત નાકનાં, દર્દ તમે સારાં કર્યાં,
શુભ શસ્ત્રકળા સંજીવની, જીવ ઘણાના ઉગર્યા. ૧

ધન્વંતરી સમ વૈદ્ય, સદ્ય સહુને સુખકારી,
દેશિ વિદેશી ગાય, ગુણો ઉત્તમ નર નારી;
થઇ પરીક્ષા ખરી, વૈદ્યવિદ્યાની જ્યારે,
ઉત્તમ પદવી તણો. ચાંદ પામ્યા શુભ ત્યારે;
વળિ બહુ રાજા રાણા તણા, રોગ ઘણા નિર્મૂળ કરી,
પામ્યા ઇનામ ને માન તે, આપ તણી છે બ્હાદુરી. ૨
દિલમાંહી દિન રાત, દયા ગુણ ઝાઝો દીસે,
દરદીનાં હણિ દુઃખ, કર્યા ઉપકાર અતિશે;

થઇ ખલકમાં ખ્યાત, આપની અતિશે એથી,
વિધવિધ કરે વખાણ, જનો સૌ જગમાં જેથી;
જન દર્શન લેવા દૂરથી, ચિત્ત વિષે બહુ ચ્હાયછે,
તે કારણ સદ્‌વિદ્યા તણું, સાફ મને સમજાયછે. ૩

પામ્યા પ્રબળ પ્રતાપ, આપ વળિ પરમ પ્રભુનો,
જાતી શ્રમથી વધ્યા, નવલ છે એહ નમુનો;
ત્રિભુવનનું છો તત્વ, નામ ત્રિભુવન તેથી છે,
ધર્મ અર્થ ને કામ, પ્રાપ્ત જગમાં જેથી છે;
બહુ દુખિયા દીન અનાથનાં, દારૂણ દર્દ દફે કર્યાં,
તેનાં શુભ આશીર્વચનનાં, એ અમૃતફળ છે ફળ્યાં. ૪

સુવર્ણ અને સુગંધ, સુગુણ સદ્ વિદ્યા સોહે,
મોતીચંદના તનુજ, મનુજ મન કેમ ન મોહે;
વિશાળ ઉર સુવિચાર, નમ્ર ને નિર અભિમાની,
આનંદી છો અધિક, શાંત ગુણ સોળે આની;
નિજ નાત તથા પરનાત પર, પૂરણ મનમાં પ્યાર છે,
તે દર્શાવા મુજ દિલ તણો, અલ્પ એહ ઉદગાર છે. ૫

પ્રેમ શૌર્ય અંકિત, ભૂમિ સૌરાષ્ટ્ર તણી છે,
જિર્ણદુર્ગ વિશ્રામ, ઠામ જ્યાં લ્હેર ઘણી છે;
બ્હાદુર બ્હાદુરખાન, માનવંતા મ્હારાજે,
સોંપ્યું મોટું કાજ, પ્રજાના હિતને કાજે;
શુભ કામ કરોછો તે સદા, અતિ ઉત્સાહ ઉરે ધરી,
બહુ પ્રેમ થકી પુરૂષોત્તમે, આ પોથી અર્પણ કરી. ૬



# પ્રસ્તાવના.

"મહાજનો યેન ગતઃ સપંથાઃ"

'મોટા માણુસો જે માર્ગે વિચર્યા તેજ હિતનો માર્ગ સમજવો.'

મહાભારત.

"સૂરતસેં કીરત બડી, બિન પંખ ઉડ જાય,
સુરત તો જાતી રહે, કિરત કબહુ ન જાય."

[redacted] ( તુળશીદાસ )

મોટાં માણુસોનાં જીવનચરિત્રો અને તેગાં વળી સારાં માણુસોનાં જીવનચરિત્રો બીજાં ગાણુસોને અતિ બોધકારક અને ઉપયોગી છે. તે વાંચ્યાથી હૃદય રસમય અને વિમળ થાયછે. એવાં પ્રખ્યાત ચરિત્રો વાંચી માણુસ ઘડાયછે. પ્રખ્યાત જનોનાં પરાક્રમ પેખીને મનુષ્યના મનપર બહુ ઉમદા અસર થાય છે. ઉત્તમ દૃષ્ટાંત, ગનુષ્યને ઉત્તમ થવાને જાગ્રત કરેછે. એવા વિરલ જનો પોતાના અને પારકાના કલ્યાણુને અર્થે કેવાં કેવાં કાર્ય કરી ગયાછે તે વાંચીને ગનપર તેનો આભાસ પડયા વગર રહેતો નથી.

અગાઉના વખતમાં આપણી ગુજરાતી ભાષામાં 'ચરિત્ર લેખન' નો જેવો જોઈએ તેવો રીવાજ હોય એમ જોવામાં આવતું નથી. વાસ્તવિક (ચરિત્રો) ના અભાવે પ્રાચીન મહાન્ પુરૂષો સંબંધી ગાહિતી મેળવવાનું મુશ્કેલ થઈ પડયુંછે. ગયા વીશ પચીશ વરસમાં સોક્રેટીસ, કોલંબસ, કપટાન કૂક, જ્યૉર્જ વૉશિંગ્ટન, વિલિયમ ટેલ, બેન્જામીન ફ્રાંક્લિન અને લૉર્ડ ક્લાઈવ વગેરેનાં વૃત્તાંતો પ્રકટ થયેલાં જાણુવામાં આવ્યાંછે; વિદેશના ગહાન્ પુરૂષોનાં વૃતાંતો સંબંધે જો બોલીએ તો ખરાં ચરિત્રો માટે ગ્રીક અને રોમન લોકોમાં પ્લુટાર્ક, કોર્નેલીઅસ અને નીપોસ વગેરે જેવા ચરિ-

ત્કાર થઈ ગયાછે તેવા ચરિત્રકારો આપણા દેશમાં બહુ ઓછા થયાછે એમ કહીએ તો તેમાં અસત્ય ગણાશે નહીં. હમણા હમણા આપણી ગુજરાતી ભાષામાં ઉત્તમ કપોળ કરસનદાસ મૂળજી—દુર્ગારામ મહેતાજી અને સુજ્ઞ ગોકળજી ઝાલા વગેરેનાં જીવનચરિત્રો પ્રસિદ્ધ થયાંછે.

નામદાર ઇંગ્રેજ સરકારની આપણા દેશપર સત્તા ચાલુ થયા પછી શિક્ષણ પદ્ધતિ નવિન પ્રકારે શરૂ થઈછે. એ પદ્ધતિમાં ઘણા પ્રકારનો સુધારો કરવાનું હજી સ્થાન છે, એ વિષે સ્વદેશપ્રેમી પુરૂષો વખતોવખત ચરચ્યા કરેછે અને કેવા પ્રકારે સુધારો કરવો તે સૂચવેછે. અમુક અમુક બાબતનો બોધ આપવામાં સાધારણ વિવેચન આપવા કરતાં દૃષ્ટાંત આપીને જો સામાના મનપર ઠસાવવામાં આવે તો બોધકની મતલબ થોડા વખતમાં અને વધારે સારી રીતે પાર પાડેછે. કહ્યુંછે કે—

"દઇએ જો દૃષ્ટાંત તો, શોભે સઘળી વાત,
જેમ ભલાં ભૂષણ થકી, શોભે જુવતિ જાત."

ગુજરાતી વાંચન પાઠમાળામાં કેટલેક ઠેકાણે ચકલી ચકલા, કાગડા, કૂતરા, બિલાડા, બગલા અને પોપટ વગેરેની વાતો લખીને નાનાં બાળકોનાં મનપર સુનીતિ અને સદાચાર ઠસાવવાની તેના લેખકોએ તજવીજ કીધેલી આપણા જાણવા બહાર નથી.

આગળ કહી ગયા તેમ સાધારણ વિવેચન વડે આપેલા બોધ કરતાં સદૃષ્ટાંત બોધ બહુ અસરકારક થઈ પડેછે. ઉદ્યોગના પ્રતાપ વડે માણસ પોતાની અધમ દશા દૂર કરી મનવાંચ્છિત ફળ મેળવી શકેછે એમ જો કોઈને કહીએ તો તેના મનપર આપણે જોઈએ તેવી અસર ઉપજાવી શકીશું નહિ, પણ બેન્જામિન ફ્રાંક્લિન, અથવા એના જેવા બીજા કોઈ ઉદ્યમના અપૂર્વ ઉપાસકનું ચરિત્ર સંભળાવીશું–વંચાવીશું, તો તેના મનપર બહુ ઉમદા અસર થયેલી આપણે જોઇશું. કલ્પિત કરતાં ખરી બનેલી વાતો માણસના મનપર વિશેષ અસર કરેછે એ વાતની કોઇ પણ સમજુ માણસ ના પાડી

શકશે નહીં. સાધારણ વિવેચન કરતાં ઉંદર, બિલાડાં વગેરે જનાવરોની જોડી કાઢેલી નીતિની વાતનાં દૃષ્ટાંત સારી અસર કરેછે, એ ખરી વાત; પણ વાસ્તવિક બનેલી વાતોનાં દૃષ્ટાંતનો પ્રતાપ તો કાંઈ અલૈકિકજ છે. કલ્પિત નાયક નાયિકાઓનાં ચરિત્રો ગમે તેટલાં ઉત્તમ વર્ણવેલાં હોય, તો-પણ તે ખરા વૃત્તાંત જેટલી ઉંડી અસર કોઈ પણ કાળે કરી શકનાર નથી. એમ હોવાથી ખરી બનેલી નીતિની વાતો તર્ફ વાંચનારનો અને સાંભળનારનો વિશેષ પ્યાર દોડે એ સ્વાભાવિક અને પસંદ કરવા યોગ્ય છે. વાસ્તવિક બનેલી નીતિની વાતો કુમળી વયથીજ માણસના મનપર ઠસાવવી એ મહા હિતકારી છે, અને જો આપણા વિદ્વાનોનો પૂર્વથીજ તેવો અભિપ્રાય બંધાયો હોત તો વિદ્યા પ્રસાર સાથેજ ચરિત્ર લેખનના પ્રકારનો પણ પ્રસાર જેવો જોઇએ તેવો થયા વિના રહેત નહીં.

હાલના સમયમાં સાક્ષરોમાં ખરાં ચરિત્રો લખવા અને વાંચવાની હોંસ ઉત્પન્ન થયેલી જોવામાં આવેછે, તેથી તેમજ ઇંગ્રેજી ભાષાના ઉત્તમ ગ્રંથોના સહવાસથી આપણી ગુર્જ્જર પ્રજાને વખત વિતતાં વિશેષ લાભ મળશે એવી આશા રાખવામાં આવેછે.

આપણા દેશમાં પૂર્વથીજ 'ચરિત્ર લેખન' નો પ્રચાર બહુજ થોડો હોવાથી હજારો હિન્દી સદ્‌ગુણી મહાત્માઓ માત્ર પોતાના જીવનકાળમાં-જ ઝળકયા હશે. અત્યારે આપણે એઓનાં નામથી પણ તદન અજાણ છીએ તો તેમનાં સર્વોત્તમ કાર્યથી તે જાણીતા કયાંથી હોઇએ? ચરિત્ર લેખનની ગેરહાજરીથી હાલની પ્રજાને જેમ ઘણીજ ખોટ પડીછે તેમ એવા મહાત્મા-ઓને પણ એક રીતે અન્યાય થયેલોછે. ભરતખંડ જેવા વિશાળ દેશમાં વિવિધ વિદ્યા અને સદ્‌ગુણ સંબંધે શું ઓછાં રત્નો ઝળકયાં હશે? ઉંડો નિશ્વાસ મૂકી કબૂલ કરીશું કે એવાં ઉદાહરણપાત્ર એક નહીં, પણ અનેક—હજારો અને લાખો થયાં હશે; પણ નથી આ સમયે તેમનાં નામ, કે નથી તેમની

કશી વાસ્તવિક નોંધ. તેઓ ઉગ્યા, પ્રકાશ્યા અને આથમ્યા એ સઘળું અત્યારે આપણા મનથી સરખુંજ છે. કેટલાંકનાં જીવનચરિત્ર લખાયાં છે તે કવિની અગાધ કલ્પનાના પ્રબળથી "તરણાનો મેરૂ" સમાન થયેલી અતિશયોક્તિથી ભરપૂર છે. તે એટલે સુધી કે એવાં ચરિત્રોમાં પદે પદે સંશયને જગ્યા મળવાને લીધે તેમાંથી ખરૂં રહસ્ય ખોળી કાઢવું એ હિમાલય પર્વતને ઉથલાવી નાખવા કરતાં પણ અધિક કઠિણ છે. એથી થયુંછે એમ કે એવાં ચરિત્રોથી સંસાર અને લોકવ્યવહારમાં જે વાસ્તવિક લાભ થવો જોઇએ તે થઈ શકતો નથી. ભારે બળવાન ભૂપતિઓનાં યુદ્ધનું વર્ણન વાંચવાથી પ્રજાના સાધારણ વર્ગને જે લાભ છે તે કરતાં વિશેષ લાભ સામાન્ય લોકોને જે અડચણો અને પ્રસંગો આવી પડયાં, તે અડચણો અને પ્રસંગો તેમનાં જેવાં માણસોએ કેવી રીતે દૂર કર્યાં અથવા એ કાળે ઉચ્ચ સદ્વર્ત્તન દર્શાવી કેવા પ્રકારે તેઓ ઉદયને પામ્યા તે જાણવાથી છે, એ સમજવું કાંઇ અઘરૂં નથી. "પુતનાં લક્ષણ પારણામાંથી વરતાય" એ પ્રાચીન કહેવતની પ્રતિતિ આપનાર સિકંદર, નવી દુનિઆમાં નવું રાજ્ય સ્થાપનાર વૉશિંગ્ટન, સ્વર્ગ લોકનું તત્વજ્ઞાન ભૂલોકમાં લાવનાર સૉક્રેટીસ આદિ અનેક મહાત્માઓની યોગ્યતા તેમનાં ખરાં ચરિત્રોથી જાણી લેતાં મનુષ્યના હૃદયપર કેવી આબાદ અસર થાય અને અસર થવાથી શો લાભ થાય તે અત્રે લંબાણથી સમજાવવાની અગત્ય નથી; કારણકે મહાન્ પુરૂષોનાં ચરિત્રો વાંચવાથી વાંચનાર પોતે જોતજોતામાં સ્થિત્યન્તર પામેછે, ઉન્નતિના ઉત્તમ માર્ગે વિચરી શકેછે, અનુચિત કર્મથી અળગો રહી શકે છે અર્થાત્ તે સુજ્ઞ, વિદ્વાન્ અને સદ્ગુણી થાયછે.

"વાંચવા લાયક વાતો" પ્રકટ કરવાનું પ્રયોજન વિસ્તારથી કહેવાની શું કાંઇ જરૂર છે? નિર્દોષ જનને સંતાપ ઉપજે એવી વર્તણુક નહીં ચલાવવી, સજ્જનનો માર્ગ નહીં છોડવો, પરમાર્થને કદી નહીં વિસરવો, સદાચારી થઇ હાલની અને હવેની પ્રજાને બહુ ઉપયોગી થવું એવી સદ્દષ્ટાંત

સલાહ આપવી એ આ પુસ્તક પ્રકટ કરવાનું પ્રયોજન છે. જગત્‌માં ચાલી રહેલા મનુષ્યના કાયિક, વાચિક અને માનસિક અનંત વ્યવહારોને અંગે વાસ્તવિક મનુષ્યત્વને બાધ ન આવે તેવા પ્રકારનું વર્ત્તન ચલાવી 'જીવન-મુક્તિ' મેળવવી એ કાર્ય બહુ વિકટ છે. પુષ્કળ માણુસો પોતાનું મન મારી શકતાં નહીં હોવાથી હાથે કરીને દુઃખદરિયામાં ડૂબી મરેછે: પરંતુ મન મારનારાં મોટાં માણુસોનાં દૃષ્ટાંતો વાંચવાથી તેઓને સેહેલાઈથી ઉન્નતિનો માર્ગ મળે એ આ પુસ્તક પ્રકટ કરવાનું પ્રયોજન છે. દેશમાં આળસ અને દારિદ્રે ઘર ઘાલેલું હોવાથી વિદેશી મહાજનોના દાખલાઓ ઉપરથી ધડો લેઈ દેશ બાન્ધવો ઉદ્યોગ અને આબાદીનાં દ્વારોમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરે એ આ પુસ્તક પ્રગટ કરવાનું પ્રયોજન છે. સેવ્ય–સેવક, પિતા –પુત્ર, પતિ–પત્નિ અને રાજા–પ્રજા પોતપોતાના વાસ્તવિક ધર્મને સમજી પરસ્પરના વ્યવહારને અધિક મહત્વનો બતાવવા માટે દર્શાવેલાં ઉદાહરણોથી આપણા દેશીઓ ચાનક લેતાં શીખે એ આ પુસ્તક પ્રકટ કરવાનું પ્રયોજન છે. ક્ષણુભંગુર જે દેહ, તે ખરચીને ચિરકાળ રહેનારો યશ મેળવનારા પુરૂષો સંપત્તિની બિલકુલ દરકાર રાખતા નથી, કારણકે સંપત્તિ સદુપયોગ વિના કેવળ અનર્થનું કારણ થઇ પડેછે; આમ હોવાથી દાતાર જનોનાં ચરિત્રોની આપણા ધનવાન લોકોના મનપર અસર થવાની જે આવશ્યકતા છે એજ આ પુસ્તક પ્રકટ કરવાનું પ્રયોજન છે. "**દુનિયા દિવસેદિવસે ડાહી થતી જાયછે.**" એ ન્યાયે મનુષ્યાવતારમાં બહુબહુ શિખવાની જરૂર હોવાથી યોગ્ય વિષયનો અભ્યાસ ઉન્નત્તિનું ઉત્તમ ઓજાર ગણાયછે અને એ માટે એવા અભ્યાસી જનોનું અનુકરણુ દેશબાંધવો કરે તો ઠીક, એ આ પુસ્તક પ્રકટ કરવાનું પ્રયોજન છે. દેશી ભાઇઓનું દિલ અનીતિ અને અનાચાર તર્ફ નહીં વળતાં નીતિ અને સદાચાર ભણી વળવાને મહાજનોના બોધક વૃત્તાંતો સાધનરૂપ થઈ પડે એજ આ પુસ્તક પ્રકટ કરવાનું પ્રયોજન છે. " ખરાં ચરિત્રોના અભ્યાસથી આમજન સુધ

બનેછે, દુષ્ટ જન પોતાની દુષ્ટતા તજેછે અને લાખો લોકોને પોતાની સ્થિતિ સુધારવાના ઉપાયો સૂઝેછે." એ ગિલ્લ સરખા ગ્રંથકારના બોધવચનની આપણા દેશબાન્ધવોને ખાતરી કરી આપવી એજ આ પુસ્તક પ્રગટ કરવાનું પ્રયોજન છે. "વાંચવા લાયક વાતો" વાંચનારને માત્ર વાંચવા લાયક થાય એજ હું બસ ધારતો નથી; પણ તે વાંચીને માણસ વધારે સદ્ગુણી થાય પોતાનાં કર્તવ્યને સમજે, અને તે પ્રમાણે વર્તે તો મને અધિક સંતોષાનંદ થાય.

આ પુસ્તક પ્રગટ કરવાના સંબંધમાં મારે જે વિશેષ કહેવું છે, તે એજ કે આજકાલ મનને ઉશ્કેરી નાખનાર કલ્પિત કથા કહાણીઓ અને ચેટક સરખાં નાટકો વાંચવાનો શોખ જોતજોતામાં વધી પડયોછે. આજકાલ પ્યારની અદ્ભૂત વાતો વાંચવાનો પ્રચાર વધતો ચાલ્યોછે. ભોળા લોકો ભ્રમથી એવી અશક્ય વાતોને શક્ય માનવાનો ભૂલાવો ખાયછે. કલ્પિત પ્યાર અને કલ્પિત સુખની કિસ્સા કહાણીઓ કુમળા મગજપર માઠી અસર કરે છે. સામાન્ય નજરથી જોતાં એવી ચોપડીઓથી જાણવાજોગ નુકસાન દેખાતું નથી, તોપણ જે કાર્ય મનુષ્યથી બની શકવું અસંભવિત છે અથવા જે કાર્ય કરવું કે થવું એ કુદરતના સામર્થ્ય બહારની વાત છે; મતલબ કે જેમાંના બનાવો કદી બન્યા નથી, બનતા નથી અને આવતી હજારો સદીમાં પણ કદી બનવાના નથી તેવાં કાર્યોની યોજના જે લેખકોએ કેવળ કલ્પના વડેજ પોતાનાં પુસ્તકમાં મૂકેલી હોયછે તે યોજના અનુકરણ કરવા યોગ્ય કે લાભદાયક શી રીતે માની શકાય ? અને જ્યારે લાભકારક નથી ત્યારે તેવા વાંચનથી ખાલી ભ્રમમાં પડીને વાંચનારાઓ વૃથા વખત ગુમાવે કે નહીં ? જેનાવડે પોતાના શ્રમનો બદલો મળતો નથી અને જેનાવડે અન્યનું પણ હિત સાધી શકાતું નથી તેવા વાંચનવડે થતા નિરર્થક આનંદનો ઉપયોગ શો? કેટલાંક કલ્પિત પુસ્તકો વાર્તા, નાટકો આદિ જ્ઞાન સાથે ગમત ઉપજાવે તેવાં હોયછે; પરંતુ **'અશક્ય'** અને **'અસંભવ'**ના અપવાદો જો

તેમને પણ લાગુ પડતા હોય તો ગ્રંથ લેખનનો ઈષ્ટ હેતુ એથી પૂર્ણ રીતે પાર પડી શકતો નથી. મનને વ્યગ્ર અને વિહ્વળ કરી નાખે એવી વારતાઓ આજે કોડીબંધ લખાયછે પણ વાસ્તવિક વિચારીએ તો તેની કોડીની પણ કિંમત નથી.

"ઈસાપ નીતિ"નાં ભાષાંતરો દુનિઆની ઘણીખરી સુધરેલી ભાષામાં થયેલછે. તેવી રીતે સંસ્કૃતમાં "પંચતંત્ર" અને "હિતોપદેશ" પણ છે. એવી કલ્પિત આખ્યાયિકાઓ માણસને કેટલાક પ્રકારે નીતિનો બોધ આપી શકે છે, તેની હું ના પાડતો નથી, પરંતુ એ સઘળું છતાં પણ એ જોડી કાઢેલી વાતો છે–બનેલી નથી. અલબત્ત તેઓએ પોતાથી બની શક્યા પ્રમાણે પોતાની ફરજ બજાવીછે, રમૂજની સાથે બોધ આપ્યોછે તોપણ ખરા બનેલા બનાવની સાથે તે કદીપણ બરાબરી કરી શકે નહીંજ. મહાન્ મનુષ્યોનાં વૃત્તાંતોને આધારે અનુકરણીય જનસ્વભાવને ઘણું સારૂં ઉત્તેજન મળેછે. સદાચારી માણસના દૃષ્ટાંતથી જાતે દૃષ્ટાંતરૂપ બનવાને મનુષ્યોનું મન આકર્ષાય એ સ્વાભાવિક છે. ખરા બનેલા બનાવોનું પરિણામ સંતોષદાયક નિવડતું હોવાથી તેવા પ્રકારના વૃત્તાંતો વાંચીને સુખ અને યશ મેળવવા તરફ જનમંડળનું લક્ષ દોરાયા વિના રહેતું નથી. આ "વાંચવા લાયક વાતો" એવા હેતુથીજ વાંચનારના હાથમાં મૂકવામાં આવી છે. **માનવ ઉન્નતિ** જેનાવડે સેહેલાઇથી થઇ શકે તેવી અનેક બાબતો અનેક ઉપાયો સહિત આ પુસ્તકમાં દર્શાવવામાં આવી છે. યુવાન અને વૃદ્ધ જનોને તે ઉપયોગી થવા સાથે શિક્ષણ લેતાં બાળકોને પણ તે બોધદાયક થઇ પડે એવા પ્રકારે તેની વ્યવસ્થા કરવામાં આવેલી છે. અનેક ચરિત્રોનો સંગ્રહ કરવામાં મારે અન્ય ઇંગ્રેજી, ગુજરાતી અને મરાઠી પુસ્તકોની મદદ લેવી પડી છે એમ કહેવામાં આ પુસ્તકની મહત્તા કાંઇ ઘટી જતી નથી. આ વાતો માટે જૂદા જૂદા ગ્રંથકારોનો હું ઘણો આભારી છું આમાંની વાતો મેં યથાશક્તિ સરળ અને રસિક ભાષામાં વિનય મર્યાદાયુક્ત લખીને વાંચનારની સન્મુખ ધરીછે. સંસાર મંડળમાં જેમ ઉંચો તેમજ નીચો

દરજ્જો ધરાવનારા માણસોએ સદ્દગુણ અને સદાચારને રસ્તે ચાલી દુનિઆનું ધ્યાન પોતાના તર્ફ કેવી રીતે ખેંચ્યુંછે તે આ વાતો બતાવી આપેછે.

તેજ વળી બતાવેછે કે તેઓ કેવી રીતે મનુષ્ય જાતને ઉપયોગી અને માન્ય થઇ પડયા. સાચી વાતોનો સૌથી મોટો ફાયદો એ છે કે તેથી ચરિત્રના સદ્દગુણી નાયકનું અનુકરણ કરવાની વાંચનારને ઇચ્છા થાયછે. આમાં એવાં માણસોનાં ટુંક વૃત્તાંતો છે કે જેઓ ઉદ્યોગ, પ્રમાણિકપણું, સ્વદેશગમતા, દયા, નિમકહલાલી અને કર્તવ્યપરાયણતાવડે ઉંચ્ચ સ્થિતિએ પહોંચ્યાંછે, અથવા રંક સ્થિતિમાં રહ્યા છતાં સદાચારવડે જગપ્રસિદ્ધ થયાછે. તેમજ કેટલાક દુર્ગુણી માણસોના દાખલા આપી તેવા દુર્ગુણથી દૂર રહેવા પ્રસંગોપાત સુબોધ આપવામાં આવ્યોછે. દરેક વર્ગના વાંચનાર પછી તે ગરીબ કે પૈસાદાર, નાના કે મોટા, ઉંચી બુદ્ધિના કે સાધારણ સમજના હોય તો પણ તેને આ પુસ્તક બોધદાયક અને મનોરંજક થઇ પડશે.

સારા ગુજરાતી લેખકોને સદા યોગ્ય ઉત્તેજન આપનાર, દેશભાષા તથા પ્રજાની સુધારણા માટે ખંતથી યત્ન કરનાર સ્વદેશપ્રેમી **શેઠ સોરાબજી શાપુરજી બંગાળી સી. આઇ. ઇ.** એ અતિ ખેદ સાથે મને એકવાર લખી જણાવ્યું હતું કે–'આજકાલ પ્રકટ થતાં વારતા વગેરેનાં પુસ્તકોનો ઘણો ભાગ એવો હોયછે કે તે બેન દીકરી સમિપ વાંચતાં લજ્જા ઉપજે, અને એ કહેવું જરાપણ ખોટું નથી. આપણા કેટલાક ગુજરાતી લેખકોનું અને પુષ્કળ વાંચનારાઓનું આવા પ્રકારનું વલણ અને આવા અધમ પ્રકારનો શોખ કોઇ પણ દેશ હિતેચ્છુ જનને શોક ઉપજાવ્યા વિના રહેતો નથી. અને તેથી ગ્રંથકારોની 'લેખન પદ્ધતિ'માં સુધારો થાય અને એવા વાંચનારની હાલની રૂચિ બદલાઇને નીતિનાં પુસ્તકો વાંચવા તર્ફ તેઓનું વધારે લક્ષ રહે એવા હેતુથી પણ આ પુસ્તકને જન્મ મળ્યોછે એમ કહું તોપણ અડચણ નથી.

કેળવણીખાતાને અંગે શાળાશિક્ષણમાં સામાન્યપણે નીતિના શિક્ષણની આવશ્યકતાનો તે ખાતાના અધિકારીઓ તેમજ નામદાર સરકાર

તર્ફથી વખતોવખત સ્વીકાર કરવામાં આવ્યોછે, એટલુંજ નહીં પણ એવું પુસ્તક રચાએલું જોવાને આતુરતા પણ બતાવવામાં આવેલીછે. નીતિ સાથે વ્યવહારોપયોગી પુસ્તકની ખોટ થોડેઘણે દરજ્જે પણ જો આ 'વાંચવા લાયક વાતો'થી પૂરી પડશે, તો મારા શ્રમનું અધિક સાર્થક થયેલું સમજી હું પરમાનંદ પામીશ.

આ 'વાંચવા લાયક વાતો'માં વિદેશી મનુષ્યોનાં ચરિત્રોનો સંગ્રહ હોવાથી સ્વદેશના મહાજનોને વિસારી દેવાનો મારાપર દોષ મૂકવામાં આવશે; પરંતુ આગળ કહી ગયા પ્રમાણે આપણામાં જીવનચરિત્રો લખવાનો રીવાજ નહીં સરખો હોવાથી તેમાંથી આવો સંગ્રહ કરવાનું કામ સેહેલું નથી, તે માટે દિલગીર છું. આપણામાં પ્રાચીન કેટલાંક ચરિત્રો મળી શકે છે તે અતિશયોક્તિથી ભરપૂર હોવાથી તેનું વાસ્તવિક સ્વરૂપ તારવી કાઢવું એ બહુજ મુશ્કેલી ભરેલું છે. તોપણ આ પુસ્તકના બીજા ભાગમાં કેટલાએક સ્વદેશી જનોના ચરિત્ર આપવાની મારી ઇચ્છા છે. પ્રાચીન અને અર્વાચીન મહાજનોનાં ચરિત્રોની ટુંકી નોંધ તેમાં દાખલ કરવામાં આવનાર છે. છેવટ એટલુંજ કહેવાનું કે—

"સોનાનાં કમળ કારીગરોના હાથથી બની શકેછે પણ તેમાં સુગંધ નિર્માણ કરવાની કરામત તો એકલા પ્રભુનાજ હાથમાં છે." આ ચરિત્ર સંગ્રહ રૂપ 'વાંચવા લાયક વાતો'ની પુષ્પમાળા ગુંથવામાં મારી કશી પણ મહત્વની કારીગરી નથી. માત્ર મેં તો એકેક ચરિત્રરૂપ પુષ્પ એકત્ર કરવા અને તેને દોરામાં ધીરજથી પરોવવા ઉપરાંત કશું કર્યું નથી. મારા દેશબાન્ધવો સદ્‌ગુણ સંપન્ન મહાજનોના જીવનવૃત્તાંતથી બોધ મેળવી પોતાનો અધિક ઉત્કર્ષ કરવા પ્રવૃત્ત થાય એજ ઇચ્છા અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના !

પુરૂષોત્તમ ગાંધી.

## કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઇ. ની સંમતી.

દોહરો.

ચારે ખંડ અખંડમાં, નામાંકિત નરનાર;
થયાં ગયાં વર્ણન રચ્યાં, તે આ લખ્યાં લગાર. ૧

કવિત.

રિદ્ધિને ઠગારી ધારી તેનાથી ન યારી કરી,
ભારીભરી કરી કામ કીરતિ વિસ્તારી છે;
દુઃખ પારકાં વિદારી લીધાં નિજ શીશ ધારી,
કૈક નરનારો પિતા માતાનાં પૂજારી છે;
દેશની ખુવારી થતાં પીડાને નિવારી પોતે,
અસ્ત્રશસ્ત્ર ધારી શત્રુ સેનાને સંહારી છે;
અતિ અવિકારી જેને જોઇ બલીહારી જૈએ,
દાખે દલપત એવી વાતો સારી સારી છે. ૧
કોઇ ઉપકારી કોઇ થયાછે વેપારી ભારી,
હતા જે ભીખારી વડી દોલત વધારી છે;
કોઇ રાજદ્વારી સ્થિતિ દેશની સુધારી ઘણી,
કોઇ ધર્મ ધારી સુવિચારી ગ્રંથકારી છે;
સંભારી સંભારી એવી સારી સારી વાતો સાચી.
ન્યારી ન્યારી બાબતોની આ વિષે ઉચ્ચારી છે;
વાંચે ચિત્ત ધારી તો સુધારી શકે દેશ સ્થિતિ,
દાખે દલપત એવી સંમતી અમારી છે. ૨

# વાંચવા લાયક વાતો.

## પ્રથમ ભાગ.

" In the world's broad field of battle,
In the bivouac of life,
Be not like dumb, driven cattle!
Be a hero in the strife!"

*Henry Wordsworth Longfellow.*

" દુનિઆરૂપી વિશાળ રણક્ષેત્રમાં, જીંદગીરૂપી ઉઘાડી છાવણીમાં મુંગા હાંકી મૂકેલા પ્રાણી જેવો રહેતો નહીં, પણ સંગ્રામમાં પેહેલવાન નીવડજે."

**હેનરી વર્ડ્સવર્થ લૉંગફેલો.**

## પ્રમાણિક.

### એરીસ્ટાઇડીસ.

" Honesty is the Best policy." *Byron.*

" પ્રમાણિકપણું એ ઉત્તમ નીતિ છે."     **બાયરન.**

એ નામીચો ને નૌતમ યુનાની અધિકારી હતો. એના પ્રમાણિકપણાનો પ્રસિદ્ધ પુરાવો મેરેથાનની પ્રખ્યાત લડાઈમાં મળ્યો હતો. એ યુદ્ધમાં ઇરાનીઓ યુનાન દેશપર ચડી આવ્યા, પણ તેમાં તેઓનો પૂરેપૂરો પરાજય થયો, અને તેઓની તમામ માલમતા યુનાનીઓને હાથ ગઈ. એ વખતે યુનાની રાજ્યમાં સર્વથી અધિક વિશ્વાસુ અમલદાર એરીસ્ટાઇડીસ હતો. શત્રુઓ પાસેથી મળી આવેલી સંપત્તિ તેમજ લડાઇમાં પકડાએલા બંધીવાનોને સંભાળી રાખવાનું કામ તેને સોંપવામાં આવ્યું. દુશ્મનો પાસેથી પડાવી લીધેલું સોનું, રૂપું અને ઝવેરાત પુષ્કળ હતું. તેની કોઇએ ગણતરી કરી નહોતી. એરીસ્ટાઇડીસ જો પોતાનું પ્રમાણિકપણું પડતું મૂકે

તો એ અવસરે તે એકદમ ધનાઢય થઇ પડે તેમ હતું. તેના સ્વાધીનમાં આપેલી માલમિલ્કત તેને કોઈએ ગણી સોંપી પણ નહોતી. જર ઝવેરાત તેની પાસે છૂટું પડયું હતું. કહેવત છે કે **" જર દેખીને મુનીવર ચળે,"** પણ એરીસ્ટાઇડીસ તેથી બિલકુલ ચગ્યો નહીં. હરામની પુંજી પામવાની તેણે હોંસ કીધી નહીં. જર ઝવેરાતમાંથી એણે રતિપૂર પણ રાખ્યું નહીં તેમજ બીજા કોઇને પણ તે લેવા દીધું નહીં. એનો પિત્રાઇ ભાઇ કેલીઆસ જે એક ભૂર્તિ કરતાં પણ ભારે ભભકો રાખીને ફરતો હતો એને એક ઇરાની કેદીએ પોતાના રાજ્યનો ગુપ્ત રાખેલો ખજાનો બતાવી દીધો. એ કેદી તેને રાજા સમજ્યો હતો. તેને આશા હતી કે આ ખજાનો બતાવ્યાથી તે મારાપર મહા પ્રસન્ન થઇને કેદખાનામાંથી મને મુક્ત કરશે; પણ અફસોસ કે તેની એ આશા અફળ ગઈ; કારાગ્રહમાંથી મુક્ત કરવાને બદલે તો કેલીઆસે તે બિચારાને મારી નંખાવ્યો, કેમકે તેને ઘણીજ ધાસ્તી હતી કે એ કેદીને જો હું હયાત રાખીશ તો મને મળેલા આ ગુપ્ત ખજાનાની એરીસ્ટાઇડીસને ખબર પડશે, અને જો એમ થશે તો એ કદી પણ મને પચવા દેશે નહીં.

મહા જ્ઞાની અને અદલ અધિકારી મિ૦ એરીસ્ટાઇડીસની પ્રમાણિકદારીની સર્વોત્તમ સાબિતી એ છે કે તે મૃત્યુ પામ્યો ત્યારે તેની પાસેથી કશું ધન નીકળ્યું નહીં. એ કાળે તે એટલો તો કંગાળ માલમ પડયો કે તેની મરણક્રિયાને માટે પણ તેના ઘરમાંથી કાંઇ નાણું મળી આવ્યું નહીં, તેથી તેના મોતની ક્રિયાનો ખર્ચ રાજ્યના ખજાનામાંથી કરવામાં આવ્યો, તેમજ તેના કુટુંબના પોષણ સારૂ સરકાર તર્ફથી એક સારી રકમનું સાલીઆણું બાંધી આપ્યું. એના કટ્ટામાં કટ્ટા શત્રુઓ પણ એના પ્રમાણિકપણાની પૂર્ણ પ્રશંસા કરતા અને તેને માટે અપૂર્વ માન બતાવતા. એરીસ્ટાઇડીસ પૈસે કંગાળ હતો, પણ મનથી માતબર હતો, તે આબરૂદાર હતો, અદલાઇમાં એકકો હતો, પ્રમાણિકપણામાં પૂરો હતો, અને રાજ્યભક્તિમાં નિપુણ હતો. વગર નાણે તે નામદાર થઈ ગયોછે તે કશાથી નહીં, પણ માત્ર તેના અખંડ પ્રમાણિકપણાથી. નાણું એ **'કૂતરાની ચાટ'** સમાન કહે-

વાયછે-તે આજે છે અને કાલે નથી. નાણાની લાલસામાં લપટાઇને પ્રમાણિકપણાનો ભોગ આપવો એ કામ લાયક મનુષ્યનું નથી. અશાસ્વત સુખોપભોગને સારૂ અનંત કાળનું બગાડવું એ વાજબી નથી. અપ્રમાણિકપણે પૈસો પ્રાપ્ત કર્યો હોય તે દીર્ઘ કાળ પર્યંત ટકતો નથી. "આખર ધૂળની ધૂળ." પૈસા ભોગવનારા ભોગવેછે અને અપ્રમાણિકપણું કરનારને મહા પાતકમાં પડવું પડેછે. અપ્રમાણિકપણું આચરીને ઉભી કરેલી હવેલી કરતાં, પ્રમાણિકપણાથી પ્રાપ્ત કરેલી ઝુંપડી હજાર દરજ્જે ભલી સમજવી. પ્રમાણિકપણે ચાલો; કદાપિ આ લોકમાં નહીં, તો પરલોકમાં પણ તેનો યોગ્ય બદલો મળ્યા વગર રહેશે નહીં. પ્રમાણિકપણે ચાલો, તો તમારૂં અંતઃકરણ આનંદિત રહેશે. પ્રમાણિકપણે ચાલો તો લોકો તમને ચાહશે અને ધન્યવાદ આપશે. પ્રમાણિકપણું પરમેશ્વરને પરમ પ્રિય છે. પ્રમાણિકપણાની પદવી સર્વોપરી છે.

---

## સર વૉલ્ટર સ્કૉટ.

" Better to die ten thousand thousand deaths, than wound my honour." *Addison.*

"મારા પ્રમાણિકપણાને ધોકો પહોંચે તેના કરતાં મરી જવું એ હજારો વખત પસંદ કરવા લાયક છે." ઍડિસન.

એ વિદ્વજ્જનના નામથી થોડાજ વાંચનાર અજાણ્યા હશે. એ પુરૂષ જેટલો પોતાની વિદ્વત્તાથી તેટલોજ પોતાના પ્રમાણિકપણાથી પ્રસિદ્ધ છે. તેણે પોતાના લ્હેણદારોનું ઋણ પતાવવાને ઘણોજ પ્રયત્ન કીધો હતો. જે પુસ્તકો પ્રકટ કરનારની સાથે તેને સંબંધ હતો તેણે દેવાળું કાઢ્યું, તેના છાંટા સર વૉલ્ટર સ્કૉટને પણ ઉડયા વિના રહ્યા નહીં. તે કરજદાર થઈ ગયો, ત્યારે તેના ઘણા માયાળુ મિત્રોએ માગણી કરી કે અમારી પાસેથી થોડુંઘણું નાણું લેઇને તારૂં ઋણ પતાવી દે: પણ સર વૉલ્ટર સ્કૉટે એ માગણી સ્વીકારી નહીં. તેણે કહ્યું કે-"તમારી કૃપાને માટે હું ખરા અંતઃકરણથી તમારો આભાર માનુંછું, પણ તમારી માગણી માન્ય રાખવાનું મારાથી બનશે નહીં. મારા લ્હેણદારોની પાઇએ પાઇ આપવાની મારી

અંતઃકરણથી ઇચ્છા છે, તેથી ઇશ્વરકૃપાથી મારો આ જમણો હાથ મને એ ઋણથી મુકત કરશે. મારા ઉદાર મિત્રો, તમે મારે માટે આટલી બધી કાળજી રાખોછો એ કૃપા હું જેવી તેવી માનતો નથી. તમારી મદદ મેળવવા કરતાં મારા હાથની મદદ મેળવવી એ હું વધારે પસંદ કરૂંછું. આત્મબળ ઉપર આધાર રાખવો એ ઉત્તમ છે. મારૂં હૃદય જો નિષ્પાપ હશે તો મારા હાથ મને બેશક સહાયભૂત થયા વગર રહેશે નહીં જ."

એક વેળા તેણે પોતાના એક પ્રિય મિત્રપર પત્ર લખ્યો તેમાં તેણે પ્રદર્શિત કર્યું હતું કે—**"જો આપણે આ સૃષ્ટિમાં સઘળું ખોઇ બેશીએ તો તેની કશી ફિકર નહીં, પણ આપણે ખુબ સંભાળ રાખવી કે આપણું પ્રમાણિકપણું કદી ખોવાય નહીં."**

જેવી એની વાણી હતી તેવીજ એની કરણી હતી. પોતાનું કરજ ભરવાને તેણે ભારે ને સતત શ્રમ કર્યો. અતિ શ્રમથી તેનું શરીર લથડયું તોપણ તે પોતાના અખંડ ઊદ્યોગમાં પાછો હઠયો નહીં. "અર્થં સાધયામિ કિંવા દેહં પાતયામિ" એ કથન તેણે ઉત્તમ ગણ્યું. કોઈપણ પ્રકારે પોતાનું પ્રમાણિકપણું જળવાઇ રહે એવી એના અંતરમાં અધિક કાળજી હતી. તે વિશેષ વિપત્તિમાં હતો છતાં ઉદ્યોગમાં મંડયો રહ્યો. પોતાની કલમને તેણે સુસ્ત થવા દીધી નહીં. પ્રજાને પરમ ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો એક પછી એક તે લખ્યે ગયો. પોતાનાં લખાણનું જે નાણું ઉપજતું ગયું તે તેણે પોતાના લ્હેણદારોને ભરવા માંડયું, અને પોતે જે બોલ્યો હતો તે સર્વાંશે સત્ય ઠરાવી આપ્યું. તેણે એક વેળા લખ્યું હતું કે—"જ્યાં સુધી હું મારૂં કરજ પતાવત નહીં, અને મારા પ્રમાણિકપણાને જાળવત નહીં, ત્યાંસુધી હું નિરાંતે નિદ્રા પણ લેત નહીં." પ્રમાણિક મનુષ્યનું પણ જાળવવા પરમ કૃપાળુ પરમેશ્વર સહાય થયા વિના રહેતો નથી. ભાવના તેવી સિદ્ધિ થાયછે. પ્રમાણિક સર વૉલ્ટર સ્કૉટ કલમની અણીથી કરજમુક્ત થયો અને કીર્તિ પામ્યો. તેના પ્રમાણિકપણા અને પુરૂષાર્થના આપણે પરમ ગુણાનુવાદ ગાઇશું.

## મિસીસ થૉમ્સન.

" જે મનુષ્ય પ્રમાણિક નથી, તે ડાહ્યું અને સહિસલામત નથી; એ મહાન્ સત્યની વાત જો માણસો વિચારે, તો સર્વ લોકને ખાનગી અને જાહેર રીતે કહે પાર ન આવે એટલો બધો લાભ પ્રાપ્ત થાય." **સર વૉલ્ટર રેલે.**

ઇ. સ. ૧૭૭૬ માં લિસ્બન શેહેરમાં એ દરિદ્રી ડોશી ત્યાંના મહારાજાને મળવા માટે તેના દરબારમાં ઘણા દહાડા સુધી આવજા કરતી હતી, પણ ત્યાં એ પ્રમાણિક બાઈનો કશો પત્તો લાગતો નહીં. મદમાં મસ્ત બનેલા સિપાઈઓ તેને ત્યાંથી ધિક્કારી કાઢતા હતા, તથાપિ તે ડોશીએ નિરાશ થઇને પોતાનો વિચાર પડતો મૂક્યો નહીં. પછી એક વેળા મહારાજા બહાર ફરવા નીકળ્યા હતા, એ તકનો લાભ લેઈને તે બાઇ તેને માર્ગમાં મળી, અને તેની પાસે કરગરવા લાગી કે—"મહારાજ, મુજ ગરીબ માણસપર મેહેર કરીને મારી વિનંતિ સાંભળો. આપ સાહેબને ખબર હોવી જોઈએ કે સને ૧૯૭૫ માં આ સ્થળે ધરતીકંપ થયો હતો. એ વખતે નાની મોટી અનેક ઇમારતો પડી ગઇ હતી. તે માંહેલી એક હવેલીમાંથી ધનનો એક ચરૂ મને હમણાં હાથ લાગ્યોછે. પૈસેટકે હું કંગાળ છું, વળી મારે ચાર છોકરાં છે, તેથી ગુજરાન ચલાવવામાં મને મહામહા મુશીબત વેઠવી પડેછે. અનાયાસે મને મળી આવેલી મિલ્કત જો હું મારા ઉપયોગમાં લઉં તો એ વિષે ઇશ્વર સિવાય બીજો કોઇ જ્ઞાતા નથી; પણ પારકો પૈસો પોતાનો ગણી વાપરવો એ કામ મને પસંદ નથી. પારકું ધન પથ્થર પ્રમાણે ગણી તેથી દૂર રહેવું એ નીતિશાસ્ત્રનો નિયમ છે. પારકું દ્રવ્ય અનીતિથી વાપરવું તેના કરતાં ભીખ માગીને પણ પોતાનું પેટ ભરવું એ હું વધારે સારૂં માનુંછું, અને સુકૃત્ય એજ સંપત્તિ એમ હું સમજુંછું, તેથી આપ મહારાજા સાહેબ પાસે હું માગણી કરૂંછું કે આ દ્રવ્યના ખરા માલિકની ખોળ કરાવીને તે તેને સોંપવું. તેનું ખોવાએલું ધન તેને જ્યારે પાછું પ્રાપ્ત થશે ત્યારે તેને કેવો પરમાનંદ થશે? હું અંતઃકરણથી ઈચ્છુંછું કે તેનો માલિક જલદી મળી આવે." તે ડોશીનાં

આવાં પ્રિયકર વચન સાંભળીને રાજા સાનંદાશ્ચર્ય પામ્યો. પછી તેણે તેણીની સાથે જઇને એ ચરૂ પોતાની નજરે નિહાળ્યો. રંક માણસમાં પ્રમાણિકપણું હોતું નથી એમ કહેવું વાજબી નથી. સઘળા પૈસાદાર પ્રમાણિક નથી, તેમજ સઘળા ગરીબ અપ્રમાણિક નથી. આ ડોશીના પ્રમાણિકપણાથી મહાનંદ પામીને તે મોટા મનના મહારાજાએ તેને એક ગામ બક્ષિસ કર્યું. પછી પેલા ધનનો ધણી શોધી કાઢવા સારૂ ઢંઢેરો પીટાવ્યો, પણ તેનો કોઇ ખરો માલિક મળી આવ્યો નહીં; તેથી રાજાએ તે ધનનો ચરૂ પણ તે પ્રમાણિક ડોશીને આપી દીધો ! પોતાના પ્રમાણિકપણાથી એ ડોશીને એવડો લાભ મળ્યો; વળી તેણીનું પ્રમાણિકપણું પ્રકાશિત થયું, તેમજ તેણીનું એ ઉત્તમ કાર્ય અન્ય મનુષ્યોને અનુકરણીય થઇ પડયું.

## ગરીબ પણ પ્રમાણિક.

"પ્રમાણિકપણામાંજ મનુષ્યનો વિજય રહેલોછે." **લૉર્ડ ચેસ્ટરફીલ્ડ.**

મીલાન શેહેરના એક ગરીબ માણસને એક વેળા પાંચસેં રૂપિઆ ભરેલી એક થેલી જડી. તે વખતે તેની પાસે બીજું કોઇ હાજર નહોતું. એ રૂપિઆ પોતાના ઉપયોગમાં લેવા એવો તેને વિચાર પણ આવ્યો નહીં. પછી તે થેલી જેની હોય તેને પાછી સોંપવા માટે તેણે સત્વર પોતાના ગામમાં સાદ પડાવ્યો. તે સાંભળીને એ થેલીનો માલિક તેની પાસે દોડી આવ્યો, અને તે પોતાની છે એમ તેણે તે ગરીબ માણસની ખાતરી કરી આપી, તેથી તે થેલી તેને મળી. પછી તે થેલીના માલિકે એ પ્રમાણિક માણસનો ઉપકાર માનીને તેને પચાશ રૂપિઆ ઈનામ તરીકે આપવા માંડયા, પણ તેણે તે લેવાની ચોખ્ખી ના પાડી. ત્યારે તે ગૃહસ્થે આગ્રહ કરીને તેને દશ રૂપિઆ આપવા માંડયા તે પણ તેણે કબૂલ ન રાખ્યા, અને તે બોલ્યો કે—"એમાં વળી ઇનામ શાનું જોઇએ ? મેં એ થેલી કાંઈ મારા ઘરની તો નથી આપી ? થેલી તમારી હતી અને તમને પાછી આપી તેમાં મેં જરાએ નવાઈ કીધી નથી. મેં મારો માત્ર ધર્મ બજાવ્યોછે. ઈનામ લેવાનો મને અલ્પ પણ અધિકાર નથી." તે ગૃહસ્થે પછી પાંચ રૂપિઆ

આપવા માંડયા પરંતુ તે પણ તેણે અંગીકાર ન કર્યા, તેથી તે ગૃહસ્થે કંટાળીને તે કોથળી તેની પાસે પડતી મૂકી, અને તે બોલ્યો કે જ્યારે મારી એક પણ વિનંતિ તમે માન્ય રાખવાની ના પાડોછો ત્યારે હું કહું છું કે એ કોથળીજ મારી નથી! હવે તે આખી કોથળી તમારી પાસે રાખો. મારે એનો ખપ નથી. પછી આસપાસ ઉભેલા માણસોએ તે પ્રમાણિક માણસને ઘણોજ આગ્રહ કર્યો ત્યારે તેણે આખરે સાડાબાર રૂપિઆ સ્વીકાર્યા: પણ પછી સઘળાની. ઘણીજ અજાયબી વચ્ચે તેણે તે આખી રકમ તરતજ ગરીબ લોકોમાં વહેંચી આપી. આ પ્રમાણિક માણસના પ્રમાણિકપણા તેમજ તેના મોટા મનનાં આપણે એકમતે વખાણ કરીશું. ઇનામ તરીકે રૂપિઆ મળતા તે ગ્રહણ કરવામાં અપ્રમાણિકપણું નહોતું; પણ તે ઉપકાર સાથે નાકબૂલ રાખવામાં તેનું ઘણુંજ મોટું મન સાબિત થયુંછે, એથકી આપણા આનંદમાં અભિવૃદ્ધિ થાયછે. ઇનામ નહીં અંગીકાર કરવામાં આપણે તેને ઠપકો આપી શકીશું નહીં, પણ ઉલટી તેની બેવડી તારીફ કરીશું. એનું કથન કોઈપણ રીતે ગેરવાજબી નહોતું. દુનિઆમાં આવા પણ પ્રમાણિક માણસો વખતોવખત દૃષ્ટિગમ્ય થાયછે. એણે પોતાના પ્રમાણિકપણા તેમજ મોટા મનથી ખચીત આપણને બેવડી ખુશી ઉપજાવીછે. ધન્ય છે એના પ્રમાણિકપણાને! બલિહારી છે એના મોટા મનને! અને સાબાશ છે એના સદ્વર્તનને!

## ભરવાડનો છોકરો—મહમૂદઅલી બે.

" Honesty is the strongest shield." *Aspinall.*

"પ્રમાણિકપણું એ સૌથી મજબૂત ઢાલ છે." **એસ્પીનલ્લ.**

ઇરાની બાદશાહ શાહ અબાસ એક વાર શિકારે ગયો હતો, ત્યાં તે પોતાના માણસોથી છૂટો પડી ગયો. વગડામાં વાંસળી વગાડતો ભરવાડનો એક છોકરો તેને મળ્યો. તેની સાથે વાતચીત કરતાં તે ઘણો ચતુર માલમ પડયો, અને ઘેટાંની સરદારી કરતાં માણસની સરદારી સારૂ તે વધારે લાયક ઠર્યો. શાહ તેને પોતાના દરબારમાં તેડી ગયો. રા-

જકાજમાં કુશળ કરવા માટે તેને પ્રવીણ પુરૂષો પાસે રાખી શિક્ષણ અપાવ્યું. એનામાં સ્વાભાવિક શક્તિ સારી હતી, તેથી તેણે થોડા વખતમાં ઘણું જ્ઞાન મેળવ્યું. બાદશાહે તેનું '**મહમૂદઅલી બે**' નામ પાડ્યું, અને તેને નાજરનો ઓહદો આપ્યો. એ કામ તેણે પ્રમાણિકપણે અને દીર્ઘદૃષ્ટિથી ચલાવ્યું, તે જોઇને શાહને બહુ સંતોષ થયો. એના વખતમાં લાંચ રૂશવતનું બહુ જોર હતું, પણ મહમૂદઅલી બેને એ વિષે અંતઃકરણથી તિરસ્કાર હતો. પૈસાને માટે એણે પોતાનું પ્રમાણિકપણું વટલાવ્યું નહીં. રાજ દરબારમાં પ્રમાણિકપણાથી જેમ કીર્તિ વધેછે, તેમ ઘણી વાર દુશ્મનો પણ વધ્યા વગર રહેતા નથી. મહમૂદઅલી બેની અદેખાઇ કરનારા શત્રુઓની પ્રતિદિન વૃદ્ધિ થતી ગઈ. રાજ્યદ્વારી પુરૂષોમાં જ્યાં અપ્રમાણિકપણાનો અમલ છૂટથી ચાલતો હોય, ત્યાં પ્રમાણિક અધિકારી આંખના કણાની પેઠે ખટકેછે. આ સાચી ધાનતના નિમકહલાલ નાજરને ખરાબ કરવામાં તેઓએ જેટલાં બની શક્યાં તેટલાં કાવતરાં કર્યાં, પણ તે સર્વે ફોકટ ગયાં. નાજરપર શાહની પ્રીતિ ઘટવાને બદલે ઉલટી વધી.

પણ પછી શાહ અબાસ મરણ પામ્યો. તેની ગાદીએ શાહ શેફી બેઠો. રાજ્યદ્વારી કુભાંડનો મર્મ સમજવામાં તે કાચો હતો, અને તેને જેમ દોરીએ તેમ તે દોરાય એવો હતો. એ તકનો લાભ ખટપટીઆઓ લીધા વિના રહ્યા નહીં. "નાજર બહુજ અપ્રમાણિક છે, ખજાનામાંથી એણે ઘણો પૈસો ઉડાવ્યોછે, હિસાબ ખોટો માંડેલોછે, અને નિમકહરામીથી નાણું મેળવીને ભભકાદાર હવેલીઓ બાંધીછે," એવો તેનાપર આરોપ મૂક્યો, અને તેનું દફ્તર તપાસવા માટે શાહના કાન ભંભેર્યા. શાહને આ બધાં તહોમત સત્ય લાગ્યાં તેથી તેણે નાજરને બોલાવીને હુકમ કર્યો કે "તમારો આજસુધીનો હિસાબ તપાસવોછે, માટે એક પખવાડીઆની અંદર તમારા ચોપડા બરાબર તૈયાર રાખજો." એ સાંભળીને નાજરે તત્કાળ વિનયપૂર્વક વિનંતિ કરી કે—"અન્નદાતા, મારા ચોપડા અબઘડી તપાસવા હોય તોપણ તૈયાર છે. મારો હિસાબ રોજ ને રોજ હું લખુંછું. ચડવા દેતો નથી. આપ નામદારને જ્યારે અવકાશ હોય ત્યારે

બેન્નાશાહ પધારશો. આપનો તાબેદાર સદા તૈયાર છે." આ સાંભળીને શાહ સત્વર તૈયાર થયો. નાજરનું દફતર જોઈ રાજકોશ તેણે તપાસ્યો એટલે તેની ખાતરી થઇ કે એમાં લેશમાત્ર પણ ભૂલ નથી. હિસાબ અને ખજાનો બરાબર છે.

શાહ પછી નાજરને ઘેર ગયો. ત્યાં તેના ઘરના તમામ ભાગ તપાસવા માંડ્યા. ઘર ઘણું રમણીય હતું. સાદા પણ સ્વચ્છ સરસામાનથી તે રાજમહાલય સરખું દેદીપ્યમાન લાગતું હતું, તે જોઇને શાહ બહુ હર્ષ પામ્યો. આખું મકાન બારિકીથી તપાસતા આખરે એક ઓરડા તરફ શાહની નજર આકર્ષાઇ. એ ઓરડાનાં કમાડને ઉપરાઉપરી ત્રણ તાળાં અડાવ્યાં હતાં, તેથી શાહે નવાઇ પામીને પૂછ્યું કે "આ ઓરડામાં એવું તે શું ભરેલુંછે કે તેને એકને બદલે ત્રણ તાળા વાસ્યાછે!" ત્યારે નાજરે નમ્રતાપૂર્વક જવાબ આપ્યો કે "ગરીબપરવર, એમાંજ મારી સઘળી માલમતા ભરેલીછે. અત્યારસુધી આપ સાહેબે જે નિહાળ્યું તે બધી મિલ્કત નામદાર સરકારની છે, પણ આ ઓરડામાં સાચવી રાખેલુછે તે મારૂં પોતાનું છે." શાહે તે જોવાની ઇચ્છા બતાવ્યાથી તે દ્વાર ઉઘાડવામાં આવ્યું. એ ઓરડામાં તેની ગેડી, ઝોળી, બકરાના ચામડાની મસક, વાંસળી અને ભરવાડી પોશાક ખૂબ જતનથી જાળવી રાખેલાં હતાં.

આ સઘળું જોઇને શાહ મોટા વિચારમાં પડ્યો, એટલે નાજરે પોતાનું વૃત્તાન્ત ટુંકામાં પણ સ્પષ્ટ સમજાય તેમ કહી બતાવ્યું. પોતાની કંગાળ સ્થિતિમાંથી શાહ અબ્બાસે તેને ઉત્તમ અધિકારપર ચડાવ્યો હતો તે માટે તેનો અતિશે ઉપકાર માન્યો; પછી તેણે શાહ શેફીને અરજ કરી કે "આપ અન્નદાતાને હવે જો મારી નોકરીની અગત્ય ન હોય તો કૃપા કરી મને રજા આપો, એટલે હું મારો અસલ ધંધો કરૂં." આ સઘળું જોઈ સાંભળીને શાહની નજરમાં તેનું પરિપૂર્ણ પ્રમાણિકપણું સાબિત થયું. તે સમયે તે નાજરપર એટલો તો ખુશી થયો કે તેણે પોતાનો પાદશાહી પોશાક ઉતારીને નાજરને બક્ષિસ કર્યો. એ વખતે એ રાજ્યમાં એવો રીવાજ હતો કે પ્રજાજનપર પાદશાહ જ્યારે ઘણોજ ખુશી થાય, ત્યારે દરબાર ભરીને

તેને પોતાનો પાદશાહી પોશાક પેહેરાવે. પ્રમાણિકપણાની પૂર્ણ ફતેહ થઇ. સત્ય હતું તે આગળ તરી આવ્યું. નાજરનું નિષ્કલંકપણું નજરે પડ્યું. ખટપટીઆઓને ખાસડાં ગળ્યાં. જેઓએ ખાડો ખોદ્યો હતો તેમાં તેઓ પોતે પડ્યા. નાજરની સર્વત્ર વાહવાહ થઇ. તેની જુની નોકરી કાયમ રહી, એટલુંજ નહીં પણ શાહની તેણે સર્વોત્તમ પ્રીતિ સંપાદન કરી, અને અચળ કીર્તિ મેળવી. "**સત્યમેવ જયતે.**" કવીશ્વર દલપતરામજીએ પણ કહ્યુંછે કે—

"સત્ય ન સંતાડયું રહે, ખરો જુઓ એ ખેલ;
આવે જેમ ઉપર તરી, જળ તળિએથી તેલ."

---

## લંડનનો એક વ્યાપારી—વિલિયમ મેકેન્ઝી.

"જે માણસ કહેછે કે દુનિયામાં કોઈ પ્રમાણિક નથી તે માણસને નિઃશંક લુચ્ચો સમજવો." **બીશપ બર્કલી.**

આ પુરૂષ પોતાના પ્રમાણિકપણા ને મોટા મનને માટે પોતાનું નામ અમર કરી ગયોછે. થોડા વર્ષ ઉપર લંડનમાં એ વ્યાપારી વસતો હતો. એકવાર તેનો એક મિત્ર તેને મળવા આવ્યો. વાતમાં વાત નીકળતાં યુરોપખંડના એક દેશમાં એક Lottery લૉટરી, (સુરતી) નીકળીછે એવી તે મળવા આવનાર મિત્રે ખબર આપી, અને તેની સાથે પોતાને સારૂ એક ટિકેટ ખરીદ કરવાની તેણે ઈચ્છા બતાવી. પછી તે મિત્ર ત્યાંથી વિદાય થયા પછી તે વ્યાપારીએ એ મિત્રની ઇચ્છાનુસાર તેને માટે 'લૉટરી'ની એક ટિકેટ ખરીદી, અને તે સાથે પોતાને સારૂ પણ એક ટિકેટ તેણે લીધી. પોતાના મિત્રની અને પોતાની ટિકેટની અદલાબદલી ન થવા માટે તેણે તે મિત્રની 'ટિકેટ'પર રંગનું ટપકું મૂક્યું. પ્રસંગ મળતાં, એ મિત્ર માટે લીધેલી ટિકેટ તે તેના તર્ફ મોકલી આપવાનો હતો, પણ ઘણાં અગત્યનાં કામના કારણથી તે વ્યાપારી ટિકેટ મોકલવાનું તદન વિસરીજ ગયો. એવી વિસારે પડેલી વાત પ્રસંગ વિના ઘણીવાર લાંબી મુદત સુધી પાછી યાદ આવતી નથી. તે વ્યાપારીએ પોતાના મિત્રને ખબર પણ નહોતી આપી કે તુ-

માટે માટે મેં એક ટિકેટ ખરીદ કરીછે, તેથી તે યાદ પણ ક્યાંથી આવે? કબાટના એક ખૂણાગાં ટિકેટ ટિકેટને ઠેકાણે રહી. અંતે એ લૉટરીનાં ઇનામ બહાર પડયાં. તેનાં પત્રકો પ્રજાગાં છૂટથી વહેંચાવા લાગ્યાં. અનાયાસે તેમાંનું એક પત્રક તે વ્યાપારીની નજરે પડયું. તે વાંચતાં એ લૉટરીની બે ટિકેટો પોતે ખરીદ કરીછે એવી તેને સ્મૃતિ આવી. પોતાના ઘરમાં આગતેમ તપાસીને તે ટિકેટો તેણે શોધી કાઢી. તેના નંબરો ઇનામપત્રક સાથે મેળવી જોતાં તેને માલમ પડયું કે પોતાના મિત્રની ટિકેટપર ૨૦૦૦૦૦ બે લાખ રૂપિઆ આવેલાછે. એ જોઇને તે આનંદાનંદ પામ્યો, અને પોતાના પ્રાણપ્રિય મિત્રને આ શુભ સમાચાર મોકલાવવાને તે ત્વરિત તૈયાર થયો. એ વ્યાપારી જો કદાપિ લુચ્ચાઈ કરવા માગત તો તેમ ઘણીજ સેહેલાઇથી બની શકે તેમ હતું; કેમકે તેનો મિત્ર એ વિષે તદ્દન અજાણ હતો. 'લૉટરી'ના વહીવટદારોને તેણે ટિકેટ ખરીદનારનાં નામ પણ આપ્યાં નહોતાં, તેથી ત્યાંથી પણ પોતાના મિત્રને કશો પત્તો મળે તેમ નહોતું. અંતર્યામી ઇશ્વર સિવાય બીજું કોઇ આ વાત જાણતું નહોતું, પણ પવિત્ર ધાનતના મનુષ્યને જાણવા, ન જાણવાની દરકાર નથી. તે પોતે જાણતો હોય એટલે તે પ્રમાણે આખું જગત્ જાણેછે એમ તે સમજીને વર્તેછે. પ્રમાણિક માણસો દોષિત લોભ લાલચને પોતાનાપર ફાવવા દેતા નથી. એવા પાક ધાનતના—પ્રમાણિક મનુષ્યોને પરમ ધન્યવાદ ઘટેછે. પ્રમાણિકપણાનો સદ્ગુણ સર્વોપરી છે. એની કિંમત અમૂલ્ય છે. પ્રમાણિકપણાથી દુનિઆ ચાલેછે. પ્રમાણિકપણું એ સંસાર વ્યહવારનું જીવન છે. કેહેવત છે કે "વિશ્વાસે વહાણ ચાલેછે." પ્રમાણિકપણાથી લાખો રૂપિઆની હુંડીઓ સામો ધણી સ્વીકારી આપેછે. પ્રમાણિકપણું નાશ પામે તો અલ્પકાળમાં આ અવનિનો પણ અંત આવે.

પેલા વ્યાપારીએ પોતાના મિત્રને તેડાવી, એ વાત વિદિત કરી તેની ટિકેટ તેને સોંપી, ત્યારે તે મિત્ર કેટલો સાનંદાશ્ચર્ય પામ્યો હશે તે અહીં કહી બતાવવાની અગત્ય નથી. તેણે પોતાના વ્યાપારી મિત્રનો અતિશય

ય ઉપકાર માન્યો. પોતાને પ્રાપ્ત થયેલા બે લાખ રૂપિઆમાંથી થોડો ભાગ તેણે તેને આગ્રહ સાથે આપવા માંડયો, પણ તે વ્યાપારીએ કહ્યું કે—એમાંથી એક પાઇ સરખી પણ લેવાનો મને હક નથી ભાગ્યદેવી તમારાપર પ્રસન્ન થઇ અને તમને બે લાખ રૂપિઆ મળ્યા એ જાણીને મને જેટલો હર્ષ થયોછે તેનો એક દશાંશ પણ તમારી બક્ષિસથી થવાનો નથી. આ વ્યાપારીનાં આપણે જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં. એણે પોતાની જીંદગી સફળ કરી. ગમે તેટલી રકમ મળવાની લાલચથી પ્રમાણિક મનુષ્યો પોતાનું પ્રમાણિકપણું વેચતા નથી એ આવા દૃષ્ટાંતથી સાબિત થાયછે. પ્રમાણિકપણાની પ્રશંસા કરવી એ સેહેલી વાત છે, પણ અનુચિત મહાન લાલચને પોતાની ઉપર ફાવવા નહીં દેવી એ મહા મુશ્કેલ છે; અને મહા મુશ્કેલ છે એટલા માટેજ એવા પ્રમાણિક મનુષ્યો પંકાયછે.

## એક ચીનાઇ વ્યાપારી.

"પ્રમાણિકપણુ એજ વ્યવહારની જીવનશક્તિ." **જૉન સ્ટર્લિંગ.**

પેકીનમાં વસતો હતો. તેની શાખ સારી હતી. એક વાર પરગામનો એક વ્યાપારી કે જેની પાસે બે હજાર રૂપિઆની કિંમતનું રૂપું હતું, તે એની પાસે આવ્યો. એ રૂપું કાંઈ કારણસર તેણે પેલા પેકીનના વ્યાપારીને સોંપ્યુ. પછી તે પોતાના વતન ભણી વિદાય થયો. પોતાને ઘેર પહોંચ્યો કે તરતજ તેને કાંઇ ભયંકર વ્યાધિ થયો, અને તેથી થોડા દિવસમાં તેણે દેહત્યાગ કર્યો. પેકીનના વ્યાપારીએ કેટલીક મૂદત સુધી તેની રાહ જોઇ પણ તે પાછો આવ્યો નહીં, ત્યારે તેણે તેની તપાસ કરવાને પોતાના નોકરોને આસપાસના ગામમાં મોકલ્યા. એક નોકરે તેના ઘરનો પત્તો મેળવ્યો. તપાસ કરતાં માલમ પડયું કે તે વ્યાપારી મરણ પામ્યોછે, અને તેની વિધવા અને પંદર વર્ષની વયનો એક પુત્ર હયાત છે. તેથી એ પેકીનના વ્યાપારીએ પત્ર લખીને તે છોકરાને પોતાને ઘેર તેડાવ્યો, તેનો યોગ્ય સતકાર કર્યો, અને તેની પાસે પેલા રૂપાના લહા મૂક્યા! આ બનાવથી બહુ આશ્ચર્ય પામીને તે પૂછવા જતો હતો એટલામાં પેલા વ્યાપારીએ પ-

ટિત ખુલાસો કર્યો. પછી પેકીનના એ વ્યાપારીના પ્રમાણિકપણાની હાગહામ પ્રશંસા થવા લાગી. તેનું આવું સદાચરણ જોઇને તેના પુત્રો પણ સદ્‌ગુણી થયા; તેમાંથી એક જણ તો ચીનનું પ્રધાનપદ પામ્યો, અને તેણે તે કાર્યભાર ઘણીજ બુદ્ધિચાતુર્યથી વહી રાજા પ્રજાની પૂર્ણ પ્રીતિ સંપાદન કરી હાલમાં પણ તેના કુટુંબીઓ એ દેશમાં મોટા ઓહદા ભોગવેછે. પ્રમાણિકપણાનો બદલો એક નહીં તો બીજી રીતે મળ્યા વગર રહેતો નથી, તેમજ સદાચરણી મનુષ્યની પ્રજા પણ સદાચરણી થાયછે એ પણ આ વાત ઉપરથી સમજાયછે.

## હેરીસન - સ્મિથની પેઢી.

" I would rather be honest than merely be considered so."

*Kennedy.*

" માત્ર પ્રમાણિક ગણાવા કરતાં ખરેખર પ્રમાણિક થવું હું વધારે પસંદ કરૂંછુ. " કેનેડી.

પ્રમાણિક અને આબરૂદાર વેપારીઓ કેવા હોયછે તેનું એક સુદ્દષ્ટાંત સિંગાપુરથી મળ્યુંછે. ઇ. સ. ૧૮૭૨ માં દૈવયોગે ત્યાંની હેરીસન સ્મિથની પેઢી નાદાર હાલતમાં આવી પડી હતી, તેથી તેના માગનારાઓ સાથે માંડવાળ કરીને તે પેઢીના માલિકે સેંકડે ૭૭ ટકા પ્રમાણે પોતાનું કરજ ચૂકાવી આપ્યું હતું ત્યારપછી સત્તર વર્ષે એટલે ઇ સ. ૧૮૮૯ માં એજ પેઢીના હમણાના માલિક મિ. ડબલ્યુ બકનાન સ્મિથે બાકી રહેલા ૨૩ ટકા જેટલું કરજ, તે ઉપર દશ ટકાના વ્યાજ સાથે પોતાની પેઢીના જુના માગનારાઓને વગર માગ્યે ચૂકાવી આપ્યુંછે, એ જાણીને તેના પ્રમાણિકપણા વિષે આપણા અંતરમાં ઉંચો વિચાર ઉત્પન્ન થયા વિના રહેતો નથી. કેટલાક લુચ્ચા પેઢીવાળાઓ પોતાની પાસે પૂરતા પૈસા છતાં પોતાના માગનારાઓને રડાવેછે તેઓએ આ સાંભળીને ખચીત શરમાવું ઘટેછે. દગાખોર વેપારીઓ અનેક પ્રકારથી લોકોને છેતરેછે પણ તે પ્રકાશમાં આવ્યા પછી તેમનો કોઇ ભરોસો કરતું નથી. અપ્રમાણિકપણાથી પૈસા મેળવ્યા હોય તે " ચાર દહાડાનું ચાંદરડું."

પ્રજાની આબાદી વધવા માટે ધીરધારની બહુજ જરૂર છે, અને ધીરધારની વૃદ્ધિ માટે પ્રમાણિકપણાની અતિશય આવશ્યકતા છે એ વાતની આપણાથી ના પાડી સકાય તેમ નથી. પ્રમાણિકપણું ન હોય તો રાજ્ય કે વ્યાપાર રોજગાર વગેરે કશું પણ ચાલી શકે નહીં. પ્રમાણિકપણું બંધ પડે તો પ્રજાની સ્થિતિ કેટલી બધી કરૂણાજનક થઈ પડે તે કલ્પી પણ શકાતું નથી.

---

## ડેન્હામ.

"પ્રમાણિકપણું અને ઉદ્યમ એજ આબરૂનું હડું મૂળ." એજવર્થ.

એ વેપારી અમેરિકામાં વસતો હતો. એ વેપારી થોડાં વરસ પેહેલાં બ્રિસ્ટલ શેહેરમાં વેપાર કરતો હતો, પણ ત્યાં તેને ઘણું કરજ થઈ ગયું હતું. એ વખતમાં તે પોતાના લ્હેણદારોના પૂરેપૂરા પૈસા ચૂકાવી આપવાને અશક્ત હતો, તેથી થોડુંઘણું કરજ પતાવી દઈને તે તત્કાળ અમેરિકા તર્ફ ઉપડી ગયો અને ત્યાં તેણે ઉત્સાહ ને આગ્રહથી ઘણો ઉદ્યમ કર્યો. 'પ્રયત્ને પ્રભુ સહાય' એ આપણી પ્રાચીન કેહેવત સત્ય ઠરી. ઉદ્યોગ કરે તો ઈશ્વર સહાય થયા વિના રહેતો નથી. મિ૦ ડેન્હામે અમેરિકામાં પુષ્કળ પૈસો પેદા કર્યો. પોતાની સ્થિતિ બારિક થઈ પડવાથી તે બ્રિસ્ટલ છોડી ગયો હતો, પણ તેના અંતરમાં બ્રિસ્ટલ, અને પોતાના લ્હેણદારની છાપ તાજી રહી હતી. તેના અંતઃકરણની પ્રબળ ઇચ્છા એવી હતી કે 'ક્યારે હું પૈસાદાર થાઉં, કે જેથી હું મારૂં પ્રમાણિકપણું પૂર્ણ રીતે પ્રદર્શિત કરૂં'! તેના અંતરની પ્રબળ ઇચ્છા અંતે ફલીભૂત થયા વિના રહી નહીં. પૈસાદાર થઈને તે તરત ઇંગ્લાંડ તર્ફ પાછો ફર્યો, અને બ્રિસ્ટલમાં આવીને પોતાના માગનારાઓને તેણે પોતાને ત્યાં જમવા નોતર્યા. લ્હેણદારો સમજ્યા કે એ પાંચ પૈસા કમાઇ લાવ્યો હશે તેથી આપણને ઉજાણી આપે છે; પણ એવો કોઇને તર્ક પણ નહોતો આવ્યો કે આ મિષે તે પોતાનું જુનું કરજ ભરી આપશે.

માગનારાઓ સર્વે ભેગા થયા ત્યારે તેઓની સમક્ષ મિ૦ ડેન્હામે

ભાષણ કર્યું. તેણે કહ્યું કે—"મારી લાચાર હાલતની દયા ખાઇને તમોએ તે કાળે નજીવી રકમ લેઇને મારો છુટકો કર્યો હતો, એથી હું તમારો આજે ફરીથી ઉપકાર માનવાની આજ્ઞા લઉંછું. હું તમારો ઓશિંગણ છું. મારી કરૂણાજનક સ્થિતિમાં તમે જે કૃપાદૃષ્ટિ બતાવીછે તે જો હું વિસરી જાઉં તો મારા જેવો કૃતઘ્ની કોણ? તમે બતાવેલા મોટા મનનો પૂર્ણ બદલો વાળવાની તો મારામાં શક્તિ નથી, પણ અમેરિકા જવાથી મારી સ્થિતિ થોડીઘણી સુધરીછે એ જાણીને તમને સંતોષ થશે. હવે હું તમારી પાસેથી માગી લઉંછું કે મારા પ્રત્યેક જુના લ્હેણદારે પોતાની પાસે પડેલી રકાબીપર ઢાંકેલો રૂમાલ ખસેડી તેમાં જે કાંઇ હોય તે કૃપા કરી કબૂલ રાખવું."

તેની માગણી પ્રમાણે રકાબીમાં જોતાં પ્રત્યેક માગનારનાં બાકી રહેલાં નાણાં તેના પૂરેપૂરા વ્યાજ સાથે આપવાની એક શાહુકાર ઉપરની એકેક ચિઠ્ઠી મળી! ઉદ્યોગ કરે તો ગઇ લક્ષ્મી પાછી મળેછે. અંતઃકરણની પ્રબળ ઇચ્છા હોય તે પાર પડેછે, અને અંતરથી પ્રમાણિક હોય એવા મનુષ્યનું પ્રમાણિકપણું જાળવવા માટે પરમેશ્વર સહાય થયા વિના રહેતો નથી, એ આ વાત ઉપરથી અને સ્વાનુભવથી પણ સિદ્ધ થયુંછે.

## લેનર્ડ.

"પ્રમાણિકપણે ચાલશે તે કીર્તિ ને કનક પામશે.' યુરીપીડીઝ.

આ છોકરો ૧૨ વર્ષની કાચી વયનો હતો તે વખતે એનો બાપ મરણ પામ્યો. તેની મા તેમનું ભરણપોષણ કરવાને અશક્ત હતી તેથી તેણે પોતે જાતમેહેનત કરીને પોતાનું તથા પોતાની માતાનું ગુજરાન ચલાવવાનો વિચાર કર્યો. કામધંધાની શોધ કરવા સારૂ તે પાસેના શેહેરમાં ગયો, અને ત્યાં બેન્સન નામના વેપારીને મળ્યો. એ વેપારી તેના બાપના મિત્ર હતો. લેનર્ડે તેને વિનંતિ કરી કે—"મારી સ્થિતિ પ્રતિકૂળ છે. હમણા હું નિરાધાર છું. મારો પિતા મરણ પામ્યાછે. મારી માતા કામ કરવાને અશક્ત છે. ગુજરાનનો આધાર હવે મારાપર છે. આપ મારાપર મેહેર કરો. મને આપને ત્યાં નોકરીએ રાખો. આપનું કામ હું તન મનને કરી-

શ, અને પ્રમાણિકપણે ચાલીશ." તેની વિનંતિ ઉપરથી બેન્સને તેને પોતાને ત્યાં નોકર રાખ્યો. પછી એ છોકરે એવી તો ચાલાકી અને હોંશીયારીથી નોકરી બજાવી કે બેન્સન તેનાપર બહુજ પ્રસન્ન થયો.

બેન્સનનું ઘર સંભાળનારી એક બૈરી હતી તે લેનર્ડથી બહુ બીવા લાગી. તે બાઇ અપ્રમાણિક હતી. લાગ મળતાં બેન્સનના ઘરમાંથી તે ચોરી કરવાને ચૂકતી નહીં. તેને હવે ધાસ્તી લાગી કે મારા પાપનો પડદો લેનર્ડ ફોડશે ત્યારે મારી લાજ લૂટાશે, અને મારી સઘળી કમાણી હું ખોઇ બેસીશ. "પાપી માણસો પ્રમાણિક મનુષ્યથી ખૂબ ડરેછે" એ ખોટું નથી. પેલી સ્ત્રીએ લેનર્ડની અદેખાઈ કરવા માંડી. અસત્ય આરોપ કલ્પી કાઢીને શેઠની પાસે તે તેની નિંદા કરવા લાગી, પણ લેનર્ડ એવાં તો સદાચરણથી ચાલતો કે તેનાપર શેઠને શક આવ્યો નહીં, એમ છતાં ઘર સંભાળનારી બૈરીએ તેનો કેડો મૂક્યો નહીં. લેનર્ડને કઢાવવાને તે નાનાં પ્રકારનાં કાવતરાં કરવા લાગી, તેથી તે છોકરાના પ્રમાણિકપણાની વધારે પ્રતીતિ કરવાનો બેન્સને નિશ્ચય કર્યો.

તેણે લેનર્ડને બજારમાં કાંઇ ખરીદી કરવા મોકલ્યો અને તે માટે જોઇએ તે કરતાં તેને વધારે પૈસા આપ્યા. ખરીદી કરતાં જે પૈસા વધ્યા તે તમામ મિ૦ લેનર્ડે શેઠને પાછા સોંપ્યા ત્યારે તેને આનંદ થયો. વળી બે ચાર દિવસ ગયા એટલે બેન્સન પોતાના દીવાનખાનાના ખૂણામાં એક મ્હોર છૂટી મૂકીને બહાર ગયો. પેલી ઘર સાચવનારીના દેખતાં લેનર્ડને એ મ્હોર હાથ આવી, ત્યારે તે સ્ત્રીએ તેને કહ્યું કે "લાવ આપણે વેહેંચી લઈએ, શેઠને કહેવાની કશી જરૂર નથી" લેનર્ડ બોલ્યો—એ મ્હોર કાંઇ આપણી નથી. પારકી મ્હોર લેવાનો આપણને હક નથી" એમ કહીને તરતજ તે શેઠને મ્હોર આપવા દોડયો. બેન્સને બહુ સાબાશીની સાથે એ મ્હોર તેને બક્ષિશ કરી, એટલુંજ નહીં પણ તેનાપર તે એટલો બધો પ્રસન્ન થયો કે, પોતાને પુત્ર નહોતો તેથી તેને પોતાનો વારસ ઠરાવી પોતાની સર્વ સંપત્તિ તેને સ્વાધીન કરી દીધી! પ્રમાણિકપણાની આ જેવીતેવી ફતેહ ન ગણાય. સાચી ઘાનતવાળાને પ્રભુ આપી રહેછે. જેનાં જેવાં કામ તેને તેવો બદલો મળ્યા વગર રહેતો નથી. પ્રમાણિકપણે ચાલો અને તમે કંઇ પણ મેળવશો.

## પ્રમાણિક પ્રમાણિકની તપાસમાં.

"પોતાના જેવા ગુણવાળાને જોઈને માણસનું મન અધિક આનંદ પામેછે."

કરસનદાસ.

કેટલાંએક વર્ષની વાત ઉપર બ્રસેલ્સમાં એક ધનપતિ વસતો હતો. તે અપુત્ર હતો તે મરણ પામ્યો ત્યારે માલમ પડયું કે પોતાની સઘળી માલ મિલકત પોતાનાં કોઈ સગાં કે મિત્રને તેણે આપવાનું લખ્યું નથી, પણ વસિયતનામું વાંચતાં જાણવામાં આવ્યું કે એક અપ્રસિદ્ધ અને ગરીબ સ્ત્રીના નામપર પોતાની સઘળી માયામુડી તે ચડાવતો ગયોછે. આ નવાઈ જેવું વસિયતનામું કરવાનું કારણ પણ નવાઇ જેવું છે. પોતાને પુત્ર નહીં હોવાથી તેણે વિચાર કર્યો કે મને જે પેહેલવેહેલું પ્રમાણિક માણસ મળે તેને મારી સઘળી દોલત આપી દેવી. આવા આશયથી તે તેવા માણસની શોધમાં ફરવા લાગ્યો. અનુદિન તે 'ઑમ્નિબસ"માં મુસાફરી કરતો, અને તેનું ભાડું ઉઘરાવનારની બેઠકની પાસે તે બેસતો. ભાડુતો પાસે ભાડાના છુટક પૈસા જો ન હોય તો તેઓ ભાડું ઉઘરાવનારને બાધું નાણું આપતાં અને બાકીના પૈસા પાછા લેતા. આ આપ લે કરવામાં પેલો પૈસાદાર મદદ આપતો. તે જાણે લોકોની સગવડ વધારતો હોય તેમ ડોળ કરતો. ભાડું ઉઘરાવનાર પાસેથી પોતાના હાથમાં પૈસા લેઇને તે ભાડુતોને ગણી આપતો, અને તે વેળા એવી યુક્તિ કરતો કે ભાડાના પૈસામાં એક ફ્રાંકનો સિક્કો પોતાની ગાંઠનો ગુમ રીતે તે ઉમેરી દેતો. જેઓના હાથમાં એ સિક્કો જાય તેઓના ચેનચાળા તે ચૂપકીથી તપાસતો, અને તેમ કરતાં તેને માલમ પડતું કે પેલો ફ્રાંકનો સિક્કો ભૂલથી વધારે આવ્યોછે એમ લોકો જાણતા, પણ એ વિષે અબાડા કરતા, અને પૈસાને તત્કાળ ગજવું બતાવતા. પેલો ધનપતિ આ જોઇને પોતાના મનમાં હસતો. એમ કેટલાક દિવસ વ્યતીત થયા પછી એકવાર ગરીબ દેખાવની એક સ્ત્રીએ એ પ્રમાણે પોતાને વધારે મળેલો ફ્રાંકનો સિક્કો તે માણસને તરત પાછો આપ્યો. તે તેણે લીધો. એથી એ ધનપતિની જિજ્ઞાસા તૃપ્ત થઇ. તેને જોયતું હતું તે હવે જડયું. પછી તે

સ્ત્રીની પછવાડે પછવાડે જઇને તેનું ઘર જોઇ આવ્યો. તપાસ કરતાં તેને ખબર પડી કે એ સ્ત્રી ગરીબ સ્થિતિની પણ આબરૂદાર અને પ્રમાણિક તરીકે ઓળખાયછે. એ સુભાગી સ્ત્રીને તે પોતાનો સઘળો વારસો આપતો ગયોછે. આ વર્ણન વાંચીને આપણને આશ્ચર્ય ઉત્પન્ન થાયછે તો તે સ્ત્રીને કેટલુંબધું સાનંદાશ્ચર્ય થયું હશે તેની અટકળ આપણે સેહેલથી કરી શકીશું. એ પ્રમાણિક સ્ત્રી પુરૂષ વચ્ચે કશી ઓળખાણ નહોતી. પેલા ફ્રાંકની આપ લે કરતી વખતે તેઓ મળ્યાં તે સિવાય અન્ય વખતે તેઓનો મેળાપ પણ થયો નહોતો. માણસ પોતાના જેવા ગુણવાળાને ચાહેછે એનું આ પણ એક ઉદાહરણ. પ્રમાણિક મનુષ્યને ઘણી વાર અણધાર્યો અને અણચિંતવ્યો લાભ મળ્યા વગર રેહેતો નથી એ આપણે ઉપર વાંચ્યું. પ્રમાણિક મનુષ્યપર પ્રભુ સદા સર્વદા પ્રસન્ન રહેછે.

---

## સત્યવાદી.

### રેગ્યુલસ.

"He lives in fame that died in Vertue's cause."

*Shakespeare.*

"જે સદ્ગુણને માટે મુઓ તે કીર્તિ રૂપે જીવતો છે." **શેકસપિયર.**

એ સુપ્રસિદ્ધ રોમન સરદારને સત્યપ્રતિ અપરિમિત પ્રીતિ હતી. તે કાર્થેજિયન લોકોના હાથમાં કેદ પકડાયો હતો. એ લોકોએ કેટલીએક નહીં અંગીકાર કરવા લાયક સરતોથી સલાહ કરવા માટે પોતાના પ્રતિનિધિઓને રોમ મોકલ્યા, તેની સાથે રેગ્યુલસને પણ જવાની આજ્ઞા આપી, તે એવી બોલીથી કે—જો રોમન લોકો સલાહ કરવાની ના પાડે તો તારે એલચીખાતા સાથે પાછા આવીને બંધીખાને પડવું" એ સરત તેણે કબૂલ રાખી. એલચીખાતું રોમ જઇ પહોંચ્યું. રેગ્યુલસ જાણતો હતો કે રોમન લોકો સલાહનું કહેણ નહીં સ્વીકારે તો તેને પાછું કારાગ્રહમાં પડવું પડશે; એમ છતાં તેણે પોતાના જાતભાઈઓને સમજાવ્યા કે તેઓએ લડાઇ ચાલુ સ-

ખાની, અને કાર્થેજિયન લોકો કેદીઓની અદલાબદલી કરવાની માગણી કરેછે તે તેઓએ કદી પણ કબુલ રાખવી નહીં. એના અનુમતથી રોમન લોકોએ કાર્થેજિયનોની માગણી માન્ય કરવાની ચોખ્ખી ના પાડી. પછી રેગ્યુલસ જ્યારે એલચીખાતા સાથે પાછો કાર્થેજ જવા નીકળ્યો, ત્યારે કેટલાક રોમન રાજ્યાધિકારીઓ તથા ત્યાંના ધર્મગુરૂઓએ તેને કહ્યું કે તારે હવે કાર્થેજ જવું નહીં. તેઓએ વળી સમજાવ્યો કે તારી પાસે જોર જુલમથી સોગન લેવરાવ્યાછે તેથી તે પાળવાને તું કાંઈ બંધાએલો નથી, માટે તારે હવે અહીંજ રહેવું.

એ સઘળું ધીરજથી સાંભળીને વિરલનરરત્ન રેગ્યુલસ બોલ્યો—ત્યારે શું તમે ભેળા થઈને, આવું ભાષણ કરીને મને અસત્યવાદી ઠરવાની સલાહ આપોછો ? હું સારીપેઠે સમજુછું કે કૂર કાર્થેજિયનો મને મારી નાખશે અને તે પણ એકદમ નહીં પરંતુ રીબાવી રીબાવીને; પણ મારો બોલ જાય અને હું અસત્યવાદી ઠરૂં તેના કરતાં મોત શું ભુરી ચીજ છે ? આ પ્રાણ જાય તે કુરબાન પણ હું મારૂં વેણ તોડીશ નહીં, અને મારૂં સત્ય છોડીશ નહીં. જોકે અત્યારે દૈવયોગે હું કાર્થેજિયનોનો કેદી થયોછું, પણ મારી રગમાં રોમન રક્ત ઉછળેછે. મારી પોતાની નહીં તો રોમન કીર્તિને માટે હું મારૂં વચન ભંગ નહીં કરૂં, બેઇમાન નહીં ઠરૂં અને મોતથી નહીં ડરૂં. પાછા જવાના મેં સોગન ખાધાછે તે પાળવાની મારી ફરજ છે. એમ કહી તે એલચીખાતા સાથે કાર્થેજ ગયો, અને ત્યાંના લોકોએ તે ધારતો હતો તેમ તે બિચારાને રીબાવી રીબાવીને મારી નાખ્યો.

મોટાં ખાનદાનનાં ને શૂરવીર મનુષ્યો અસત્ય બોલતાં નથી. તેઓ પોતાનું આપેલું વચન પાળવામાં મગ્ન રહેછે. એક વચનને માટે તેઓ પોતાની જીંદગી જોખમમાં નાખેછે સાચું બોલવાથી તેમના આત્માને ઘણો સંતોષ વળે છે. સાચું બોલવાથી કદાપિ નુકસાન થાય તોપણ તે તજવા યોગ્ય નથી, કેમકે વિશ્વપતિની અતિ પ્રિય વસ્તુ સત્ય જ છે. સત્યવાદીની બહુજ આબરૂ વધેછે. સત્યવાદી માણસ ઈશ્વરનો ચોર નથી એમ જાણીને તેનું અંતઃકરણ આનંદમય રહેછે. જેઓને સત્ય ઉપર સર્વોત્તમ પ્રીતિ છે તેઓ મશ્કરીમાં પણ જૂ-

હું બોલતો નથી. જૂઠામાં જૂઠો માણુસ પણ એક દિવસમાં જૂઠા કરતાં સાચું વધારે વાર બોલેછે એથી પણ સાબિત થાયછે કે સત્ય એ સ્વાભાવિક છે. જે માણુસ પોતાનો અપરાધ છૂપાવવાના તજવીજ કરેછે તે પોતાનો બેવડો અપરાધ કરેછે. સત્ય એ સર્વોત્તમ ભૂષણ છે અસત્ય સરખું સૃષ્ટિમાં અન્ય કોઇ દુષણ નથી. ગમે તેટલું સંકટ પડે તે સોસવું પણ સત્ય ઉચ્ચરવું. રેગ્યુલસનું દૃષ્ટાંત સત્યને માટે ભવ્ય નમુનો છે. "Sacrifice life for truth." *Holland.*

## એક જાગીરદારની સ્ત્રી.

"સત્ય એ ઈશ્વરનું શરીર છે અને જે પ્રકાશ છે તે તેની છાંયા છે." પ્લેટો.

ફ્રાન્સ દેશમાં એક જાગીરદારની સ્ત્રી બહુજ સત્યવાદી હતી, તે પોતાના એ અત્યુત્તમ સદ્ગુણુથી અધિક સન્માન પામતી હતી. એક દિવસ એવું બન્યું કે, તેણીએ પોતાના એક આશ્રિતને માટે મહારાજાને ભલામણ કીધી, તે તેણે માન્ય રાખી નહીં. એ જોઈને તેને બહુજ માઠું લાગ્યું. પછી ક્રોધાવેશમાં તે પોતાનું ભાન ભૂલી અને રાજા વિષે કાંઇક અપશબ્દ બોલી. એ કાળે ભોગજોગે રાજાનો એક હજુરી ત્યાં હાજર હતો, તેણે તત્કાળ મહારાજા પાસે જઇને એ વાત કહી દીધી. તે સાંભળીને રાજાને સ્વાભાવિક રીતે માઠું લાગ્યું. તેથી એ હકીકત તેણે એ સ્ત્રીના ભાઇને કહી. એ સાંભળતાંજ વગર તપાસ કર્યે તેનો ભાઇ બોલી ઉઠયો કે "એ વાત માનવાને હું સાફ ના પાડુંછું. મારી બેન શું એવી અજ્ઞાન છે કે ક્રોધાંધ બની નામદાર મહારાજા સાહેબ વિષે એવાં અનુચિત વચન ઉચ્ચારવાની હિંમત ધરે? નહીં, તે કદી એવું અયોગ્ય ભાષણ કરે તેવી નથી. તે સમજુ છે. એના ડાહપણને માટે મને ઉંચો વિચાર છે. એના મુખમાંથી કોઈને વિષે એવી અમંગળ વાણી નીકળેલી મેં કદી સાંભળી નથી. કદાચ આપનો હજુરીઓ દ્વેષભાવથી અસત્ય બોલતો હશે." રાજાએ પ્રત્યુત્તર આપ્યો કે— "તમે ઘેર જઈને એ વિષે તમારી બેનને પુછી જુઓ. તમારી બેન જો એ વાત નાકબૂલ રાખશે તો તે હું સાચી માનીશ, કેમકે એની સાથ-

વટ ઉપર મને સંપૂર્ણ શ્રદ્ધા છે. મારી પૂર્ણ પ્રતીતિ છે કે જેવું બન્યું હશે તેવું તે યથાસ્થિત કહેશે." ક્રોધ આંધળો છે. ક્રોધ એ બીજા શબ્દમાં બોલીએ તો થોડા વખતનું ગાંડપણ છે. ડાહ્યા ગણાતાં મનુષ્યો પણ ક્રોધાવેશમાં નહીં બોલવાનું બોલેછે અને નહીં આચરવાનું આચરેછે. પછી જ્યારે ક્રોધ ઉતરી જાયછે ત્યારે પોતાના અનુચિત કર્મને માટે પાછળથી પસ્તાયછે.

ઘેર જઇને બેનને પૂછતાં તેને માલમ પડ્યું કે—એ હજુરીએ કહેલી વાત અસત્ય નથી. બેને કહ્યું કે—"હા, તમે કહોછો તેમ મારાથી તે વખતે બોલાઇ જવાયુંછે, અને તે માટે હું અંતઃકરણથી દિલગીર છું" પછી તેના ભાઇએ તેને સમજાવવા માંડી કે—' બન્યું તે બન્યું. બન્યું તે નહીં બન્યું થનાર નથી. થુંક્યું પાછું ગળાતું નથી અને બોલેલું પાછું લેવાતું નથી. હવે ભૂલેચુકે એ વાત રાજા પાસે તું કબૂલ કરતી ના. હું જાણુંછું કે તું સત્યવાદી છે પણ એક અપવાદ તરીકે આવે વખતે તું અસત્ય બોલજે. તું જો એમ કરીશ તોજ આ કાળે તારી અને મારી ઉભયની આબરૂ સચવાશે, તેમજ તેના મનમાં કાંઇ દ્વેષ રહેશે નહીં." એ પ્રમાણે તેણે તેણીને સારીપેઠે સમજાવવા માંડી પણ તેણીએ તે સ્વીકાર્યું નહીં. તે તો ઉલટી પોતાના ભાઇને કહેવા લાગી કે—ભાઇ, તમે શું મને જૂઠું બોલાવોછો ? છટ ! છટ ! એવી નાલાયક વાત હું કદી અંગીકાર કરવાની નથી. મારો જીવ જાય તેમ હોય તોપણ હું અસત્ય ઉચ્ચરનાર નથી. જે અભદ્ર શબ્દો મારા મોઢામાંથી નીકળ્યા તે વિષે હું કેમ ના પાડું ? તમે પણ કહોછો કે "રાજાને તારી સાચવટ ઉપર બહુ વિશ્વાસ છે." તો શું હું એ વિશ્વાસનો ભંગ કરૂં ? નહીં, ગમેતેમ થાઓ, પરંતુ પ્રાણ જતાં સુધી પણ હું અસત્ય નહીં ઉચ્ચરૂં. જૂઠું બોલીને મહારાજા અને ઇશ્વર સમિપ શું હું મારો બેવડો અપરાધ કરૂં ? નહીં, ભાઇ નહીં; એમ બનનાર નથી. વીરા તમે નબળાઇ ન બતાવો, નીડર થાઓ. અવળી સલાહ ન આપો. જે માણસે મારી વાત રાજા પાસે કહી દીધી તેનો પણ હું દોષ કાઢતી નથી. સઘળો દોષ મારો પોતાનો છે. પછી બીજે દિવસે તે બાઇ દરબારમાં ગઇ અને

રાજાને ચરણે પડીને જે વાત બની હતી તે વાસ્તવિક કહી. એ સાંભળીને એના સત્યવાદીપણાથી રાજા સંતુષ્ટ થયો અને તેનો અપરાધ ખુશીથી ક્ષમા કીધો, એટલુંજ નહીં પણ તે દિવસથી તે સત્યવાદી સ્ત્રી ઉપર એ રાજાનો અપૂર્વ વિશ્વાસ ચોંટયો, જે અંતપર્યંત આગાઢ રહ્યો.

સત્યનો જય થયો. કદાપિ સત્યને માટે કાંઇ વિપત્તિ વેઠવી પડે તો પણ શું થઇ જાય ? સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર વગેરેને સત્યને માટે કેટલું-બધું સંકટ સહન કરવું પડયું હતું ? પણ અંતે સત્યનો વિજય થયા વિના રહ્યો નહોતો. જૂઠું બોલીને બેવડું પાપ કરવું ઉચિત નથી. સત્યવાદીનો આત્મા નિરંતર આનંદિત રહેછે એ સુખ ઓછું નથી. લાખો લોકો તેને ચાહેછે અને ઇશ્વર તેનાપર અધિક રાજી રહેછે. સત્ય એ આપણી જીંદગીનો શિરોમણી મુગટ છે. સત્ય જેવો ઉચ્ચ ધર્મ બીજો એકે નથી.

---

## કૅથેરાઇન.

" Truth indeed is always truth." *Johnson.*

"સત્ય એ સદા સત્ય જ છે." **જોન્સન.**

એ સુશીલ સ્ત્રી ઇંગ્લાંડમાં વસતી હતી. તે પોતાના પતિપ્રતિ અકથ્ય પ્રીતિ ધરાવતી હતી. એક સમયે તેના પ્રાણનાથ તર્ફ ત્યાંના મહારાજાની ઘણી ઇતરાજી થઇ, તેથી તેને કેદ કરવા માટે તેણે સિપાઇઓને મોકલ્યા. પોતાના પ્રિય પતિને પકડવા આવ્યાછે એવી ખબર પડવાથી તે સન્નારીએ તેને એવા તો ગુપ્ત સ્થળે સંતાડી મુકવાનો સંકેત કર્યો કે તે કોઇને પણ હાથ આવી શકે નહીં. એવી તજવીજ કરીને તે દ્વાર આગળ આવીને ઉભી રહી, અને જ્યાંસુધી પોતાનો વ્હાલો ભરથાર નિર્માણ કરેલા ગુપ્ત સ્થળે જઇ પહોંચે નહીં, ત્યાંસુધી તેણીએ સિપાઇઓને પોતાના ઘરમાં ઘુસવા દીધા નહીં, તેથી તેઓને ઘણો ક્રોધ ઉત્પન્ન થયાથી તેઓએ સર્વ હકીકત રાજાને નિવેદન કરી. ભૂપતિએ તતકાળ એવો હુકમ કર્યો કે એ ભાર્યાને અહીં પકડી લાવો. એ પ્રમાણે એ ભાર્યાને ત્યાં લેઇ જવામાં આવી. પછી રાજાએ તેને બહુજ ધમકી બતાવી, અને કહ્યું કે તારો કંથ ક્યાં છે તે તું

જલદી બતાવીશ નહીં તો તારા બૂરા હાલ થશે. તું જો બતાવ તો તને અબઘડી છોડી દઉં. ત્યારે એ યુવતીએ નમ્ર અવાજે ઉત્તર આપ્યો કે હું અસત્ય બોલીશ નહીં. મારો પ્રાણનાથ ક્યાં છે તેની મને ખબર છે. મેં તેને સંતાડી દીધોછે, અને એ વાત મારો આત્મા જાણેછે. ભલે, આપ નામદાર કદી મારો પ્રાણાંત લાવશો, તોપણ એ વાત હું પ્રકટ કરીશ નહીં. જે પુરૂષ મારે પ્રાણાધિક છે, જે મારો પાલનહાર છે, અને જેના વિના આ દેહ વૃથા છે તેવા અમૂલ્ય પ્રાણનું જો કદાપિ બે ઘડી પણ રક્ષણ થાય તો તેને માટે હું મારો પ્રાણ અર્પણ કરવાને ખુશી છું. મારો કંથ ક્યાં છે તેથી જ્ઞાતા છતાં અજ્ઞાનતા દર્શાવી અસત્યવાદી ઠરવાનો નિંદ્ય માર્ગ ગ્રહણ કરવાની મારી ઇચ્છા નથી. મને જે શિક્ષા કરવી આપને યોગ્ય લાગે તે બેલાશક કરો. તે સહન કરવાને હું તત્પર છું. તેનું એવું સત્ય અને પતિવ્રત પેખીને રાજા અતોલ આનંદ પામ્યો, પછી તેણે ઉદાર દિલથી અભયવચન આપીને તેણીના પ્રિય પતિનો અપરાધ ક્ષમા કીધો ! **"सत्ये नास्तिभयंक्वचित्"** એ સત્ય છે.

સ્ત્રી જાત ઘણીવાર બીકણ ગણાયછે તેથી આવી સત્યવાદી સ્ત્રીનું સદ્વર્તન આપણને બેવડો હર્ષ આપ્યા વિના રહેતું નથી. આ પતિવ્રતા સ્ત્રીના સત્યવાદીપણાથી ખુશી થઇને રાજાએ તેના પતિનો અપરાધ ક્ષમા કીધો એથી સત્ય તત્ત્વનો તેનો પણ અપૂર્વ પ્રેમ પ્રસિદ્ધ થયોછે.

---

## હેલન.

"સત્ય ભાષણ સાંભળવા જેવી બીજી કાંઇ આનંદકારક વાત નથી. સત્યવાદી મનુષ્ય સાથે વાત કરવા જેવું બીજું કાંઈ સુખ નથી. તેનું ભાષણ સરળ અને સ્વાભાવિક છે. તેને સોગન આપવાની ન્યાયાધિશને જરૂર પડતી નથી." પ્લેટો.

સ્કૉટલાંડમાં આયર્ન એ કરીને ગામ છે; ત્યાં એક કોળી રહેતો હતો. તેને હેલન અને ઇસાબેલા નામની બે પુત્રીઓ હતી. એ કોળી જ્યારે મરણ પામ્યો ત્યારે વડી પુત્રી હેલન જાતમેહેનત કરીને પોતાના કુટુંબનું પાલન

કરવામાં પોતાની માને મદદ કરવા લાગી. થોડો કાળ ગયો એટલામાં દુર્ભાગ્યે તેની મા પણ મરણ પામી, ત્યારે પોતાનું અને પોતાની બેનનું ચરિતાર્થ હેલન એકલી ચલાવવા લાગી. બન્ને બેનો વચ્ચે બહુ પ્રીતિ હતી.

થોડાં વરસ પછી એવી વાત બની કે ઈસાબેલા ઉપર કાંઈક ભયંકર આરોપ આવ્યો. તે વિષે અદાલતમાં તપાસ ચાલવાની હતી તે પેહેલાં તેના વકીલે હેલનને બોલાવીને ખાનગી રીતે સમજુતી આપી કે— તારી બેનની તપાસ કાલે ચાલવાની છે. આ મુકદ્દમામાં તારી સાક્ષી મુખ્ય છે. અપરાધ સાબિત થવા, ન થવાનો મોટો આધાર તારી જુબાની ઉપર છે, માટે તને જ્યારે સાક્ષી આપવા બોલાવું ત્યારે તું બરાબર વિચારીને બોલજે. જો તું તારી બેનના લાભમાં નહીં બોલીશ તો તારે તેની આશા છોડવી પડશે.

એ સાંભળીને તે એકદમ બોલી ઉઠી કે—હું કદી જૂઠી સાક્ષી પૂરીશ નહીં, કેમકે કાયદા પ્રાણી માત્રના કલ્યાણને માટે કર્યાછે. અસત્ય વદવું એ અઘોર પાતક છે, તેથી મને જે પૂછવામાં આવશે તે વિષે હું જે જાણતી હોઇશ તે સાચેસાચું કહીશ. પછી જે થવાનું હોય તે થાઓ. ઈસાબેલાને હું મારા પ્રાણથી અધિક ચાહુંછું, પણ દિલગીર છું કે તેને સારૂ હું અસત્ય કહી શકીશ નહીં. પછી તેની સાક્ષી લેવાઇ. તેની જુબાની પરથી દોઢ મહિના પછી ઇસાબેલાને ફાંસી દેવાનો હુકમ મળ્યો. એ જોઇને હેલનને બહુજ પરિતાપ થયો.

તેણીએ પછી એક અરજી લખીને તૈયાર કરી. તે લેઇને પોતે લંડનમાં આવી, અને સરકારના એક પ્રસિદ્ધ અધિકારીને એ અરજી આપી. હેલનનું સત્યવાદીપણું અને તેની નાની બેન તર્ફનું બહુ હેત જોઈને એ સદ્‌ગૃહસ્થના અંતઃકરણમાં અનુકંપા ઉપજી. પછી તેણે એ કામ પોતાના ઘરનું જાણીને તેમાં ઘણોજ પ્રયત્ન કર્યો, અને રાજા પાસેથી ઈસાબેલાના અપરાધની માફી અપાવી. હેલન આ હુકમ લેઇને તરતજ પોતાના વતન ભણી પાછી ફરી અને પોતાના બેનને બંધીખાનામાંથી છોડાવી. એ દિવસથી હેલ

નની બહુજ કીર્તિ વધી અને મોટા લોકો પણ તેને માન આપવા લાગ્યા.'

સત્ય તર્ફનો પોતાનો સદ્ભાવ દર્શાવવામાં હેમને કશી પણ નબળાઈ બતાવી નહીં, એને માટે આપણે તેની બહુ પ્રશસા કરીશું. Let justice be done, though heaven should fall in ruins." *Lloyd.*

## બારનિવેટનું કુટુંબ.

" सत्यात् नास्तिपरो धर्म्मः "

"સત્ય સમાન અન્ય કોઇ ઉચ્ચ ધર્મ નથી"

Family motto of the Maharajahs of Benares.

( *Theosophist.* )

યુરોપખંડના એક પ્રાંતમાં મોરીસ કરીને એક રાજા હતો. તેની સામે કોઇએ બંડ કર્યું. તે વિષેનો શક સત્યવાદી બારનિવેટ નામના માણસ ઉ-પર આવ્યો. રાજાએ તેને પકડાવીને કેદ કર્યો, અને તેની તપાસ ચલાવી. એના ઉપર મૂકેલો આરોપ સત્ય ઠરાવવા જોઇએ તેવી સાક્ષી મળી નહીં, એમ છતાં તેણે તેને ફાંસી આપવાની શિક્ષા કરી. પછી તેણે બારનિવેટ, તેની બાઈડી તથા તેના ઘરનાં તમામ માણસોને કહેવરાવ્યું કે જો તમે મારી પાસે આવીને આ અપરાધ અંગીકાર કરશો તો હું ફાસીની શિક્ષા માફ કરીને છોડી મૂકીશ. તે વખતે તે પુરૂષે, તેની પત્નિએ કે ઘરનાં બીજાં કોઇ માણસે એ અપરાધ કબૂલ કીધો નહીં.

થોડાં વર્ષ વિત્યાં પછી એવું બન્યું કે બારનિવેટના બે દીકરાએ રા-જાને મારી નાખવાનો મનસુબો કીધો. એ વાત પ્રકાશમાં આવ્યાથી તેમને કેદ કરવાનો રાજાએ હુકમ કર્યો, ત્યારે બારનિવેટના બે દીકરામાંથી એક નાશી ગયો, અને બીજાને પકડાવીને રાજાએ તેને ફાંસીને લાકડે લટકાવ-વાની આજ્ઞા આપી. પછી બારનિવેટની સ્ત્રી રાજા પાસે જઇને કાલાવાલા કરવા લાગી કે–મહારાજ, મારાપર મેહેરબાની કરીને મારા પુત્રને માફ કરો. તે સ્ત્રીની આવી યાચના સાંભળીને રાજા અત્યંત આશ્ચર્ય પામ્યો, અને

પૂછવા લાગ્યો કે-જ્યારે તારા પતિને ફાંસીએ ચડાવ્યો, તે વખતે મેં તમને સંદેશો મોકલ્યો હતો કે, મૂકેલો અપરાધ તેણે કરેલોછે એમ જો તમે મારી પાસે આવીને કબૂલ કરશો તો હું તેને છોડી દઇશ. તે વખતે તેને છોડાવવા માટે તમારામાંથી કોઇ હાજર થયું નહીં, અને તેને મરવા દીધો; હવે આ વખતે આ છોકરાને જીવતદાન આપવા માટે તું આટલીબધી આજિજી કરેછે તેનું કારણ શું? ત્યારે તે સત્યવાદી સ્ત્રીએ સત્વર ઉત્તર આપ્યો કે—મારો નાથ નિર્દોષ હતો, એમ છતાં તેણે અપરાધ કીધોછે એવું અસત્ય વદીને એનો જીવ ઉગારવો એ કામ અમને અનુચિત લાગ્યું, અને એથીજ અમે આપની પાસે અરજ કરવા આવ્યાં નહોતાં. હાલમાં આ છોકરો ખરેખર અપરાધી છે, તેથી તેનો અપરાધ કબૂલ કરી હું આમની ક્ષમા માગવા આવીછું, તો આપ મોટા મનના મહારાજાએ અનુકંપા લાવીને મારા અજ્ઞાન પુત્રને જતો કરવો. એ સાંભળીને રાજાએ મોટા મનથી તે છોકરાનો અપરાધ માફ કરીને તેને છોડી દીધો.

## જનરલ વૉશિંગ્ટન.

અમેરિકામાં જનરલ વૉશિંગટન નામનો એક મોટો સરદાર થઈ ગયો છે. તે જ્યારે બાળવયનો હતો ત્યારે હાથમાં છરી લેઇને રમવાની તેને ઘણી ટેવ હતી. એકવાર તે પોતાના હાથમાં છરી લેઇને બાગમાં ફરતો હતો તેવામાં તેની નજરે એક સુંદર છોડ પડયો. એ છોડને તેણે છરી વતી કાપી નાખ્યો. એ પુષ્પછોડ તેના પિતાએ વાવ્યો હતો, અને તે છોડપર તેની અપૂર્વ પ્રીતિ હતી.

વૉશિંગ્ટનનો પિતા પુષ્પવાટિકામાં આવ્યો અને જોયું તો પોતાનો પ્યારો છોડ કોઇએ કાપી નાંખેલો. એ જોઇને તે બહુજ ક્રોધે ભરાયો. પછી એ કામ કોણે કીધું તેની તે તપાસ કરવા લાગ્યો, એવામાં વૉશિંગ્ટન પણ ત્યાં આવી પહોંચ્યો. તેણે જાણ્યું કે એ છોડને માટે તેનો પિતા નાહક બિચારા ચાકરોપર ગુસ્સે થયોછે; ત્યારે તેને લાગ્યું કે મારે મારો અપરાધ તરત પ્રકટ કરી દેવો જોઇએ. મારો પિતા મને શિક્ષા કરશે તે હું સહન

કરીશ, પણ હું અસત્ય બોલીશ નહીં. પોતાના મન સાથે એમ નક્કી કરીને તેણે કસ્ગરીને પોતાના પિતાને કહ્યું કે—" પિતાજી, એ અપરાધ મેં કર્યોછે. રમતાં રમતાં એ છોડ મેં આ છરીએ કરીને કાપી નાખ્યોછે." એ સાંભળીને તેનો પિતા પરિતાપ પામવાને બદલે પરમાનંદ પામ્યો. પછી તે તરત પોતાના પુત્રને ભેટ્યો, અને બોલ્યો કે મારા દીકરા કશી ફિકર કરીશ નહીં, તું ગભરાઈશ નહીં. જે થનાર હતું તે થયું, પણ તેં સત્ય વાત કહી દીધી તેથી મને બહુજ સંતોષ થયો. કદી આવા સો છોડ કપાય તોપણ ચિંતા નહીં; પણ તું જૂઠું ન બોલ્યો એ વાત મને બહુજ ગમી. એ દિવસથી વૉશિંગટન પર તેનો પિતા વિશેષ પ્રીતિ રાખવા લાગ્યો. સત્યથી ઘણી વખત માઠીમળ્યા વગર રહેતી નથી. "સાચને આંચ નહીં" એ કેહેવત સાચી છે.

---

## વચન પાલક.

### એક મુર અમીર.

"આપેલું વચન પાળવામાં સદા તત્પર રહેનાર વિશ્વમાં વંદ્ય છે."

સેંકડો વરસ પેહેલાં સ્પેનના કેટલાક ભાગમાં મુર લોકોનું રાજ્ય હતું. તેવા સમયમાં એક સ્પૅનિશ સરદારે સેહેજ બોલાચાલી ઉપરથી ઝનુનમાં આવી જઇને એક મુર અમીરના એકના એક પ્રિય પુત્રનું ખૂન કર્યું. પછી તેને પકડવા માટે કેટલાક મુર લોકો તેની પછવાડે દોડ્યા ત્યારે તે જીવ લેઇને ત્યાંથી નાઠો રસ્તામાં એક બાગ આવ્યો તેની ભીંત કૂદીને તે તેમાં સંતાઇ ગયો. મુર લોકોએ ત્યાં ઘણી તપાસ કરી પણ તેનો પત્તો નહીં મળવાથી તેઓ નિરાશ થઇને પાછા ફર્યા.

થોડીવારે પેલો સ્પૅનિયર્ડ ખૂની ત્યાંથી બીજે કોઇ સ્થળે સંતાઇ જવા નીકળ્યો એટલે તેને તે બાગનો માલિક મળ્યો. એ માલિક મુર અમીર હતો. તેના ચેહેરા ઉપરથી તેને ખાનદાન માણસ સમજીને તે સ્પૅનિયર્ડે પોતાનો અપરાધ તેની પાસે અંગીકાર કર્યો. તેણે જણાવ્યું કે "હમણા મારે હાથે એક મુરની હત્યા થઇછે. સેહેજ તકરાર થતાં હું તપી ગયો. હું ક્રોધાંધ બન્યો અને એવા આવેશમાં મેં તે બાપડાનું ખૂન કર્યું. મારા હાથ

થી ઘણુંજ ઘાતકી કામ થયુંછે તેને માટે મને હવે બહુજ પસ્તાવો થાયછે; પણ અફસોસ કે થયું, ન થયું થતું નથી. મારો બચાવ હું આપના હાથમાં મૂકુંછું. આપ મારા ઉપર મેહેરબાની કરીને મને બચાવો. હું આપને શરણે છું "

ખરા અંતઃકરણથી તેને પશ્ચાતાપ કરતો જોઈને તે મુર અમીરના મનમાં દયા ઉપજી તેથી તેને બચાવવાનું પોતે વચન આપ્યું. મુર લોકોમાં તે કાળે એવો ધારો હતો કે જે માણસ પોતાની સાથે બેસીને જમ્યો હોય તેનું ગમે તેટલી વિપત્તિ વેઠીને પણ સંરક્ષણ કરવું. તે સ્પૅનીયર્ડ પોતાના જીવને માટે નિર્ભય રહે, અને મુર અમીર તેને બચાવવાને પોતાથી બનતું કર્યા વિના કદી રહેશે નહીં એવી તેને પ્રતીતિ થાય તેમ તેણે તજવીજ કીધી. તે અમીરે પોતાના બાગમાંથી પીચ નામનું ફળ લાવીને તેની સાથે ખાધું. આ પ્રમાણે તેની પ્રતીતિ કરીને તેને એક નાની ઓરડીમાં સંતાડીને તાળું માર્યું. પછી તેણે તે સ્પૅનિયર્ડને જણાવ્યું કે અંધારૂં થશે એટલે તમે સહીસલામત નાશી છૂટો એમ હું તજવીજ કરીશ. એમ કહીને તે અમીર પોતાના મકાનપર ગયો.

થોડીવાર થઇ એટલામાં કેટલાક મુર લોકો એક માણસની લોથ લેઈને તેને ત્યાં રોતા ને કકળાતા આવ્યા, અને કહ્યું કે એક ચંડાળ સ્પૅનિયર્ડ આપના વહાલા દીકરાનું ખૂન કરીને નાશી ગયોછે. તેને પકડવાને અમે બહુજ પ્રયત્ન કર્યા પણ અફસોસ ! કે તે અમારી નજર ચુકાવીને કોઈ અગોચર સ્થળે સંતાઈ ગયો.

પોતાના પ્રિય પુત્રનું ખૂન થયાના ખેદયુક્ત સમાચાર સાંભળીને તે ગુણવાન ગૃહસ્થના મુખપર અત્યંત ગ્લાની પથરાઇ ગઇ. તે મૂર્છિત થયો. જુવાનજોધ પ્યારા પુત્રનું મોત એ એક અસહ્ય ફટકો છે, અને તેનું ખૂન થયેલું જોવું એ દુઃખથી તો પરમાવધિ. એક કટ્ટામાં કટ્ટા શત્રુને પણ એવું સંકટ ન હજો. કેટલીક વારે આ કમનસીબ અમીર થોડી શુદ્ધિમાં આવ્યો એટલે તેને જણાયું કે જે ધણીને મેં બચાવવાનું વચન આપીને સંતાડયો

છે તેણેજ મારા લાડકવાયા પ્રાણાધિક પુત્રનું ખૂન કીધુંછે. પોતાના પ્રિય પુત્રનો ખૂની પોતાના કબજાગાં હતો–પોતાની તાળાકુંચીમાં હતો તેને મારી નાખીને ખુનને બદલે ખૂન કરવાની અથવા તેને પકડાવીને તેનો ઘાત કરાવવાની હાથમાં આવેલી તક કોણ જવા દે ? પણ નહીં. આ અમીરે તેમ કરવાનો એક ઘડીભર પણ વિચાર કર્યો નહીં. તેણે પોતાના મનમાં કહ્યું કે ગમે તેમ છે પરંતુ મારે મારા વચનપર કદી પાણી ફેરવવું નહીં જોઈએ. મારો પુત્ર ગયો તેને માટે મને અનિવાર્ય શોક થાયછે પણ મારે મારૂં વચન પાળવામાં પછાત પડવું જોઇતું નથી. એ સ્પૅનિયર્ડ શત્રુ મારી સાથે બેશીને જમ્યોછે એટલે તેનું રક્ષણ કરવાને હું ધર્મથી બંધાએલોછું. વિશ્વમાં આવા વચનપાલક વિરલાજ હશે. એ ખૂની પોતાના કબજામાં છે એવી તેણે પોતાના કોઈ વિશ્વાસુ માણસને પણ ખબર આપી નહીં

રાત પડી. અંધારૂં થયું. તે શોકાકુલ અમીર તે એકાંતિક સ્થળે ગયો. તે સ્પૅનિયર્ડને ઓરડીમાંથી બહાર કાઢયો અને તેને ગદ્દગદીત કંઠે આ પ્રમાણે કહ્યું—"અરે ખુની, તને હવે હું શું કહું ? તેં મને દારૂણ દુખો કર્યો. મારૂં જીવતર ઝેર કર્યું. મારો સંસાર ધૂળધાણી કર્યો. મારી જીંદગી બોજા રૂપ કરી હવે મારા દુઃખથી પરિસિમા. તને હું કયા શબ્દમાં ઠપકો આપું ? અરે અધમ, મારી જીભ ઉપડતી નથી," એમ કહીને તે અમીર મનનો અમીર રડી પડયો. તેના નેત્રમાંથી ચોધારાં આંસુ વેહેવાં લાગ્યાં. તેની છાતી પાછી ભરાઇ આવી, અને ભરાઇ આવે એમાં કશી નવાઈ પણ નથી. જાતે દહાડે પોતાના તનુજનું ખૂન થયેલું જોવું એથી વજ્ર જેવી છાતીવાળો મનુષ્ય પણ કદી ધીરજ રાખી શકે નહીં. એ સાંભળીને વિશેષ ભયભીત થયેલા તે સ્પૅનિયર્ડે પૂછ્યું કે—"તમને એકાએક એવું તે શું મહાભારત સંકટ આવી પડ્યુંછે કે તેને માટે તમે આટલું બધું આક્રંદ કરોછો ? ત્યારે તે અમીરે ડસકાં ભરતાં ભરતાં કહ્યું—"અરે પાતકી, અરે હત્યારા, તું જે માણસનો ઘાત કરીને અહીં નાશી આવ્યોછું તે તો મારો પ્રિય પુત્ર હતો. મારા અનિવાર્ય શોક સંતાપનું મૂળ તું જ છે. બોલ હવે

તને શું કરવું?" તે સ્પેનિયર્ડના હવે તો પૂરેપૂરા હાજા ગગડી ગયા. તેને હવે પક્કી ખાતરી થઈ કે આ સુર અમીર હવે કદી પણ મને મારી નાખ્યા વિના રહેશે નહીં. હવે મારૂં આવી બન્યું પછી તે અમીર બોલ્યો કે "મારા પ્રિય પુત્રના ખુનીને મારી નાખવામાં મારે પાછું હઠવું જોઇએ નહીં, પણ તું ગભરાઇશ નહીં. મેં તને જીવાડવાનું વચન આપ્યુંછે તેનો હું ભંગ કરીશ નહીં હું તારી કરણી સામું જોતો નથી, પણ મારા વચન સામું જોઉં-છું લે, તું મારા આ વેગવાન ઘોડાપર સ્વાર થા, અને આ ઘોર અંધારાનો લાભ લેઈને અહીંથી જોગ નસાય તેમ નાશી જા. મારા પૂત્રના ખૂન માટે તું ઈશ્વરના મહા અપરાધી થયોછું પણ મારા વચનનો ભંગ કરીને તેનો હું અપરાધી થવા માગતો નથી. મારૂં વચન યથાર્થ પાળવાની ઇશ્વરે મને સન્મતિ આપીછે તે માટે હું ખરા અંતઃકરણથી તેનો આભાર માનુંછું."

## ફ્રાન્સ દેશનો જૉન રાજા.

"દેહ કરતાં વચનને વિશેષ મૂલ્યવાન ગણે એવા નરરત્ન વિરલ હોયછે."

આ રાજાને લડાઇમાં પકડી, કેદી કરીને પ્રિન્સ એડવર્ડે તેને ઇંગ્લાં-ડમાં આણ્યા હતો, ત્યાં તે ચાર વરસ સુધી કેદી તરીકે રહ્યો. પછી ઇંગ્લાં-ડના રાજાએ તેની સાથે સલાહ કરવાનું સ્વીકાર્યું, અને તે માટે કેટલીક સરતો ઘડી કાઢી, તેમાં એક સરત એવી હતી કે એ રાજાને છોડી દેવા માટે ફ્રાન્સના રાજ્યે ૪૦૦૦૦૦૦ સોનામ્હોરો આપવી. આ સરત સ્વી-કારવા ફ્રાન્સની પ્રજાને સમજાવવા જવા સારૂ જૉન રાજાએ ઇંગ્લાંડના રાજા પાસેથી આજ્ઞા માગી તે વખતે તેણે તે રાજાને વચન આપ્યું કે મારી રૈયત જો આ સરત સ્વીકારશે નહીં તો હું પાછો અહીં આવીને ત-મારો કેદી બનીશ.

પછી તેણે ફ્રાન્સમાં જઈને એ સરત કબૂલ રાખવાને પોતાની સમ-સ્ત પ્રજાને સમજાવવા માંડી, પણ લોકોએ તે માન્ય રાખવાની ચોખ્ખી ના પાડી. જૉન રાજાની જગ્યોએ બીજો કોઇ સાધારણ માણસ હોય તો તે પાછો શત્રુના તાબામાં જવાનું પસંદ કરે નહીં. વળી એ રાજાને તેના કેટ-લાંક સગાં સ્નેહીઓએ ઘણો સમજાવ્યો કે તમે હવે હાથેકરીને પાછા કેદી

બનવાને ન જાઓ, પણ તેણે તેની નાલાયક માગણી માન્ય રાખવાની સાફ ના પાડી. તેણે કહ્યું કે મારે મારાં વચનનો ભંગ કરવો નહીં જોઈએ. માણસે વચનથી ફરવા કરતાં મોતને વધારે પસંદ કરવું જોઇએ. એમ કહીને તે પાછો ઇંગ્લાંડ ગયો, ત્યાં રાજકેદી બન્યો અને થોડા દિવસ જીવીને તેણે ત્યાંજ પ્રાણત્યાગ કર્યો. આ વચનપાલક રાજાનું નામ હજી પણ લોકો સ્નેહથી સંભારેછે. ધન્ય છે એને.

---

## સારાસાર વિચાર.

### ઝર્કસિસ્.

ઇરાની પાદશાહ હતો. એક વાર તેના એક માનીતા નોકરે તેની પાસે એક ગેરવાજબી માગણી કરી તે તેણે સ્વીકારી નહીં. એ નોકરને નારાજ કરવાની તેની ઈચ્છા નહોતી તેથી થોડા દિવસ વીત્યા પછી તેણે તે નોકરને પૂછ્યું કે—પેલી માગણી કરવાની તારી મતલબ શી હતી તે તું મને ખરેખરૂં કહે. ત્યારે તેણે કબૂલ કર્યું કે એમ કરવાથી મને નાણાની અમુક રકમ મળે તેમ હતું તે સાંભળીને તે શાણા પાદશાહે તેટલું નાણું પોતાના ખજાનામાંથી મંગાવીને કહ્યું કે, આ પૈસા તું લે; તેથી હું કાંઇ ગરીબ થઇ જવાનો નથી, પણ તેં જે અયોગ્ય માગણી કરી હતી તે જો હું અંગીકાર કરત તો મારી આબરૂ ઘણીજ ઘટી જાત. પૈસા જાય તેની મને પરવા નથી પણ મારે સદા સંભાળવું જોઇએ કે મહા મેહેનતે મેળવેલી મારી આબરૂપર પાણી ફરી વળે નહીં. તેના આ સારાસારના વિચારથી આપણે તેને સાબાશી આપીશું.

---

## પતિવ્રતા સ્ત્રી.

### થીસ્ટા.

"પતિને પ્રાણથી અધિક પ્રિય ગણે એજ પતિ."

એ સાઈરેક્યુસના રાજા ડાયોનીશીઅસની બેન હતી. તે પોલીક્ષેનેસ નામના પુરૂષ સાથે પરણી હતી. એક વાર ડાયોનીશીઅસની સામે કે-

કેટલાક લોકોએ બળવો કર્યો તેમાં પોલીક્ષેનેસ સામેલ થયો. અને રાજાની બીકથી તે નાશી ગયો, ત્યારે રાજાએ પોતાની બેન હીસ્ટાને બોલાવીને ઘણી ધમકી આપીને કહ્યું કે, "તારા ભરથારના નાશી જવાની ખબર તેં મને આગળથી કેમ કહી દીધી નહીં ?" તે સાંભળીને હીસ્ટાએ ઘણીજ હિંમતથી જવાબ આપ્યો કે—તું શું મને એવી નાલાયક સ્ત્રી સમજેછે કે તારા તરફની ફરજને માટે હું મારા પતિ તરફની ફરજ વિસરી જઉં ? તું શું મને એવી એકલપેટી સ્ત્રી જાણેછે કે મારા પ્રિય કંથના નાસભાગના કષ્ટમાં હું તેની ભાગીદાર નહીં થઇશ ? તું જો મારા વિષે એમ ધારતો હોય તો તે તારી મોટી ભૂલ છે. મારે પણ મારા પતિ સાથે નાશી જવું જોઇએ પણ તેમ હું જઇ શકી નથી તેનું કારણ એટલુંજ છે કે એ વિષે હું આગળથી જાણતી નહોતી. ડાયોનીશીઅસની બેન તરીકે ઓળખાવા કરતાં નાશી ગયેલા પોલીક્ષેનેસની પત્નિતરીકે ઓળખાવું હું અત્યુત્તમ માનુંછું. આ જવાબથી રાજા તેમજ તેના દરબારીઓ બહુજ પ્રસન્ન થયા અને તે બાઇ જીવી ત્યાંસુધી તેઓ તેને ઘણું માન આપતા રહ્યા. હીસ્ટાનું પતિવ્રત અને તેની હિંમત આપણાં મનમાં સારી અસર કર્યાં વગર રહેતાં નથી.

પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી એજ સાધ્વી સ્ત્રીઓનો ધર્મ છે. પતિને બને તેટલી મદદ આપવી, દુઃખમાં દિલાસો દેવો અને તેની સાથે સદા સંતોષથી વસવું એજ સમજુ સ્ત્રીઓનું કર્તવ્ય છે. એવી સ્ત્રીઓથીજ સંસારની ઉન્નતિ થવાની આશા રાખી શકાય. વિપત્તિ પડયા છતાં એવી સ્ત્રીઓના પ્રેમમાં ન્યૂનતા નજરે પડતી નથી. દંપતીએ અરસપર વિશુદ્ધ પ્રેમ રાખવો જોઇએ. કુવર્તન પાપ ને પશ્ચાતાપનું મૂળ થઇ પડેછે. દંપતીની ઐક્યતા એજ સંસારમાં સર્વોત્તમ સુખ મનાયછે. પ્રેમ એજ સુખનો પાયો છે. જ્યાં પ્રેમ નથી ત્યાં સુખ પણ નથી; પ્રેમના પ્રભાવેજ દુનિઆનો વ્યવહાર ચાલેછે. હીસ્ટાએ પોતાના પતિ તરફનો શુદ્ધ પ્રેમ પ્રદર્શિત કર્યો તે માટે આપણે તેણીને સાબાશી આપીને આ વિષયની સમાપ્તિ કરીશું.

---

# ઉદ્યોગી.

## બેન્જામિન ફ્રાંકિલન.

"ઉદ્યોગ સારા નસીબની માતા છે. જ્યાંસુધી આજ કહેવાયછે ત્યાં સુધી કામ કરો, કેમકે કાલે તમને શી શી અડચણ પડશે તે તમે જાણતા નથી. આજની કિંમત બે કાલના જેટલી છે, માટે આજે તમે કરી શકો તે કાલ ઉપર રાખતા ના. તમે તમારા કામને હડાવો. એવું નહીં થાય કે તે તમને હંઠાવે. વેહેલા ઉઠવાથી અને વેહેલા સુવાથી માણસ તન્દુરસ્ત, તવંગર અને સુજ્ઞ થાય છે." ફ્રાંકિલન.

એ બોસ્ટન શેહેરનો રહેવાશી હતો. એનો બાપ મીણબત્તી બનાવવાનો ધંધો કરતો હતો. તેમાં તેની સ્થિતિ સાનુકૂળ થઈ નહોતી તેથી ફ્રાંકિલનને તેણે છાપવા સંબંધીની થોડીઘણી કેળવણી આપાવી હતી. ફ્રાંકિલનને વાંચવાનો બહુજ શોખ હતો. તે જેટલા પૈસા બચાવતો તેટલાનાં ઉપયોગી પુસ્તકો ખરીદતો, તે ખંત રાખીને વાંચતો ને વિચારતો હતો. તે કરકસરથી રહેતો પણ કાળ વૃથા ગુમાવતો નહીં. તે જેમ વાંચતો તેમજ પોતાનું બીજું કામ પણ કરતો. સત્તર વર્ષની વયે તે ફીલાડેલ્ફીઆમાં ગયો, અને ત્યાં એક છાપનારની સાથે તેણે કામ કર્યું. તે સરલ અને રસીલી ભાષામાં મનહર પત્ર લખવાને શક્તિમાન્ થયો હતો. એકવાર તેનો લખેલો એક પત્ર તે પ્રાંતના પ્રતિનિધિના જોવામાં આવ્યો. તે પત્રની ઉત્તમ ઈબારત અને તેમાં દર્શાવેલા ઉત્તમ વિચારથી તે એટલો બધો ખુશી થયો કે તે એ પત્ર લખનારને મળવા માટે તેની દુકાન પૂછતો પૂછતો ગયો !

ફ્રાંકિલન પછી લંડનમાં આવ્યો અને જૂદાજૂદા છાપનારા સાથે કામ કર્યું. બીજા કામ કરનારા દર અઠવાડીએ ત્રણ ચાર રૂપિઆ દારૂના દુષ્ટ વ્યસન પાછવાડે ઉડાવતા પણ ફ્રાંકિલન તેથી તદન નિરાળોજ રહેતો. તે મધુપાન કરતો નહીં, તેથી તે વધારે નિરોગી રહેતો. વધારે પૈસા પેદા

કર્યા પછી તે અમેરિકા ગયો અને અગાઉ જેની સાથે કામ કરતો તેની સાથે પાછો કામ કરવા લાગ્યો. એ વખતે એ વિશેષ ઉદ્યોગી થયો. તેના ઉદ્યોગ અને સદાચરણથી સંતોષાનંદ પામીને તેનાં પાડોશીઓ પણ તેને સહાયભૂત થયાં, અને તેઓ તેને ઘણું કામ આણી આપવા લાગ્યાં.

**"વેળા એજ વસુ છે"** એ તેની માનીતી કેહેવત હતી. અને એ જીવ્યો ત્યાંસુધી એ કેહેવત પ્રમાણેજ ચાલ્યો. તેનો વખત જો કોઇ નકામો ગુમાવતું તો તે ઘણો નાખુશ થતો. એકવાર તેની દુકાને એક માણસ ચોપડી લેવા આવ્યો, અને તેની કિંમત પૂછી. ફ્રાંકિલને કહ્યું કે એના બે રૂપિઆ પડશે. તે સાંભળીને તે માણસે એ વિષે થોડીવાર સુધી રકઝક કરીને ફરીથી પૂછ્યું કે તમે વાજબી રીતે કહો તે કિંમત આપું. તે ઉપરથી ફ્રાંકિલને અઢી રૂપિયા કિંમત કરી, તેથી આશ્ચર્ય પામીને તે માણસે પૂછ્યું કે થોડીવાર પેહેલાં તમે તમારા મુખથીજ બે રૂપિઆ કહ્યા હતા અને હવે વળી અઢી રૂપિઆ કેમ કહોછો ? ત્યારે ફ્રાંકિલને પ્રત્યુત્તર આપ્યો કે તમે થોડીવાર પેહેલાં મને બે રૂપિઆ આપ્યા હોત તો તે મને હમણાં અઢી રૂપિઆ આપો તે કરતાં પણ વધારે લાભકારક થાત, કેમકે એટલો મારો વખત બચત. પછી તે માણસે વળી થોડીવાર સુધી ટકટક કરીને ફરીથી એનું મૂલ્ય પૂછ્યું ત્યારે ફ્રાંકિલને જણાવ્યું કે ત્રણ રૂપિઆ. એ ઉપરથી પેલે માણસે જાણ્યું કે આની પાસે આપણું કાંઇ વળશે નહીં, તેથી તે ત્યાંથી મુંગે મોઢે ચાલતો થયો.

હવે તેણે એક વર્ત્તમાનપત્ર કાઢવા માંડ્યું. એ પત્ર તેણે બહુ ચાલાકી અને ચતુરાઇથી ચલાવ્યું. તેના પુષ્કળ ગ્રાહક થયા, તેથી તેને બહુજ લાભ થયો. પણ એવા ઉદયથી તે ફુલાઇ ગયો નહીં. તે સાદો પોશાક પેહેરતો અને કરકસરથી રહેતો. પોતાના છાપખાનાને માટે ખરીદેલા કાગળ મજૂર પાસે ઉચકાવ્યાને બદલે તે ઘણીવાર ધક્કાગાડીમાં નાખીને

જાહેર રસ્તાપરથી પોતાને હાથે ધકેલી જતો હતો. આજકાલના કેટલાએક લોકોની પેઠે ખોટી મોટાઇ તે બતાવતો નહીં. પછી તેણે કાગદીનો ધંધો ચલાવવા માંડયો, અને ઉત્રાણું કરીને તેણે લોકોને માટે એક પુસ્તકશાળા સ્થાપી, તેમજ "ગરીબ રીચર્ડનું પંચાંગ" એવા નામનું ઘણુંજ ઉપયોગી પુસ્તક તે પ્રતિવર્ષે પ્રગટ કરવા લાગ્યો. તે જેમ બીજાને ઉપયોગી થવા યત્ન કરતો તેમજ તે પોતાનું મન સુધારવાની ઘણી મેહેનત કરતો. ત્રીશ વર્ષની વયે તેનું માન બહુજ વધી ગયું, અને તે પ્રાંતના "હાઉસ ઑફ એસેમ્બ્લી"માં તેને માન ભરેલી નોકરી મળી. બીજે વર્ષે તે ટપાલખાતાનો એક અધિકારી નીમાયો. ભાષા અને શાસ્ત્રમાં સુધારો વધારો કરવા સારૂ તેણે એક સભા, અને ઉંચા પ્રકારની કેળવણી આપવા માટે એક શાળા સ્થાપી. ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે તે સમયે તે પ્રાંતના ઘણાખરા ઉપયોગી કાર્યનો તે નિયંતા હતો.

શાસ્ત્રીય વિષયનો શોધ કરવાને પણ તેણે ઉમંગભેર ઉદ્યમ આદરવા માંડ્યો. ઇ૰ સ. ૧૭૫૨ માં પતંગ ચડાવીને એણે આકાશમાંથી વિજળી હેઠળ આણી; અને પ્રથમ તેણેજ સિદ્ધ કરી આપ્યું કે રસાયણી વિજળી અને મેઘમંડળમાં થતી વિજળી એકજ પ્રકારની છે. તેના આ શોધથી આખા યુરોપખંડમાં તેનું નામ વિખ્યાત થયું. ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે થયેલી લડાઇમાં તેણે મુખ્ય ભાગ લીધો હતો. પોતાના સ્વદેશ તર્ફથી એલચી તરીકે તે ઘણી વાર ફ્રાન્સના મહારાજા પાસે જા આવ કરતો, એમાંથી પણ એને યશ પ્રાપ્ત થયો હતો. તે જે કામ માથે લેતો તે સાંગોપાંગ પૂરૂં કરતો. આ મહાત્માની સ્થિતિ નાનપણમાં અતિશય કંગાળ હતી પણ અથાગ ઉદ્યોગવડે ભવ્ય માન અને પુષ્કળ પૈસો સંપાદન કરીને તેણે દેહ છોડ્યો. જો એ નસીબ ઉપર આધાર રાખીને બેશી રહ્યો હોત તો તે નામ કે નાણું કશું મેળવી શકત નહીં. કામ પાછળ એ અંત પર્યંત અડગ ઉત્સા-

હથી મંડયોજ રહ્યો હતો. એણે બતાવી આપ્યું કે નસીબ હમેશાં ઉદ્યોગીના પક્ષમાં ઉભું રહેછે. અને સઘળું મેહેનતને વશ છે. ઉદ્યોગ આગળ કાંઇ દુર્લભ નથી. પોતાની સ્થિતિ ઉન્નત કરવા જેઓ ઉત્સુક હોય તેઓએ નિરંતર સદુદ્યોગમાં પ્રવૃત્ત રહેવું. આગ્રહપૂર્વક જેઓ ઉદ્યોગને આરાધશે તેઓ તેનાં ઉત્તમોત્તમ ફળ પામશે. સદુદ્યોગ એજ સુધારસ છે.

" He prospers who labours " જે મેહેનત કરેછે તે આબાદ થાયછે.

---

## જેમ્સ વૉટ.

"આ દુનિયામાં સૌ ચમત્કારનું મૂળ મેહેનત છે." **ગ્લાડસ્ટન.**

" We are not born for ourselves but for the whole world. "

*Robinson.*

"આપણે આપણી જાતને માટે નહીં પણ દુનિઆને માટે જન્મ્યા છીએ."

રોબિન્સન.

ઉપયોગી વરાળયંત્રની શોધ કરીને જેમ્સ વૉટ પોતાનું નામ અમર મૂકી ગયોછે; આખી દુનિઆ તેના શોધને સારૂ તેની ઘણી આભારી થઇછે. જેમ્સ વૉટના રૂડા પ્રતાપથી કરોડો લોકો સુખી થયાંછે. આ દુનિઆના કલ્યાણ કર્તાઓમાં તેનું નામ સોનેરી શાહીથી નોંધાએલુંછે. તેની છુપી કુંચી એ માત્ર તેનો અપૂર્વ ઉદ્યોગ હતો. માણસ વિદ્યાથી નહીં પણ ઉદ્યોગથીજ ઉચ્ચ સ્થિતિ સંપાદન કરી શકેછે. ગમે તેવો નાનો માણસ ઉદ્યોગથી મોટો માણસ થઇ શકેછે; ગમે તેવો અપ્રસિધ્ધ માણસ ઉદ્યોગને આરાધવાથી સુપ્રસિધ્ધ થઇ શકેછે, અને ગમે તેવો રંક મનુષ્ય પણ ઉદ્યોગનો ઉપાસક થવાથી એક રાજા કરતાં પણ અધિક સમૃદ્ધિનો સ્વામિ થઇ શકેછે એમ ઐતિહાસિક પુસ્તક આપણને દર્શાવેછે. ઉદ્યોગ છે એજ પારસમણિ છે, ઉદ્યોગ છે એજ કલ્પવૃક્ષ છે, અને ઉદ્યોગ છે એજ આ

દુનિઆના સર્વે ચમત્કારનું મૂળ છે.

જેમ્સ વૅાટના વખતમાં તેનેજ આટલી બધી કીર્તિ કેમ મળી ! એનાથી વિશેષ ભણેલા માણસો એ વખતમાં શું નહીં હતા ? આપણે ખુશીથી કબૂલ કરીએ કે એનાથી વધારે ભણેલા કહેવાતા બીજા ઘણા માણસો હતા, પણ ઇનસાફની ખાતર કહેવું જોઇએ કે તેઓ ભણેલા હતા પણ ગણેલા નહીં હતા. તેઓને માત્ર ચોપડીઉં જ્ઞાન હતું પણ અખંડ સદુદ્યોગની સમજણ નહીં હતી, તેથી જેમ્સ વૅાટ એ બધાથી ફાવી નીકળ્યો. એને પોતાના નસીબે યારી આપી નથી પણ ઉદ્યોગે આપીછે. પોતાના કામમાં પાર પડવાને પ્રશંસનીય પરિશ્રમ કરીને એ જ્યોતિરૂપે ઝળકયોછે.

જ્યારે એ નાનો છોકરો હતો ત્યારે તે પોતાના રમકડાંમાંથી પણ વિદ્યા સંબંધી કેળવણી શોધી કાઢતો. એક નજીવી ચીજમાંથી પણ ઉદ્યોગી મનુષ્ય અધિક જ્ઞાન મેળવી શકેછે એ સત્ય છે. જેમ્સ વૅાટ સુતારનો પુત્ર હતો. તેના પિતાની દુકાનમાં તારા ગણવાનાં યંત્રો હતાં, તે જોઈને તેને જ્યોતિષ વિદ્યાનો શોખ થયો, તેથી તે વિષે તેણે થોડુંઘણું જ્ઞાન મેળવ્યું. પછી તેણે શારીર તથા ઝાડપાનની વિદ્યાનો અભ્યાસ ચલાવ્યો. કાંઈ પણ નવિન જાણવાની અને નવિન કરવાની તેની જિજ્ઞાસા ચિત્તાકર્ષક હતી. એકવાર એક પ્રકારનું વાજિંત્ર બનાવવાનું એને કોઈએ કહ્યું. પોતાને ગાયનનું પૂરતું જ્ઞાન નહોતું તેથી તેણે સ્નેહથી સત્વર સંગિતશાસ્ત્રનો અભ્યાસ આરંભ્યો, અને થોડા વખતમાં એક વાજિંત્ર તેણે બનાવ્યું તેથી તેનાં ભારે વખાણ થવા લાગ્યાં. એક નાનું વરાળયંત્ર દુરસ્ત કરવા માટે તેની દુકાને કોઈ આપી ગયું, ત્યારે તે ગરમી તેમજ વરાળને લગતી બાબતો વાંચવા અને વિચારવા લાગ્યો, અને છેવટે તેણે નવું વરાળયંત્ર શોધી કાઢ્યું. આ શોધ પછવાડે તેણે દશ વર્ષ ગાળ્યાં. એ મુદ્દતમાં નહોતું તેને કશું ઉત્તેજન, અને નહોતી તેને આવડી મોટી આશા. પણ ઉદ્યોગે તેને કીર્તિના શિખરપર વિરાજમાન કીધોછે.

## ડીમોસ્થનિઝ.

"ઉદ્યોગ બધાં કામને જીતી શકેછે." બેકન.

એ પોતાના જ્ઞાન કરતાં અપ્રતિમ ઉદ્યોગથી અવનિનું અધિકાધિક સન્માન સંપાદન કરી ગયોછે. એનું વૃત્તાંત સાંભળીને આળસુ આદમી શરમાયછે, અને સમજુઓ સાનંદાશ્ચર્ય પામેછે. ડીમોસ્થનીઝ નાનપણમાં કશી ગણતીમાં નહોતો તેમજ એને બરાબર બોલતાં પણ આવડતું નહોતું. તત્‌તત્‌ પપ્‌પપ્‌ કરતો ત્યારેજ તે માંડમાંડ પાંચ દશ વાક્ય ભાગ્યાંતૂટ્યાં ગબડાવી શકતો. લોકો એને જોઇને ઘણા હસતા. બોલતી વખતે ખભા ઉંચેનીચે ચડાવવા ઉતારવાની એને બાળપણમાંથીજ કટેવ પડી હતી. વળી તે મોટેથી બોલી પણ શકતો નહોતો. આવો એક માણસ *વિખ્યાત વક્તા થાય, તેનું ભાષણ લાખો લોકો લક્ષ રાખી સાંભળે તથા તેનું મનન કરે એવું બનવું એ સાધારણ નજરે જોતાં કેવળ અશક્ય લાગે, પણ પુનઃ પુનઃ પ્રયત્ન શું નથી કરી શકતો ? ગમે તેવી દુર્ઘટ વાત ઉદ્યોગ આગળ હાથ જોડીને ઉભી રહેછે. દયાપાત્ર ડીમોસ્થનીઝ પોતાના સતત શ્રમથી સ્તુતિપાત્ર થયો અને તેનું ભાષણ સત્પુરૂષો સ્નેહથી શ્રવણ કરવા લાગ્યા.

તે તોતડું બોલતો અને બોલતાં બોલતાં જરા વારમાં તેનો દમ ભરાઇ આવતો તે સુધારવા માટે તેણે દરરોજ દરિઆ કિનારે જઇને મોટેથી બોલવા માંડ્યું. ત્યાં બીજું કોઇ માણસ મળતું નહીં, તેથી તેને કશી શરમ લાગતી નહોતી. બોલતી વખતે તે પોતાના મોંમાં કાંકરા ભરતો. પ્રવીણ પુરૂષો પાસે તે ભાષણ કરવાના પાઠ લેતો, અને પછી દરિઆ કિનારે જઇને તે મોટા અવાજથી બોલતો. સમુદ્રના મોજાના ઘોંઘાટ કરતાં પોતાનો ઘાંટો મોટો કાઢવાની તેની મતલબ હતી. કારણકે હજારો લોકોની સમક્ષ ભાષણો આપવાની તેની પ્રબળ ઈચ્છા હતી. તે પોતાના શ્રમમાં આગ્રહથી મંડ્યો રહ્યો. બોલતી વખત હાથ કેમ રાખવા, કેવી

ઢબથી ઉભા રહેવું, તે વિષે વક્તાઓ બોલતા હોય ત્યારે તે બારિકીથી તપાસતો અને તેનું તે અનુકરણ કરતો. પોતાનો દમ મજબૂત કરવા માટે ભાષણ કરતાં કરતાં તે ઉંચી ટેકરીઓપર ચડી જતો; એ વગેરે અનેક ઉપાયથી તેની મનકામના સફળ થઇ.

ઉપર જણાવ્યા પ્રમાણે તેને બોલતાં બોલતાં ખભા ઉંચા ચડાવવાની અને નીચે ઉતારવાની બૂરી આદત પડી ગઇ હતી તે સુધારવા માટે તે એક માચડાપર ઉભો રહેતો, અને બે ખભાની ઉપર અને નીચે તે અણીદાર હથિઆર એવી રીતે ટાંગી રાખતો કે જો ખભા જરા ઉંચા નીચા થાય તો બળ લેઇને તે હથિઆર તેમાં ઘોંચાઇ જાય એવી રીતે બહુજ કષ્ટ વેઠીને પણ તેણે પોતાની ટેવ સુધારી, તે માટે તેને ખચીત ઘણી શાબાશી ઘટેછે.

માણસોના સમુદાય આગળ ભાષણ કરતાં પેહેલાં તે પોતાના ઘરમાં મોટા તખ્તા સન્મુખ ઉભો રહીને ભાષણ કરતો, અને તેમાં જે કાંઈ ઉભા રહેવા અને બોલવાની ઢબનું દોષદર્શન થતું તે તે સત્વર સુધારવાનો શ્રમ કરતો.

અભ્યાસ કરવાનો તેનો પ્રયત્ન પણ બહુજ આશ્ચર્ય પામવા યોગ્ય હતો. એકાંતમાં અભ્યાસ કરવા માટે તેણે એક ભોંયરૂં ખોદાવ્યું હતું, એ ભોંયરામાં તે ઘણી વાર એકેક મહિના સુધી રહેતો હતો. તેની બીજી એક યુક્તિ તો બહુજ અદ્ભૂત હતી. અભ્યાસ કરવાના ભોંયરામાંથી બહાર નીકળવાની લાલચ ન થાય એટલા માટે તે પોતાનું માથું અરધું મુંડાવતો. એ પ્રમાણે કરવાથી માથાના વાળ ફરીથી ઉગીને મોટા થાય ત્યાંસુધી તેનાથી બહાર નીકળાતું નહીં. એ ભોંયરામાં દીવાના પ્રકાશથી તેણે અનેક વિષયપર આપવાનાં ભાષણ તૈયાર કર્યા હતાં. પોતાના કાર્યમાં ઉમંગથી મંડવા માટે તે વેહેલો ઉઠતો. બીજો કોઇ માણસ પોતાના કરતાં વેહેલો ઉ-

હીને કામે વળગ્યોછે એમ તે કોઇ વાર જોતો ત્યારે તે બહુ શોચ કરતો, અને પોતાના ગનથી શરમાતો.

નામાંકિત ઇતિહાસી થ્યુસીડાઇગસની ઢબછબ પોતાનાં લખાણુમાં લાવવા માટે એ લખનારના આખા ઇતિહાસની તેણે આઠ વાર નકલ ઉતારી હતી. વિદ્યાજ્ઞાન મેળવવામાં તેણે ઘણોજ શ્રમ કર્યો તે ફલિભૂત થયા વગર રહ્યો નહીં. એ એક અત્યુત્તમ ભાષણકર્તા થયો. તેના ભાષણનાં ભારે વખાણ થવા લાગ્યાં. એની વક્તૃત્વશક્તિ કુદરતી ગણાવા લાગી; અને જે માણસ બીજાનું અનુકરણ કરતો તેનું અનુકરણ કરવાને સંખ્યાબંધ માણસો યત્ન કરવા લાગ્યા, એ તેને ઓછું માનદાયક નથી. આપણે સદા સ્મરણમાં રાખવું કે ઉદ્યોગ રૂપી કુંચીથી યશનો દરવાજો ઉઘડેછે.

"Industry renders illustrious." *Milne.*

"ઉદ્યોગ, મનુષ્યને નામાંકિત કરેછે."

---

## લૉર્ડ બ્રોહામ.

"કામમાં મંડયા રહેવું એનું નામજ સુખ." ગ્રે૦

એક ફ્રેન્ચ તત્વજ્ઞાનીએ સુખ મેળવવાના ત્રણ ઉપાય બતાવ્યાછે—૧ લા ઉપાયમાં લખ્યુંછે કે ઉદ્યોગ કરવો, બીજામાં લખ્યુંછે કે ઉદ્યોગ કરવો, અને ત્રિજામાં પણ લખ્યુંછે કે ઉદ્યોગ કરવો !

એ પોતાના ઉદ્યોગથી વિદ્વાન્ પુરૂષોને પણ વિશેષ વિસ્મય પમાડતો. એક પણ પળ તે વ્યર્થ જવા દેતો નહીં. આળસુ થઇને બેશી રહેવામાં તે પાપ સમજતો. તે વારંવાર કહેતો કે કામ કરવામાં મને જેટલી મજા પડેછે તેટલી બીજા કશામાં પડતી નથી. તેની મોટી ખૂબી એ હતી કે આખો દહાડો કામ કર્યાં છતાં, 'મને અવકાશ નથી' એવું તે કદી બોલતો સંભળાયો નહોતો. ગમે એટલું કામ લૉર્ડ બ્રોહામને મનથી થોડું હતું. તે સમયપાલક હતો. મેરૂ જેવડી મુશીબતને પણ તે ગણકારે તેવો નહોતો. આઠ વર્ષ તેણે જાહેર કારકીર્દિમાં ગુજાર્યાં હતાં. અનેક પ્રકારના અભ્યાસમાં તે એકકો હતો. એ જ્યારે વયોવૃધ્ધ થયો ત્યારે પણ તે નવરો થ-

ઈને બેઠો નહીં, પરંતુ પ્રકાશવિદ્યામાં પ્રવીણતા પ્રામવા તે પ્રયત્નવાન થવા લાગ્યો. પાર્લામેંટની તકરારોમાં તે આગળ પડતો ભાગ લેતો અને પુસ્તકો પણ રચતો. ઉમરાવોની અને બીજી સભાનો તે પ્રમુખ હતો. વકીલો સાથે વાતચીત અને મસલતમાં તે દરરોજ રોકાતો હતો. એ ઓછામાં ઓછી દશ મંડળીઓનો મુરબ્બી હતો, અને દરેક ઠેકાણે તે ઠરાવેલા વખત પેહેલાં જઈ પહોંચતો હતો. સુપ્રસિધ્ધ સિડની સ્મિથે એકવાર કહ્યું હતું કે "લૉર્ડ બ્રોહામ ત્રણ તન્દુરસ્ત માણસ કરતાં પણ વિશેષ યત્ન કરેછે." કામ કરવાથી મનુષ્યનું શરીર કસાયછે. કામ કરવાથી માણસ તન્દુરસ્ત રહેછે, અને ખોયેલી તન્દુરસ્તી પાછી મેળવેછે." **"વપરાતી કુંચી હમેશાં ચળકતી રહેછે"** એ કેહેવત સદા સ્મરણમાં રાખવાયોગ્ય છે. આળસથી ઘસાવા કરતાં કામથી ઘસાવું સો દરજ્જે સારૂં છે. ઉદ્યોગ એજ મનુષ્યનો ઉમદા ખોરાક છે. ઉદ્યોગના અનાદરથી જેમ તન તેમજ મન અને ધન પણ ઘસાયા વિના રહેતાં નથી. મિલ્ટન કહેછે કે—

"Awake! arise or be for ever fallen."

---

## મેનીડીમીઝ અને એસકલીપીએડીઝ.

"ઉદ્યોગથી ગરીબમાં ગરીબ માણસ જો કદાપિ કીર્તિ મેળવતો નથી તોપણ તે આબરૂ ઇજત મેળવેછે જ. હુન્નરની, વિદ્યાની અને શાસ્ત્રની તવારીખમાં ઘણાખરાં નામ આપણે ઉદ્યોગી માણસોનાંજ વાંચીએ છીએ." **કૉબ્ડન.**

"જર ને જમીનનાં વસીયતનામાં થાયછે, પણ જ્ઞાન અને ડાહપણનાં વસીયતનામાં થતાં નથી." **સ્માઇલ્સ.**

એઓ એથેન્સના વતની અને તત્વજ્ઞાનના અતિ અપેક્ષિત હતા. તેઓ મનથી માતબર પણ દામસંબંધે છેક દુર્બળ સ્થિતિના હતા. ઉદરનિર્વાહ કરવામાં તેઓને પોતાનો ઘણો કાળ ગાળવાનું ગમ્યું નહીં. તત્વજ્ઞાન તર્કની પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે તેઓએ તજવીજ કીધી. પોતાની ઇચ્છા પાર પાડવા માટે તેઓ અતિશય ઉત્સાહ અને આગ્રહથી

યત્ન કરવા લાગ્યા. મેહેનતથી શું મેળવી શકાતું નથી? આ બન્ને ભાઈઓ પોતાના મનવાંછિત કાર્યમાં અનુદિન આગળ વધવા લાગ્યા. તેઓ બન્ને આખો દહાડો અભ્યાસ પાછળ મંડેલા દૃષ્ટિગોચર થતા હતા. તેઓની પાસે કશો પૈસો નથી એ વાત લોકો પણ જાણતા હતા, તેથી તેઓને શક ઉત્પન્ન થવા લાગ્યો કે આ બન્ને ભાઈઓને ઉદર નિર્વાહનાં કશાં સાધન નહીં છતાં તેઓ પોતાનો નિર્વાહ આજ઼ે મહિનાના મહિના થયાં કેવી રીતે કરી શકેછે? તેઓ કદાચ ચોરી, અથવા એવાજ બીજા કોઇ અનીતિને માર્ગે પૈસો મેળવતા હશે એવો તેઓને સંદેહ પડચો. તેઓએ પોતાના આ વ્હેમનો પાયો એ, વિદ્યાભ્યાસીઓની દેખીતી રંક અવસ્થાપરથી ઉભો કીધો હતો. તત્વજિજ્ઞાસુ ભાઇઓ કદી પણ પૈસા પેદા કરવાના પ્રયત્નમાં પડેલા દેખાયા નહોતા. પછી લોકોએ એ વાત તે શેહેરના કોટવાળને જાહેર કરી. તેણે ગુપ્ત રીતે ઉપલક ઉપલક તપાસ કીધી એટલે તે પણ શંકાશીલ થયા વિના રહ્યો નહીં. એથી એ બન્ને ભાઈઓને તેણે પોતાની પાસે તેડાવ્યા, અને તેઓ પોતાનું ગુજરાન શા આધારે કરેછે તે તત્કાળ કહી બતાવવાનો હુકમ કીધો.

બન્ને ભાઇઓએ નમ્રતાપૂર્વક નિવેદન કર્યું કે—"સાહેબ, અમારી વર્તણુક ઉપરથી આપને સંદેહ પડચો લાગેછે. ઘણા લોકો એમ માનેછે કે અમે વિદ્યાભ્યાસ સિવાય બીજો કાંઇ ધંધો કરતા નથી એટલે કોઇ પણ અનીતિને રસ્તે અમે દ્રવ્ય ઉપાર્જન કરતા હોવા જોઇએ. અમે નિર્દોષ છીએ એમ જો અત્યારે આપને કહીએ, તોપણ એટલાથી આપના શકનું સમાધાન થઇ શકે તેમ જણાતું નથી, કેમકે આરોપી માણસ પોતાનો અપરાધ સેહેલાઈથી ભાગ્યેજ અંગીકાર કરેછે. અમારાં આચરણ વિષે બારિકીથી તપાસ કરવાને અમે પણ આપને અરજ કરીએ છીએ. અમારૂં પોતાનું નિર્દોષપણું અમે પોતે નિવેદન કરીએ તેના કરતાં એ વિષે બીજા કોઈ માહીતગાર માણસને આપ પૂછી જુઓ તો તે વધારે ભરોંસા ભરેલું થઇ પડશે. અમારો પાડોશી જે પાંઉ બનાવેછે તે અમારા

વિષે સંતોષકારક ખુલાસો આપને આપી શકશે. જે કાંઇ પૂછવું હોય તે કૃપા કરી એ પાંઉ બનાવનારને પૂછો."

પછી તે પાંઉ બનાવનારને બોલાવીને પૂછતાં તેણે જે વાસ્તવિક ખુલાસો કર્યો તે વાંચીને તમને અચરતી ઉપજ્યા વિના રહેશે નહીં. તે બોલ્યો કે—"આ બન્ને ભાઈઓ મારી પાડોશમાં રહેછે. તેઓ ઘણા સદ્ગુણી છે. પોતાનું ચરિતાર્થ ચલાવવાને તેઓ મારે ત્યાં મજૂરી કરેછે, તે એવી રીતે કે—પ્રતિદિવસ વારાફરતી એક ભાઇ મારે ત્યાં આવી આખી રાત ઘંટી ફેરવીને ઘણું દળણું મને દળી આપેછે. તેઓની મેહેનત અને સદાચરણથી સંતોષાનંદ પામીને હું તેમને અનુદિન આઠ આના આપુંછું. કોઇ કોઇ વાર બન્ને ભાઈઓ સાથે આવી જૂદીજૂદી ઘંટી ઘમઘમાવી બમણું દામ મેળવેછે. એવો એક પણ દિવસ ખાલી જતો નથી કે તે દિવસે એ બેમાંથી એક પણ ભાઇ મારે ઘેર દળવા માટે હાજર થયો ન હોય.

તેમના આટલા બધા ઉદ્યોગ અને સદાચરણ વિષે એવી ચમત્કારિક વાત સાંભળીને કોટવાળ તો છક થઈ ગયો. આવા લાયક ભાઇઓને ઉત્તેજન દાખલ તેણે સરકારમાંથી પચાશ રૂપિઆ બક્ષિસ અપાવીને પોતાની ફરજ બજાવી. શંકાશીલની શંકા મટી. સત્ય હતું તે સાબિત થયું, અને તે દિવસથી એ બન્ને ભાઇઓ તરફ લોકો ઘણો ભાવ રાખીને તેમનો સત્કાર કરવા લાગ્યા.

ઘણા માણસો કહેછે કે અમારી પાસે પૈસા નથી, નહીંતર અમે વિદ્યાભ્યાસ કર્યા વિના રહેત નહીં. આમ બોલવું એ કાંઈજ નહીં પણ માત્ર બ્હાનું છે. ખરા દિલ અને ખંતથી જેને કામ કરવું છે એને સાધનની ખોટ નથી."**જ્યાં મરજી છે ત્યાં માર્ગ છે.**" ઉપર બતાવેલા બન્ને ભાઇઓને શું સાધન હતાં વારૂ? એમની જો અંતરની સબળ ઈચ્છા હતી તો ઘમડઘમડ ઘંટી ફેરવીને નહીં સાધનનું સાધન ઉભું કીધું, અને પોતાની જિજ્ઞાસા પાર પાડી. તત્વજ્ઞાન મેળવીને તેઓએ પોતાના જીવનનું સાર્થક

કીધું અને સંખ્યાબંધ માણસોને સમજણ આપીને સદ્‌માર્ગે પ્રેર્યા.

ગુજરાતી વાંચન પાઠમાળામાં વર્ણવેલા ચકરબતીને શું શું સાધન હ-તાં ? આપણા દેશમાં શ્રીમંતના સંખ્યાબંધ પુત્રો અક્ષરશત્રુ રહેછે તેને શું શું સાધન નથી ? સાધનમાં સાધન જુઓ તો ઉદ્યોગ સમાન બીજું એકે નથી. ઉદ્યોગ સાધન એ રૂપિઆ બરાબર છે. બાકીનાં સાધન એ દોકડા બરાબર છે. ઉદ્યોગ રૂપી ખરો રૂપિઓ હોય તો તેમાંથી દોકડા રૂપી બી-જાં અનેક નાનાં સાધન મેળવી શકાય.

---

## માઇકલ એન્જેલો.

ઉદ્યમ કરવો એ દેવ પુજવા બરાબર છે. ઉદ્યોગ કરવો કદાપિ અળખા-મણો લાગે પણ ફળ ભોગવતી વખત અપૂર્વ આનંદ થાયછે. **આર્યનીતિ.**

એ ચીતારો અને પૂતળાં બનાવનાર હતો. પોતાના પ્રિય ધંધામાં પ્રવીણતા પામવાને તેણે અતૂલ શ્રમ વેઠયો હતો. એની પેઠે મેહેનત ક-રનાર થોડાજ નીકળશે. તે નસીબથી નહીં પણ નિરંતર ઉદ્યોગથી ઉચ્ચ પદ પામ્યો હતો. એના વખતમાં એની બરાબરી કરે એવું કોઈ ભાગ્યેજ થયું હશે. દુનિયામાં જે જે માણસોએ પોતાનાં નામ ચળકતાં કીધાંછે, તેઓમાંથી સેંકડે નવાણું ટકા ઉદ્યોગના પ્રતાપ વડેજ તેમ કરી શકયા છે. જેનું ચરિત્ર તમે પ્રેમથી વાંચશો, તે ઉદ્યોગનો ઉપાસક હશેજ એ નિઃસંદેહ છે. ઉદ્યોગના મહિમાનું યથાર્થ વર્ણન કયો કવિ કરી શકશે ? 'કલ્પવૃક્ષ' એવી જો દુનિઆમાં કોઇ પણ ચીજ હોય તો તે ઉદ્યોગજ છે. આપણા પ્રખ્યાત કવીશ્વર કહેછે કે—

### દોહરો.

'કલ્પ વૃક્ષ' કાને સુણ્યું, આપે ઇચ્છિત ભોગ;
મેં મનમાં નિશ્ચય કર્યું, 'કલ્પ વૃક્ષ' ઉદ્યોગ.

આ ચીતારો કહેતો કે "એવી કોઇ કલ્પના નથી કે તે મારા હા-

યમાં ઉતરી ન શકે." એની પીંછી એવી તો કેળવાએલી હતી કે એનું ઉક્ત કથન કબૂલ રાખ્યા વિના ચાલે તેમ નથી.

એ નામી ને નિર્માની પુરૂષ કલાકના કલાક સુધી રાક્ષસવત્ મેહેનત કરતો. કામથી એ કંટાળતો નહીં, પણ કામ એનાથી કંટાળતું! એ સાદો ખોરાક લેતો, અને સાદો પોશાક પેહેરતો. ગિતાહારમાં મજા માનતો. ઉદ્યોગ એજ તેનો અપૂર્વાનંદ હતો. દિવસે ઘણું કામ કર્યું હોય એમ છતાં ઘણી વાર તે રાતે વેહેલો ઉઠીને પાછો કામે વળગતો. કામ કરતાં ઝોકું ન આવે એટલા માટે તે પોતાની મીણબત્તી પોતાના એક હાથમાં ખોશીને બીજે હાથે કામ કરતો. તે એટલા માટે કે જો કદાપિ ઝોકું આવે તો મીણબ-ત્તી હાથમાંથી પડી જાય અને તેથી તે જાગી ઉઠે. કહેવાની કશી જરૂર નથી કે મીણબત્તી પડી જવાની બીકે તેને ક્વચિત્જ ઝોકું આવતું. વ-ખતની તેને એટલી બધી કિંમત હતી કે કોઇકોઇવાર રાતે તે પોતાનાં કપડાં પણ બદલતો નહોતો, કે પ્રભાતેં એમને એમ ઉઠીને કામે વળગી જવાય. આવા માણસની કેમ ઉન્નતિ ન થાય? જેઓ વખતની કિંમત જાણેછે તેઓ કદી ફાવ્યા વગર રહેતા નથી. આજે આપણા આર્યાવૃત્તમાં વખતની કિંમત જાણનારા કેટલા જૂજ છે? જે દેશના લોકો વખતની કિંમત જાણતા ન હોય તેઓ ઉદયની ટોચપર કયાંથી હોય? અખંડ ઉદ્યોગ વગર અધમાવસ્થા અળગી થઈ શકતી નથી. સદુદ્યોગમાં સતત મંડયા રહ્યા વિના પ્રતિષ્ઠિત પદવી પ્રાપ્ત થઈ શકતી નથી.

## મેરી.

"મેહેનત ફક્ત જરૂરીઆત અને ફરજ નથી પણ એક પ્રકારનું ઉત્તમ સુ-ખ છે." સ્માઇલ્સ.

ઉદ્યોગ એ માત્ર ઉદરનિર્વાહને માટેજ છે એમ કદી ગણવું નહીં. ઉદર નિર્વાહને માટે ઉદ્યોગ કદાપિ અગત્યનો ન હોય, તોપણ તે શરીરની કસરતને માટે ઘણા કામનો છેજ. ઉદ્યોગ તન તેમજ મનને આરોગ્ય રાખે છે. જો તમે તમારા મનને સારા કામમાં રોકશો નહીં, તો તે નિંદ્ય કામો પોતાને માટે ઉભાં કરશે એ નિર્વિવાદ રીતે સિદ્ધ થયુંછે.

ઇગ્લાંડના રાજા ત્રિજા વિલિયમની રાણી મેરી પોતાના ઉદ્યમને માટે આખા ઇંગ્લાંડમાં પંકાતી હતી. તે જાણે ગરીબ હાલતની હોય અને જાણે તેના ગુજરાનને માટે મેહેનત કરવી પડતી હોય, તેમ તે ઉમંગથી નાના પ્રકારનો ઉદ્યમ કરતી. પોતાના જ્ઞાનમાં સંવૃદ્ધિ કરવા સારૂ તે વિદ્યાનુરાગી રાણી અનુદિન કલાકના કલાક સુધી ઉત્તમ પુસ્તકોનું અધ્યયન કરતી. તે વારંવાર કહેતી કે માણસના મનને ખરાબ કરવાનું સૌથી સબળ સાધન આળસ છે. આળસથી માણસ અંગે અક્કલે હીણો થાયછે. મેરીનું એ કિમતી કથન આપણે મોટી ખુશીથી માન્ય રાખીશું.

માર્કિવસ સ્પીનોલાના પૂછવાથી એક ગૃહસ્થે કહ્યું હતું કે—"કાંઇ કરવાનું નહોતું તેથી મારો ભાઈ મરણ પામ્યો." જે માણસ પોતાનો શ્રેય ઇચ્છતો હોય, તેણે કાંઇ પણ સદુદ્યોગમાં પોતાના તન મનને રોકવું જોઇએ. ફ્રાન્સના બાસ્ટીલ નામના બંદીખાનામાં પડેલા એક ગૃહસ્થને, ત્યાં કશું પણ કામ કરવાનું નહીં હોવાથી તેણે પોતાની પાસેની ટાંકણીઓ કાઢીને તે પર પોતાનું મન રોક્યું. ટાંકણીઓ ફેંકે, ગણે; વળી એકેક, બબે ત્રણ ત્રણ એમ ગોઠવે, આડી કે ઉભી હાર કરે, ઉપરાઉપરી ચડાવે એમ હજારો વાર કરીને તેણે પોતાની સાત વર્ષની કેદ પૂરી કરી. તે વારંવાર કહેતો હતો કે કારાગ્રહમાં મારે કાંઇ પણ કરવાનું ન હોત તો હું ખચીત ગાંડો થઇ ગયો હોત. "Labour itself is a pleasure" *King.* મેહેનત એ જાતેજ મજા છે" (કિંગ.)

---

## પ્રતિકૂળ સ્થિતિ છતાં પરમ ઉદ્યોગી.

"જો આપણે હાથ પગ ચલાવીશું તો હમણાનોજ વખત ઠીક છે. જે માણસ આશા ઉપર રહેછે તે ભૂખે મરેછે. મેહેનત વગર લાભ નથી થવાનો. જો આપણે ઉદ્યોગી હોઈશું તો કદી ભૂખે મરીશું નહીં." ફ્રાંકિલન.

"જેણે નામના મેળવવી હોય તે કેવળ નિર્ધન હોવો જોઈએ. એક ફુટી બદામ પણ તેની પાસે ન હોવી જોઇએ." લૉર્ડ એલ્ડન.

**(૧) ઉદ્યોગી ચીનાઇ નિશાળીઓ**—ચીન દેશમાં એક ગરીબ કુટુંબ વસતું, તે જમીન ખેડીને પોતાનો નિર્વાહ કરતું. એ કુટુંબમાં એક છો-

કરો હતો તે ભણવા તર્ફ અધિક ભાવ રાખતો. તેની અવસ્થા જોઇએ તો અધિક કંગાળ હતી, દિવસે નિશાળે જવાનું તેને પાલવે તેમ નહીં હોવાથી તે દશથી પાંચ વાગ્યા સુધી મજુરી કરતો અને સવારે તથા સાંજે શાળામાં જતો. તેની એટલી તો દુર્દશા હતી કે દીવા સારૂ તેલ લાવવાના પણ તેના ઘરમાં પૈસા નહોતા, તેથી તે છોકરો બજારમાં મૂકેલા સરકારી ફાનસના અજવાળાથી પોતાની ચોપડીમાંથી પાઠ વાંચતો હતો. આ પ્રમાણે પરિશ્રમ વેઠીને તેણે અત્યંત પ્રવીણતા મેળવી. સંકટ માણસને સુજ્ઞ બનાવેછે એમ કહેવાયછે એ વાસ્તવિક છે. પછી પોતાના જ્ઞાનબળથી તે ચીન દેશના રાજાનો વડો મંત્રી થયો અને પોતાના કુળની દરિદ્રતા દળી નાખી રંગ છે આ કુળભૂષણના અપૂર્વ ઉદ્યોગને રંગ છે. અહો ! દુનિઆમાં ઉદ્યોગ શું નથી કરી શકતો ?

(૨) **ડૉકટર જોન પ્રીડો**—વીન્ચેસ્ટરનો મોટો પાદરી જ્યારે નાની વયનો હતો ત્યારે તેની એટલી તો દરિદ્રાવસ્થા હતી કે તેના માબાપે તેને નિશાળમાંથી ઉઠાડી મૂકયો. પણ જોન પ્રીડોને અભ્યાસ કરવાની બહુજ ઉત્કટ હતી, તેથી તે પગે ચાલતો ઑકસફર્ડ જઇને ત્યાંની એક પાઠશાળામાં રસોઇઆ તરીકે ચાકર રહ્યો, અને ત્યાં અવકાશને સમયે ખંતથી અભ્યાસ કરીને તેજ પાઠશાળામાં શિક્ષક નીમાયો. જુઓ, પરમ ઉદ્યોગથી જોન પ્રીડોનો જય થયો, અને તે પોતાની નામના મૂકી ગયો. મેહેનત વગર ફતેહ નથી, ફતેહ વગર આબરૂ નથી અને આબરૂ વગર દુનિઆમાં રહેવું કામનું નથી.

(૩) **કલાર્ક નામનો સુતાર**—એક અદાલતમાં કોટવાળને માટે પાટ બનાવતો હતો, તે પાટ લીસી બનાવવા સારૂ તેણે બહુજ શ્રમ કર્યો, તેથી તેને એક માણસે પૂછ્યું કે તેં આટલી બધી મેહેનત શું કરવા કરી? "મારે પોતાને બેસવા માટે" પેલા માણસે પાછું પૂછ્યું કે શું આ પાટ તેં અહીં તારે માટે બનાવીછે કે કોટવાળને કાજે ? બેશક હમણા તો કોટવાળને માટે, પણ હું જ્યારે કોટવાળ થઇશ ત્યારે તે મારે કામ આવશે કે નહીં ? મારી પ્રતીતિ છે કે આ પાટ પર બેસવાને હું થોડા વર્ષમાં લાયક થઇ શકીશ.

તે સુતારે પછી કોટવાળના પદને લાયક થવા માટે પરિશ્રમ કર્યો. તેને તેના ઉદ્યોગપર શ્રદ્ધા હતી અને આખરે તેને મનોપ્સિત ફળ મળ્યા વગર રહ્યું નહીં. બેશક તેણે જેમ કહ્યું હતું તેમ તે કોટવાળનું પદ પામ્યો અને પોતે છોલીને ખૂબ સાફ કરી હતી તે પાટપર બેઠો. સાબાશ!

## ઘરડો ભરવાડ.

"તું મેહેનત કરવાને ચાહજે. તને પેટ ભરવા માટે મેહેનત કરવી ન પડે તોપણ તારા તનની શકિત જાળવવા માટે તે અવશ્યની છે. મેહેનત તન તથા મનને ખીલવેછે અને આળસાઇના દુષ્ટ પરિણામને દૂર કરેછે."

વિલિઅમ પેન.

ઇંગ્લાંડના પ્રસિદ્ધ રાજ્યાધિકારી સર વિલિઅમ ટેમ્પલે પોતાના એક પુસ્તકમાં એક વૃદ્ધ ભરવાડની વાત લખીછે તે વિચારવા લાયક છે.

એક ફ્રેન્ચ ભરવાડ તેને ત્યાં દૂધ પૂરૂં પાડતો હતો. એ ભરવાડ જબરો ઉદ્યોગી હતો. પોતાના ઉદ્યોગના પ્રતાપે ગજા પ્રમાણે પૈસા પ્રાપ્ત કર્યા પછી તેણે કોઇની પણ નોકરી કરવાનું છોડી દીધું, અને બાકીના દહાડા તેના મિત્રોના અનુમત પ્રમાણે સુખચેનમાં ગાળવા માટે તેણે એક સુંદર ઘર ખરીદ કર્યું અને તેમાં તે આનંદથી રહેવા લાગ્યો; પણ એ આનંદનો અંત ગણ્યાગાંઠ્યા દિવસમાં આવ્યો. કામનો થાક ખમાય પણ આખો દિવસ બેશી રહેવાનો કંટાળો ખમાય નહીં. ઘણું કામ કરવા પછી થોડી નવરાશ મળે તો આનંદ થાય, પણ આખો દિવસ બેશી રહેવાથી કંઇ આનંદ થાય નહીં. ઉદ્યોગમાં મજા છે, તેનો શતાંશ પણ આળસમાં નથી. આળસુના મોઢાપર સદા ઉદાસિનતા વસી રહેછે. આ બુઢ્ઢો ભરવાડ પછી કામ વિના મુંઝાવા લાગ્યો. જીંદગી તેને બોજારૂપ થઇ પડી. તેનું મન ઉદ્વેગ પામવા લાગ્યું. જેને તે આનંદભૂવન માનતો તે હવે તેના દિલથી શોકસદન થઇ પડ્યું. તેના મનની એવી દુ:ખદાયક સ્થિતિ થવાથી તે ચેત્યો. એ ઘર તેણે પાછું વેચી નાખ્યું, અને દૂધ દહીં વેચવાનો પોતાનો અસલ ધંધો પાછો શરૂ કર્યો અને તે સુખી થયો.

# ઉત્તર વયમાં અભ્યાસી.

**"પાકી કોઠીએ કાંઠા ચડતા નથી"** એ કહેવત ઉત્તર વયના વિદ્યાભ્યાસ સંબંધે સત્ય નથી. લાંબી ઉમરે વિદ્યાકળામાં પ્રવીણ થવાતું નથી એમ કેટલાક કહેછે તે માનવા લાયક નથી. ઉત્સાહ ને આગ્રહ હોય તો ગમે તેટલી ઉમરે અંતરાય નડતો નથી. મોટી ઉગરે પણ ઘણા માણસો અભ્યાસ કરીને—વિબુધ થઇને વિખ્યાતિ પામ્યાછે. "અમારી મોટી ઉગર થઇ એટલે હવે અગને અમુક વિદ્યા સાધ્ય થઇ શકે નહીં" એવું બોલવું એ કેવળ પ્રગાદ છે. ઉમંગભેર ઉદ્યોગ કરીએ તો મોડો કે વેહેલો વિજય મેળવી શકાય એ નિઃશંક છે. સતત શ્રમ સુખદાયક થઇ પડે. નિરંતર ઉદ્યોગ ઈચ્છિત ફળ આપે. મોટી વયે શીખેલાના ઘણા દાખલા બનેલાછે તેમાંથી કોઇ કોઇ આ સ્થળે આપ્યા હોય તો તે અસરકારક થઇ પડયા વિના રહે નહીં.

**સર હેનરી સ્પેલમેને** પોતાની યુવાવસ્થાનો સઘળો કાળ ખેતીવાડીના કામમાં ગાળ્યો હતો. એકવાર થોડી જમીન માટે તેને બીજા સાથે વાંધો પડયો. એમાં જો કે તેનો હક વાજબી હતો તોપણ એ તકરારમાં તે ફાવ્યો નહીં. તે પરથી તેને એટલું તો લાગી આવ્યું કે હવે ગમે તેમ કરીને કાયદાનું સૂક્ષ્મ જ્ઞાન મેળવવું. એમ દૃઢ સંકલ્પ કરીને તેણે પોતાનાં ખેતરો વેચી નાખ્યાં અને કાયદાની કેળવણી પ્રાપ્ત કરવા પરમ કાળજીથી તે પ્રયાસ કરવા લાગ્યો. આખરે તેનો શ્રમ ફલિભૂત થયા વગર રહ્યો નહીં. તે મહા વિદ્વાન્ ન્યાયશાસ્ત્રી તરીકે પોતાનું નામ અમર કરી ગયોછે!

**સોક્રેટીસ** નામનો તત્વવેત્તા પોતાની વૃદ્ધાવસ્થામાં વાજિંત્ર વગાડતાં શીખ્યો હતો.

**કેટો** નામે પંડિત ૮૦ વર્ષની વયે ભાવથી ગ્રીક ભાષા ભણવા લાગ્યો.

**રોનસોર્ડ** નામનો ફ્રેન્ચ કવિ આખર અવસ્થાએ કવિતા બનાવવા લાગ્યો, અને એ કવિતાથી તેણે આગળ થયેલા કેટલાએક વખણાએલા કવિની કવિતા કરતાં સરસાઇ મેળવી.

**ડૉક્ટર જૉન્સન** પોતાના મરણની થોડાંજ વર્ષ પેહેલાં ડચ ભાષા

શીખવા લાગ્યો હતો.

પ્લુટાર્ક નામના પ્રસિદ્ધ વિદ્વાન્ ૬૦ વર્ષની વયે લૅટીન ભાષાનો ઉત્તમ અભ્યાસી થયો હતો.

**ફ્રાંકલીને** પચાશ વર્ષની વયે પોતાના તત્વ વિદ્યાના અભ્યાસનો આરંભ કર્યો હતો.

આ વાસ્તવિક દૃષ્ટાંત વાંચીને, મોટી ઉંમરે અભ્યાસ કરવામાં આપણે શરમ રાખવી કે કાયરતા બતાવવી નહીં જોઈએ. **"કાળા માથાનો માનવી શું નથી કરી શકતો?"**

---

# પુત્રનાં લક્ષણ પારણામાંથી.

## સિકંદર.

" The childhood shows the man,
As morning shows the day. " *milton.*

આ અજિત અને જગદ્ વિખ્યાત પાદશાહનો પિતા ફીલીપ રાજા પણ પરમ પરાક્રમી હતો. તે નવાનવા દેશો તાબે કરવામાં સદા તત્પર રહેતો. આજે આ પ્રાંત લીધો, પરમ દહાડે પેલો કિલ્લો જીત્યો, તો પખવાડીઆ પછી અમુક શેહેર તેણે સર કર્યું એવી વધાઇઓ વારંવાર તેના રાજ્યમાં પહોંચતી ત્યારે ત્યાંના લોકો મહોત્સવ કરતા, પણ એ અવસરે મહત્વાકાંક્ષી સિકંદરનું મુખ ઉતરી જતું. તેનું ખરૂં કારણ કોઈના કળવામાં આવતું નહીં. પછી એક વખતે તેના દોસ્તોના પૂછવાથી તેણે સ્પષ્ટ કહ્યું કે– "જે કાંઇ કરવાનું છે અને મેળવવાનું છે તે બધું મારા પિતા કરેછે અને મેળવે છે ત્યારે પછી હું શું કરીશ?" તેની આ વાસ્તવિક વાણીથી સાફ સમજાયછે કે નવાનવા પરાક્રમ કરવાની તેના હૃદયમાં કેટલીબધી ઉત્કંઠા હશે? સિકંદર જ્યારે તખ્તનશીન થયો ત્યારે તેણે પોતાની મનકામના પરિપૂર્ણ પાર પાડીછે અને પ્રશંસનીય પરાક્રમ કર્યાંછે એ જાણીને આપણને અત્યાનંદ થાય એ સ્વાભાવિક છે.

એક વાર ફીલીપ રાજાની ગેરહાજરીમાં ઇરાની એલચીઓ તેના દરબારમાં આવ્યા તેઓની સિકંદરે એવી તો સભ્યતાથી પરોણાગત કરી કે તેથી તેઓ છક થઇ ગયા. એ વખતે સિકંદર માત્ર દશ વર્ષની વયનો હતો. ઈરાની વકીલોને તેણે જે પ્રશ્નો પૂછ્યા તેપરથી આપણને પણ જણાયા વગર રહેશે નહીં કે તેનામાં અસાધારણ પ્રજ્ઞા હતી. ભવિષ્યના મહાન્ પુરૂષ વગર આવી ને આટલી બધી જિજ્ઞાસા ક્યાંથી હોય ! "એશિઆખંડના ઉત્તરમાં જવાનો સુલભ માર્ગ કયો છે? ફલાણા સ્થળથી ફલાણું સ્થળ કેટલું દૂર છે ? એ બેની વચ્ચેનો રસ્તો કેવો વિકટ છે? ઇરાનના રાજા કેવા ધોરણપર રાજ્ય ચલાવેછે ? હાલના અને આગળના રાજાએ કોની કોની સાથે લડાઈઓ કરી હતી ? તેનું પરિણામ શું આવ્યું હતું ? રાજ્યનો બંદોબસ્ત રાખવા લશ્કરની ગોઠવણ કયા પ્રકારે યોજેલી છે" એવા એવા તેના પ્રશ્નથી એલચીઓ આશ્ચર્યભૂત થયા. એક દશ વરસનો છોકરો ઉલટભેર આવા પ્રશ્ન પૂછે એવો તેઓને સ્વપ્નામાં પણ ખ્યાલ નહોતો. તેઓએ વિચાર્યું કે આપણો રાજા પૈસાદાર છે, પણ તે આ શાહજાદાની સ્વાભાવિક પ્રજ્ઞા અને પ્રચ્છા આગળ કાંઇજ ગણતરીમાં નથી. આ રાજકુમાર જ્યારે ગાદીપર આવશે ત્યારે તે એવાં તો પરાક્રમ કરશે કે તેની બરાબરી બીજાઓ ભાગ્યેજ કરી શકશે, અને એ ભવિષ્ય ખરૂં પણ પડ્યું. સિકંદરે દુનિઆનો ઘણો ભાગ જીતી લીધો હતો, અને પોતાના શત્રુઓ સાથે તે બહુજ સ્નેહ ને સભ્યતાથી વર્ત્યો હતો. એનું ચરિત્ર બહુજ વાંચવા ને વિચારવા લાયક છે.

## ડાકટર સર જોસફ હેસ્ટીંગ્સ.

આ દાક્તરની આજે ઇંગ્લાંડમાં અધિક કીર્તિ છે, તે નાનપણમાં એક 'લેડી મેરી' નામની દયાળુ બાઈને ઘેર ટુંકા પગારથી ચાકરીએ રહ્યો, ત્યાં તે ઘણો માનિતો થઇ પડ્યો હતો. આ છોકરાને વાંચવા ઉપર બહુ શોખ હતો અને તેમાં વિશેષે કરી વૈદકને લગતાં પુસ્તકોપર એની અપૂર્વ ચાહના હતી. તે પોતાના શેઠના પુસ્તકખાનામાંથી ઔષધને લગતી ચોપ-

ડીઓ વાંચતો, અને તેમના ઘરનાં કુતરાં બિલાડાં માંદાં પડતાં ત્યારે તે તેમને કાંઈ દવા વગેરે કરીને પાછાં સાજાં કરતો હતો.

એક વાર લેડી મેરીને પુડીંગ ઉપર ભભરાવવા માટે ખાંડ જોઈતી હતી, તે જોસફ છોકરાએ કોઠારમાંથી આણી આપી. એ ખાંડ ભભરાવતાં તેમાં કાંઈ ચળકતી વસ્તુ છે એમ તે બાઈના જાણવામાં આવ્યું. તે વિષે તે ઝીણી નજરે જોતી હતી, એવામાં લુસી નામનો દાક્તર તેમને મળવા આવ્યો તેને લેડી મેરીએ કહ્યું કે—જરા જુઓને દાક્તર સાહેબ, આ ખાંડમાં ચળકચળક થાયછે એ શું છે?

**દાકટર તપાસીને બોલ્યો**—અરે, આ શું? આ કેવી ગજબ જેવી વાત! બાઇ, જો હું ભૂલતો ન હોઉં તો આ ખાંડમાં ચળકેછે તે સોમલ છે. આખું પુડીંગ ખાતાં તમારૂં આખું કુટુંબ માર્યું જાય એટલું બધું તે છે.

**લેડી મેરી**— દાકતર તમે ભૂલતા તો નથી? કેમકે મારા કુટુંબમાં કોઇ ઝેર ભેળે તેમ નથી. વળી આ ખાંડ મેં મારા ડબામાંથી મંગાવીછે.

**દાકતરઃ**—બાઇ, કદાપિ મારી ચૂક પણ થતી હોય. જરા ધીરજ રાખો બાઇ, હું મારા દવાખાનામાં જઇ તપાસી તમને ખાતરીબંધ જવાબ આપું.

થોડી વાર થઇ. દાકતર અધીરો થઈ આવી પહોંચ્યો. તે બોલ્યો કે— આ ખાંડમાં નક્કી સોમલ છે. પછી લેડી મેરીએ ખાંડનો ડબો મંગાવીને બરાબર તપાસ્યો તો તેમાં જરાએ સોમલ જણાયો નહીં. ત્યારે આ ખાંડ લાવનાર જોસફ છોકરાએ સોમલ નાખ્યો હશે એમ દાક્તરે મત આપવાથી લેડી મેરી બોલી કે—એમ કેમ બને? અમને મારી નાખવામાં એને લાભ શો? વળી એ છોકરો મારા આખા કુટુંબપર બહુજ મમતા રાખેછે.

**દાકતર બોલ્યો**—અરે છોકરાની મમતા ઉપર ભરોસો શો રાખવો! વારૂ એ છોકરો ક્યાં છે! એને જરા મારી નજરે તો કરો?

જોસફને દાક્તર પાસે તેડી લાવ્યા ત્યારે તે ધાસ્તીથી ધ્રૂજતો હતો. દાક્તરે તેના હાથ તપાસ્યા તો તેના નખ સોમલથી ભરેલા જોવામાં આવ્યા. વધારે તજવીજ કરતાં તેના ગજવામાંથી સોમલનું એક પડીકું મળી આવ્યું.

દાક્તરે કહ્યું—આ છોકરાને પોલીસ પાસે પકડાવો. એથી જોસફે લેડી મેરીને વિનંતિ કરી કે તમે મને પકડાવશો નહીં. મેં આ કામ કાંઇ નુકસાન કરવાની મતલબથી કીધું નથી. મારા આ કામથી જો કોઇને કશી પણ હાની થઇ હોય તો હું બહુજ દિલગીર છું.

લેડી મેરીએ પૂછ્યું.–ત્યારે જોસફ, ખાંડમાં સોમલ ભેળવવામાં તારી શી મતલબ હતી ?

બાઈ, તમે મને એક વાર નહોતું કહ્યું કે—"મારાં છોકરાંના ચેહેરા સફેદ હોય તો મને બહુજ ગમે." કાલે શેઠના એક પુસ્તકમાં મેં વાંચ્યું કે હંગરીના લોકો પોતાનો ચેહેરો સુધારવાને સોમલ ખાયછે, એ ઉપરથી મને લાગ્યું કે હું જો તમારાં છોકરાંઓને સોમલ ખવરાવું તો તેમના ચેહેરા સુધરે અને તેથી તમને સંતોષાનંદ થાય. તમે દર શનીવારે પુડીંગ બનાવોછો તેમાં થોડુંથોડું નાખવાનો મેં ઠરાવ કર્યો હતો. એટલા માટે તમે મને ખાંડ લેવા મોકલ્યો ત્યારે મેં તેમાં સોમલ ભેળવ્યો. મને કોઠારમાંથી ખાંડ લાવતાં વાર લાગી તેનું કારણ પણ એજ.

"પણ તું સોમલ લાવ્યો ક્યાંથી? અને આપનારે તને આપ્યો કેમ?"

"પાસેની દુકાનેથી શેઠને નામે લાવ્યો. ને વેપારીને મેં કહ્યું કે મેંઢાંના વાળ સાફ કરવા જોઈએ છીએ એટલે તેણે મને તરત આપ્યો."

લેડી મેરી બહુ સમજુ હતી. તેણે જોસફને કહ્યું કે "કાંઇ નહીં જોસફ, તું તારે કામે જા. તારી ધાનત કાંઇ બૂરી નહોતી. અતઃપર આવું કામ પૂછ્યા વિના ન કરનો."

પછી લેડી મેરીએ વિચાર કર્યો કે—આ છોકરાને આવી હલકી ચાકરીમાં રાખવો એ ભૂલભરેલું છે. કુદરતે એને એક પ્રવીણ દાક્તર થવા

માટે સરજ્યો જણાયછે, કેમકે તે વિના તેનામાં નાનપણમાંથી આટલી સમજણ ક્યાંથી હોય ! વળી એને જ્યારે અવકાશ મળેછે, ત્યારે તે વૈદકનાં પુસ્તકોનું અવલોકન કરેછે. આ વિચક્ષણ છોકરાને જો વૈદકની કેળવણી આપી હોય તો નક્કી તે એક ચાલાક દાકતર થઇ શકે.

પછી તે બાઈએ બહુ ઉદારતા બતાવી. જો કે તે સાધારણ સ્થિતિની હતી તોપણ પોતાને ખરચે વૈદકની કેળવણી આપવા માટે તેણીએ તેને લંડનની પાઠશાળામાં મોકલ્યો. ત્યાં જેસફે થોડાં વર્ષમાં પરીક્ષામાં ફતેહ મેળવીને દાકતરનો ધંધો ચલાવવા માંડયો. **"પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય"** તે આનું નામ. નહીંતર નાના છોકરાને વૈદકનાં પુસ્તક વાંચવાનો, અને વળી તેમાંની દવા અજમાવવાનો શોખ ક્યાંથી હોય ? છોકરાંઓની નાનપણમાં વલણ તપાસીને તેને પ્રિય હોય એવા વિષયનો અભ્યાસ કરાવ્યો હોય તો તેમાં તેઓ કદી દીપી નીકળ્યા વગર રહે નહીં.

## એડમિરલ હાક,

જ્યારે નાનો હતો ત્યારે એક વહાણ ઉપર ચાકરીએ જવા નીકળ્યો. એ સમયે તેના બાપે તેને ઘટિત શીખામણ આપી, અને કહ્યું કે–હું આશા રાખુંછું કે મારી જીંદગીમાં તને હું 'કેપટન' થયેલો જોઉં !

હાક નિરાશ થઈને બોલ્યો–બસ, કૅપટનજ. જો હું 'એડમિરલ' થઈ શકું એમ ન હોય તો મારે નોકરીએ જવુંજ નથી. તેની એ ભવિષ્યવાણી સફળ થઇ. પોતાનાં ઉદ્યોગ અને તિવ્ર બુદ્ધિથી થોડાં વર્ષમાં તે એડમિરલ એટલે દરિઆઇ ફોજનો વડો સરદાર થવા પામ્યો. એથી તેનેતેમજ તેના પિતાને કેટલો પરમાનંદ થયો હશે ? એને પોતાની જાત ઉપર દ્દઢ વિશ્વાસ હતો. એના બાળપણમાંથી ઘણાઓને જણાતું હતું કે આ છોકરો સારૂં નામ રાખશે અને થયું પણ એમજ.

## બ્રુસ કૅનિંગ,

બાલ્યાવસ્થામાં બહુ ગરીબ સ્થિતિમાં હતો. એ જન્મ્યો તે પેહેલાં તેનો પિતા મૃત્યુ પામ્યો. એ જ્યારે સાત વર્ષની નાની વયનો હતો ત્યાર-

થીજ માલમ પડયું હતું કે યુદ્ધનો એને અતિશે શોખ છે. વીર પુરૂષનાં પરાક્રમની વાતો વાંચીને, અને લડાઈને લગતાં ચિત્રો જોઈને તેના શરીરમાં વીરત્વનો જુસ્સો જાગ્રત થતો, તે એટલેસુધી કે પોતાની પાસે હથિઆર નહીં હોવાથી પોતાના હાથ ભીંત સાથે અફાળીને તે પોતાનો જોસ નરમ પાડતો હતો.

તેની મા ગરીબ પણ બહુ સમજુ હતી. તેણીએ ઘણી વિપત્તિ વેઠીને પણ લડાઇ સંબંધી પુસ્તકો તેને વેચાતાં લાવી આપ્યાં. બ્રુસ કોનંગ યોગ્ય ઉમરનો થયો એટલે તેની માએ વગ લગાડીને તેને લશ્કરમાં સિપાઇની નોકરીએ વળગાડયો, ત્યાં પોતાની આજ્ઞાકીતા ઉપરી અધિકારી રોબર્ટ લીઅની તેણે બહુ પ્રસન્નતા મેળવી. એ ઉપરીએ તેને ઉચ્ચ પાયરી આપી એટલુંજ નહીં, પણ તેને યુદ્ધકળામાં નિપુણ બનાવ્યો. પછી એ અધિકારી સાપના કરડવાથી મરણ પામ્યો એટલે તેની પદવી આ બહાદુર બ્રુસ કેનિંગને મળી. વળી તેની નિપુણતા નિહાળીને તેની સરદારી નીચે બીજી વધારે લશ્કરી ટુકડીઓ સોંપવામાં આવી.

ઈ. સ. ૧૭૫૭ માં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે થયેલી લડાઇમાં તેણે બહુજ બહાદુરી બતાવી. ત્રણ દિવસમાં દુશ્મનનો પરાભવ કરીને તે ઇંગ્લાંડમાં પાછો આવ્યો ત્યારે તેને આખા ઇંગ્લાંડના સેનાધ્યક્ષનો બહુજ માન ભરેલો ઓહદો મળ્યો.

---

## કવિ સ્ચીલર.

આ જાણીતો જર્મન કવિ જયારે નાનો છોકરો હતો ત્યારથીજ તેની શોધકબુદ્ધિ દૃષ્ટિગોચર થઈ હતી. એક દિવસે વરસાદ ઘણા જોરથી પડતો હતો, અને વિજળીના ચમકારા પણ બહુ થતા હતા તેવામાં આ છોકરો ખોવાઇ ગયોછે એમ માલમ પડયું. ઘરના માણસો ચિંતાતુર થઇને તેને શોધવા લાગ્યાં; એવામાં તેને એક ઉંચા વૃક્ષ ઉપરથી ઉતરતો તેના બાપે દીઠો, એટલે તે તરત તેની પાસે દોડી ગયો અને ઝાડ ઉપર ચડવાનું

કારણ પૂછ્યું—છોકરો બોલ્યો, કાંઇ નહીં પિતાજી, આ વિજળીના ચમકારા અને વરસાદનો ગડગડાટ કેટલે ઉંચેથી આવેછે તે જોવા માટે હું આ ઝાડપર ચડયો હતો. આવો જિજ્ઞાસુ છોકરો દુનિઆમાં આગળ પડતો થાય. એમાં શી નવાઇ ?

## અર્લ એલજીનના બે નાના દીકરા

હતા, તેઓને તે ઉમરાવ, ગરીબના છોકરાઓ સાથે રમવા દેતો. એકવાર તેઓ એ પ્રમાણે રમતમાં હતા તેવામાં તેઓને ઘરનો ચાકર જમવા તેડવા આવ્યો. એ વખતે એક ગરીબ છોકરે કહ્યું કે તમે જમીને વેહેલા આવજો. તમારી વાટ જોતો હું અહીં ઉભો રહીશ. એથી એ ઉમરાવના દીકરા બોલ્યા કે તું જમવા કેમ જતો નથી ? તે ગરીબ છોકરે ઉત્તર આપ્યો કે મારા ઘરમાં આજે કાંઇ ખાવાનું નથી. તે સાંભળીને તે ઉમરાવના છોકરાએ પોતાના તે અનુસંગીને પૂછ્યું કે "ખાવાનું લાવવા માટે તારી પાસે પૈસા તો છે કે નહીં?" "નહીં સાહેબ, તે પણ નથી." "ત્યારે તું અમારે ઘેર જમવા ચાલ" એમ તેઓએ તેને આગ્રહ કર્યો પણ શરમને લીધે તે ગરીબ છોકરો તેમને ત્યાં ગયો નહીં.

બન્ને છોકરાઓ ઘેર ગયા ત્યારે તેમાંના વડા છોકરાએ પોતાના પિતાને પૂછ્યું કે—બાપા, તમે મને કાલે રમકડું અપાવ્યું તેનું તમે શું ખરચ્યું હતું? જવાબ મળ્યો કે—બે રૂપિઆ. આ સાંભળીને તે છોકરો બોલ્યો કે, બાપા, આ રમકડું તમે પાછું લેઇને મને બે રૂપિઆ આપો. એ પ્રમાણે એના પિતાએ એને બે રૂપિઆ આપવાથી તે ત્યાંથી તરત દોડયો ને પેલા ગરીબ છોકરાને તે બે રૂપિઆ બક્ષિસ આપી આવ્યો. પોતાના પુત્રના દયાળુ સ્વભાવની વાત જ્યારે તે ઉમરાવને માલમ પડી, ત્યારે તે બહુજ આલ્હાદિત થયા વગર રહ્યો નહીં. એ છોકરો મોટો થયો ત્યારે તે પરોપકારી તરીકે પ્રસિદ્ધ થયો. ધન્ય છે તેને અને તેના પિતાને.

## વેન્ટવર્થ વંશનો એક અમીર.

ઈંગ્લાંડનો એ અમીર જ્યારે બાળ વયનો હતો ત્યારથીજ પરોપકાર

પ્રતિ તેની પરમ પ્રીતિ હતી. ગરીબોનાં સુખને માટે તેણે પોતાનો મોજ શોખ છોડી દીધો હતો. તેનો બાપ તેને દર મહિને નાણાની અમુક રકમ વાપરવા આપતો, અને તે રકમ તેણે કયાં વાપરી તે વિષે એ પૂછતો નહોતો. આ દયાળુ છોકરો એ નાણાનો ઉપયોગ પોતાને માટે કરતો નહોતો, પણ કંગાળ લોકોનાં કલ્યાણને માટે તે સઘળો પૈસો ખરચતો હતો, અને તે પણ કશો ઘોંઘાટ કર્યા વગર ફક્ત ગુપ્ત રીતે વાપરતો હતો. તેના એ ઉત્તમ કાર્યથી તેનાં માબાપ પણ અજાણ્યાં હતાં.

એક વાર પોતાને મળેલા પૈસા ખૂટી ગયા, અને તેને બીજા પૈસા વાપરવાની એકદમ અગત્ય જણાઇ, તેથી તેણે પોતાના ઘરના ચાકર પાસેથી થોડા પૈસા ઉછીના માગ્યા. તેના પિતાને પૂછયા વિના આ નાના છોકરાને પૈસા ઉછીના આપવાનું તેને યોગ્ય લાગ્યું નહીં, તેથી એ ચાકરે તેને ઉત્તર આપ્યો કે જો મારાથી બનશે તો આજે બપોરે હું તમને પૈસા આપીશ. પછી તે છોકરો બહાર ગયો એટલે તે ચાકરે તેના પિતાને આ વિષે પૂછ્યું, ત્યારે તે અજાયબ થયો, અને બોલ્યો કે—એ છોકરાને વાપરવા માટે હું પૂરતા પૈસા આપુંછું, એમ છતાં તે તારી પાસે બીજા પૈસા ઉછીના માગેછે એ આશ્ચર્યની વાત છે. ભલે તું તેને આ વખતે પૈસા ઉછીના આપજે પણ તે એવી સરતે દેજે કે એ પૈસાનો ઉપયોગ તે કયાં કરેછે તે તને કહે. વાયદા પ્રમાણે બપોરે તે છોકરો એ ચાકર પાસે આવ્યો, ને બોલ્યો કે–કેમ, બનશે કે નહીં? ચાકરે પ્રત્યુત્તર આપ્યો—હા, તમે માગોછો તેટલા પૈસા હું મોટી ખુશીથી આપીશ, પણ તે એવી સરતે કે તે તમે કયાં વાપરોછો તે તમારે મને સાચેસાચું કહેવું પડશે. કેટલીક આનાકાની કર્યા પછી તે છોકરે એ સરત સ્વીકારીને પૈસા લીધા, અને તરત તે બહાર ગયો. હવે તે શું કરેછે તે તેના મુખથી સાંભળવા કરતાં જો બની શકે તો તે બનાવ પોતાની નજરે જોવાનું તે ચાકરે ચાહ્યું. પછી તે છૂપી રીતે તેની પછવાડે ચાલ્યો. એ છોકરો તરત કાપડીઆની દુકાને ગયો અને પોતાની પાસેનું સઘળું નાણું કામળા વગેરે ગરમ કપડાં લેવામાં તેણે ખરચી નાંખ્યું.

એ વખતે શિઆળો સખ્ત હતો. ઘણાં ગરીબ માણુસો ટાઢથી ઠુંઠવાઇને મરણ પામતાં હતાં. તેથી પેલા કામળા વગેરે ગરમ વસ્ત્રો કંગાળ લોકોમાં વેહેંચી આપીને તે દયાળુ છોકરો ત્યાંથી તરત ચાલી નીકળ્યો.

ચાકરે ઘેર આવીને એ વાત તેના પિતાને કહી ત્યારે તે ઘણોજ સાનંદાશ્ચર્ય પામ્યો. તેણે પોતાના પુત્રના આ સદ્‌વર્ત્તનનાં ભારે વખાણ કીધાં, અને આવા પરોપકારને માટે તે જેટલા પૈસા માગે તેટલા આપવાનું તેણે કબૂલ કર્યું. એ છોકરો જ્યારે લાયક ઉમરનો થયો ત્યારે પણ તે પોતાની શક્તિ અનુસાર મોટી સખાવતો કરીને પોતાનું ચળકતું નામ મૂકી ગયોછે. તેની ઔદાર્ય વૃત્તિને માટે આપણા મનમાં ઉચ્ચ વિચાર ઉત્પન્ન થયા વગર રહેતો નથી. ગરીબોનાં કલ્યાણને માટે વિત્ત વાપરવું એ સદ્‌ભાગીનું લક્ષણ છે.

## જ્યૉર્જ મોરલાંડ.

એનો બાપ ચીતારો હતો. જ્યૉર્જ મોરલાંડે પોતાનામાં ચિત્રકળાની સૂક્ષ્મ બુદ્ધિ છે એમ બાળપણમાંથીજ બતાવી આપ્યું. ચિત્ર પાડવાનો એને અતિશે શોખ હતો, તેથી પોતાના ઘરમાં તે ગમે ત્યાં ચિત્ર ચીતરતો હતો. કોઇકોઇ વાર રમૂજ કરવા માટે તે પોતાના પિતાની બેઠકના ભોંય તળિઆપર પેન્સિલ, કાતર અને ચપ્પુ વગેરેનાં એવાં તો તાદૃષ્ય ચિત્ર પાડતો હતો કે, તેનો બાપ ચીતારો હોવા છતાં છેતરાઇ જતો અને તે ચીજો વાસ્તવિક પડેલીછે એમ જાણી તે લેવાને વાંકો વળતો, તે જોઇને તેનો દીકરો છેટે ઉભોઉભો ખડખડ હસી પડતો હતો. ચિત્રકળામાં તેની એવી ચતુરાઈ જોઇને તેના બાપે તેને એ ધંધામાં નાખ્યો તેમાં તેણે બહુ નામના મેળવી. બાલ્યાવસ્થામાંથીજ જે એવાં આબેહુબ ચિત્રો પાડતો તે કેળવણી, ઉત્સાહ અને આગ્રહથી પૂરો પ્રવીણ કેમ ન થઈ શકે ?

---

# પ્રેમી પિતા.

## ઝેલીઉકસ.

"મારાં છોકરાં એજ મારો હવે પછીનો અવતાર." ઍડવર્ડ.

લોકરીઅનના રાજા ઝેલીઉકસે પોતાના રાજ્યમાં એવી દાંડી પીટાવી હતી કે જે પુરૂષ અમુક પ્રકારનો અપરાધ કરશે તેની આંખો ફોડી નાખવામાં આવશે. થોડા વખત પછી તેનોજ શાહજાદો એ ગુન્હો કરવા માટે પકડાયો. હવે પોતાના ધારા પ્રમાણે તેને શિક્ષા તો કરવીજ જોઇએ. કેમકે જો તે તેને જતો મૂકે તો લોકોમાં બહુજ હોહા થાય કે કાયદો પોતાને માટે નથી પણ માત્ર પ્રજાને માટે છે. બીજી તર્ફ જોતાં પોતાના કુંવરની ચક્ષુ ફોડીને હમેશને માટે તેને અંધાપો આપવાનું પણ એને અનુચિત લાગ્યું. એકનો એક કુંવર જે પોતાની પછી પાયતખ્તપર આવવાનો હતો તેની આંખો ફોડી કેમ જાય ? પછી પોતે બાંધેલો કાયદો પાળવો અને પુત્રપર દયા પણ દર્શાવવી એ બન્ને હેતુ જાળવવા માટે તેણે એક આંખ કુંવરની, અને એક આંખ પોતાની એમ મળીને બે આંખ ફોડી નખાવી !!

---

## ચોથો હેનરી.

ઇંગ્લાંડનો રાજા ચોથો હેનરી પોતાનાં બચ્ચાંપર બહુજ પ્રીતિ રાખતો હતો. એકવાર તે પોતાના પાટવી કુંવરને પોતાની પીઠપર બેસાડીને, પોતે તેનો ઘોડો થઇને હાથે તથા પગે ચાલતો હતો, તેવામાં પરાયા રાજ્યનો એક એલચી તેને મળવા માટે તેની પાસે આવ્યો. એને જોઈને રાજા શરમાયો નહીં, તેમજ પોતે ઘોડો થવાનું પડતું પણ મૂક્યું નહીં. રમત કરતાં કરતાં તેણે પેલા એલચીને પૂછ્યું કે તમારે કાંઈ છોકરાં છે કે નહીં ? પેલાએ હા પાડવાથી તે બોલ્યો કે—ત્યારે તો કશી ફિકર નહીં. તમે હમણા થોડી વાર બેસો. આ રમત હું પૂરી કરી લઉં એટલે પછી આપણે આપણી રાજ્યદ્વારી વાતચીત ચલાવીએ.

---

## આજેસિલાસ.

સ્પાર્ટાના રાજા આજેસિલાસ પણ પોતાના બચ્ચાંપર બહુ પ્રીતિ રાખવા માટે પ્રખ્યાત છે. પોતાનાં છોકરાં સાથે રમવામાં તે તેમની સાથે લાકડીનો ઘોડો કરતો અને તેને ખૂબ કુદાવતો. આવી રમત કરતાં તેના

એક મિત્ર તેને જોયો ત્યારે તેણે તે મિત્રને પૂછ્યું કે તમારે કાંઈ છોકરાં છે કે નહીં ? પેલાએ ના પાડવાથી રાજાએ કહ્યું કે હું મારા છોકરા સાથે ઘોડાઘોડા રમું છું એ વાત તમે બાળકના બાપ થાઓ ત્યાં સુધી કૃપા કરી કોઇને કહેશો નહીં.

---

## ગારજસ અને કેમબાલસ

બાપ દીકરો હતા. એક વાર તેઓ બન્ને સાથે મુસાફરી કરતા હતા. તેઓની પાસે એક ઘોડો હતો, તેનાપર તેઓ વારાફરતી બેસતા ચાલ્યા જતા હતા. રસ્તામાં લૂટારાનું બહુ જોર હતું. મેલજીટમ શેહેર સમિપના જંગલમાં તેઓ બારવટીઆની નજરે પડયા. એ બારવટીઆ બહુજ ક્રૂર ને જંગલી હતા. તેઓ રસ્તામાં મળનાર મુસાફરને લૂટી લેઇને મારી નાખતા, એ વાત એ બાપ દીકરાના જાણવા બહાર નહોતી. ઉપર જણાવ્યા પ્રમાણે તેમની પાસે માત્ર એકજ ઘોડો હતો. એ ઘોડો બહુ વેગવાળો હતો. જો તેનાપર સ્વારી કરી એક માણસ ત્યાંથી પલાયન કરી જાય તો તે જરૂર બચે તેમ હતું. લૂટારા હજી લગોલગ આવી પહોંચ્યા નહોતા.

ગારજસે તેના દીકરાને કહ્યું કે તું નાશી જા. તેનો દીકરો કહે કે તમે નાશી જાઓ. બાપ બોલ્યો—હું હવે ખડયુંપાન કહેવાઉં માટે હું મરૂં તો ફિકર નહીં. તું હજી યુવાન છે. તારે હજી દુનિઆમાં બહુ માણુ-વાનુંછે. વળી તારી હયાતી હોય તો પાંચ પૈસા પેદા થઇ તે વડે કુટું-બનું ગુજરાન ચાલી શકે તેમ છે, માટે તું એકદમ પલાયન કરી જા. દીકરો કહે વૃદ્ધ પિતાને મોતના પંજામાં મૂકી હું મારો જીવ બચાવવા નાશી જાઉં, તો પછી મારા જેવો સ્વાર્થલંપટ કોણ? મને મારી આબરૂ અને ફરજ વ્હાલી છે. પુજ્ય પિતાજી, તમારી જીંદગી હું મારાથી અધિક કિંમતી ગણુંછું, માટે તમે લાખ વાત કરશો તોપણ હું બાયલો બનીને અત્રેથી નાશી છૂટીશ નહીં. તેનો પિતા તેને સમજાવવા લાગ્યો કે તું સત્વર સગજી જા. “અવસર ચૂકયા મેહુલા,” જુવાનજોધ દીકરાને કાળના મોઢામાં મૂકીને હું ચાલ્યો જાઉં તો મારા પળીઆમાં ધૂળ પડે. બાપ દી-

કરે આ પ્રમાણે વાદવિવાદ કરતા હતા એટલામાં લૂટારા આવી પહોંચ્યા, તેઓએ તે બન્નેને મારી નાખ્યા.

---

## મોટો ફ્રેડ્રીક.

મહાન્ સદ્‌ગુણ વિના 'મોટો' એવું વિશેષણ વિશ્વમાં મળી શકતું નથી. અસાધારણ ગુણથી અલંકૃત હોય ત્યારેજ માણસ અસાધારણ માન મેળવી શકેછે. મોટા ફ્રેડ્રીકે આજ્ઞા આપી હતી કે હું ગમે ત્યાં હોઉં અને ગમે તે કામ કરતો હોઉં, ત્યાં મારાં બચ્ચાંને બેધડક આવવા દેવાં. એકવાર તે અતિ અગત્યના દસ્તાવેજ લખતો હતો ત્યાં આવીને તેનો એક કુમાર દડો દોટાવવા લાગ્યો. એ દડો તેના ટેબલપર પડ્યો. મોટા ફ્રેડ્રીકની જગ્યોએ આવે વખતે બીજો કોઇ સાધારણ માણસ હોય તો તે છોકરાપર ગુસ્સે થયા વિના રહે નહીં, પણ તેણે એ સમયે જરા પણ ક્રોધ ન કરતાં તે દડો બરાબર ફૂંકીને છોકરાના હાથમાં ઝીલાવ્યો. વળી પાછો તે દડો બીજી વાર તેની ટેબલપર આવી અથડાયો. રાજાએ સેહેજ અણુગમો બતાવ્યાથી કુંવરે માફ માગીને દડો પાછો મેળવ્યો. વળી થોડી વાર થઈ એટલામાં તે દડો રાજાના લેખપત્ર પર આવી પડ્યો. ત્યારે પણ ફરી ક્રોધ કર્યા વગર રાજાએ તે દડો લેઇને પોતાના ગજવામાં મૂક્યો. કુંવરે કરગરીને દડો પાછો માગ્યો પણ તે તેને મળ્યો નહીં. થોડીવાર રાહ જોઇને તે ભભકો બતાવીને બોલ્યો કે— બોલો પિતાજી, એકદમ બોલો—દડો પાછો આપોછો કે નહીં? બસ હા કે ના કહો. એ સાંભળીને રાજા બહુ હસ્યો ને તેણે તે દડો પાછો આપ્યો.

---

## માયાળુ પુત્ર.

### સિકંદર પાદશાહ.

એનું નામ વિશ્વવિખ્યાત છે. એણે આખી દુનિઆ જીતી હતી એ વાત અમારે અહીં કહેવી નથી. અમારે અત્રે કહેવુંછે એટલુંજ કે એની મા ઓલીમ્પીઆસનો સ્વભાવ અતિશે ખરાબ હતો. તે પોતાના પુત્રના કા-

મગાં વારંવાર આડી આવતી હતી. એનું એ કામ સિકંદરને જરાપણ પસંદ નહોતું તોપણ તે તેનો કદી અનાદર કરતો નહોતો. તેના તરફ તે સદા ભક્તિભાવથી વર્તતો અને તેણીને ભારે માન આપતો. એવી માતા પ્રત્યે મહા મમતા રાખવા માટે સિકંદરને બેશક બહુજ સાબાશી ઘટેછે.

સિકંદર બાદશાહ જ્યારે એશિઆ ખંડના દેશો જીતવા આવ્યો હતો, ત્યારે પોતાના દેશનો કાર્યભાર વેહેવાનું તેણે એન્ટીપેટર નામના સરદારને સોંપ્યું હતું. સિકંદરની માને રાજ્યકારભારમાં માથું મારવાની બહુ ટેવ પડી હતી, તેથી તેણે ઘણીજ નમ્રતાપૂર્વક વિનંતિ પત્ર લખ્યો કે આપે મારાપર મેહેરબાની કરીને રાજ્ય કારભારની ખટપટમાં હાથ ઘાલવાનું માફ કરવું અને એન્ટીપેટરને કશી હરકત થાય તેમ કરવું નહીં. આ પત્રના પ્રત્યુત્તરમાં ઓલીમ્પીઆસે ઉમરો એવી સખ્ત ભાષામાં તેને ઠપકો લખ્યો કે તે વાંચીને રૂવાડાં ઉભાં થાય એટલું છતાં સિકંદરે તે ઠપકો ધીરજથી સહન કર્યો, અને તેની વિરૂધ્ધ એક પણ શબ્દ લખ્યો કે બોલ્યો નહીં. તે ઉલટો એશિઆ ખંડની લડાઇમાં મળતી લૂટમાંથી ઉમદા ચીજો પોતાની માતા તરફ ભાવથી ભેટ મોકલતો.

દિવસે દિવસે ઓલીમ્પીઆસ, એન્ટીપેટરને અધિકાધિક પજવવા લાગી. તેથી કાયર થઇને તેણે સિકંદર બાદશાહને બીજો એક પત્ર લખ્યો અને તેમાં તેની મા વિષે બહુ સખ્ત ભાષામાં ફરિઆદી કરી. એ વાંચીને સિકંદરે શાંત મનથી એન્ટીપેટરને જે ઉત્તર લખ્યો હતો તે ખચીત લક્ષમાં લેવા લાયક છે

તેનો ઉત્તર આ મતલબનો હતો—એન્ટીપેટરને થોડીજ ખબર છે કે મારી માના નેત્રમાંથી ટપકેલું એકજ આંસુ આના જેવા હજાર પત્રને ધોઇ નાખવાને સમર્થ છે. પોતાની માતા તરફ આટલું બધું હેત રાખનાર માણસો દુનિઆમાં બહુજ થોડા મળી આવશે.

---

## જનરલ વૉશિંગ્ટન.

"મા એ શબ્દ સઘળી ભાષામાં પેહેલો શીખાયછે અને છેલ્લો વિસરાયછે" રમાઇટ્સ.

એ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તે જ્યારે નાની વયનો હતો ત્યારે વહાણના ખલાસી તરીકે રહેવાનો તેણે ઠરાવ કર્યો હતો, પણ એ વિષે એણે પોતાની માની આજ્ઞા લીધી નહોતી. એના પ્રવાસ માટે સઘળી તૈયારી થઇ ચૂકી હતી. પછી તેને લેવા માટે એક મછવો તેના મકાનની પાસે આવ્યો, તેમાં પોતાનાં વસ્ત્રની પેટી મૂકાવીને છેલ્લી ઘડીએ તે પોતાની માયાળુ માને મળવા માટે તેણીના ઓરડામાં ગયો. ત્યાં જઇને તેણે જોયું તો તે બહુ રડતી હતી, અને તેના નેત્રમાંથી ચોધારાં આંસુ ટપકતાં હતાં. આ જોઈને વૉશિંગ્ટનનું દિલ તરત પીગળી ગયું. તેની પરમ પ્રિય મા એક પણ શબ્દ બોલે તે પેહેલાં તેણે પોતાના ચાકરને કહ્યું કે—"તું સત્વર મછવામાં જઈને મારા વસ્ત્રની પેટી પાછી લઇ આવ. હું પ્રવાસે જાઉંછું એ જાણીને મારી માં બહુજ દિલગીર જણાયછે તો તેને દુખી કરીને હું જવા માગતો નથી. મારી મોટી ભૂલ થઈ કે દરિઆની સફરે જવાનો ઠરાવ કર્યાં પેહેલાં મેં તેમની મરજી પૂછી નહીં. હું તેમનો અત્યંત ઉપકારી છું, અને તેમને સદા સંતોષ આપવાને હું ધર્મની આજ્ઞાથી બંધાએલોછું તેથી તેમની ઇચ્છાને આધીન થવું એજ અત્યુત્તમ માર્ગ છે."

પોતાના પુત્રનાં આવાં સ્નેહવચન સાંભળીને તેની મા બહુજ રાજી થઇને બોલી—પ્યારા પુત્ર, તારા આવા સદ્વિચાર સાંભળીને હું બહુ સંતોષ પામુંછું. જે છોકરાં પોતાનાં માત તાતને માન આપેછે અને તેમને રાજી રાખેછે તેમનાપર પરમેશ્વર પ્રસન્ન થાયછે એમ ધર્મશાસ્ત્રમાં કહેલુંછે, તો મારી ખાતરી છે કે તે દયાળુ જગદીશ તારૂં અવસ્ય કલ્યાણ કર્યા વિના રહેશે નહીં.

---

## એક ચીનો.

માબાપની સેવા કરવી, તેમના દુઃખથી દુખી થવું અને અગત્ય પડે તો તેમને માટે આત્માર્પણ કરવો એ ચીનમાં સર્વોત્તમ સદ્ગુણ ગણાય છે. માબાપના પરમભક્તોની ખબર ત્યાં સરકારી પત્રોમાં પ્રગટ થાયછે. ચાળીશ વર્ષની વયના એક ચીનાની વૃદ્ધ મા બહુજ તીખા સ્વભાવની હતી.

તે પોતાના પુત્રને ઘણીવાર મારતી હતી. એ ચીનો બહુ સમજુ ને સહનશીલ હતો. એક દિવસે તેને તેની માએ ઘણો માર્યો ત્યારે તેને માલમ પડયું કે પોતાની માનો હાથ આગળ જેવો જોરથી પડતો હતો તેવો આ વખત પડયો નહીં. તેની ખાતરી થઇ કે તે હવે શરીરે ઘણી નબળી થઇ ગઇછે, તેથી તે ઘણો ખેદ કરવા લાગ્યો. તેને દિલગીરીમાં જોઇને એક મિત્રે તેનું કારણ પૂછયું, ત્યારે તેણે ખુલાસો કર્યો કે મારી મા જો આગને આમ પ્રતિદિન વધારે દુર્બળ પડતી જશે તો મને ફિકર લાગેછે કે તે જલદીથી મરી જશે. પોતાની મા જો કે પોતાને મારતી હતી તોપણ તેના તર્ફની તેની મમતા પાર વગરની હતી. ધન્ય !

## મોટા ફ્રેડ્રીક રાજાનો હજુરી સિપાઇ.

પૃશિઆના રાજા ફ્રેડ્રીક ધ ગ્રેટને કાંઇ કામ હોવાથી નોકરને બોલાવવાનો ઘંટ વગાડયો, પણ તેનો કોઇએ જવાબ દીધો નહીં, તેથી પોતાનો હજુરી સિપાઇ જે ઠેકાણે રોજ હાજર રહેતો હતો ત્યાં જવાને તેણે બારણું ઉઘાડયું, એટલે તેને માલમ પડયું કે તે સિપાઇ પણ ભરઉંઘમાં પડયોછે. તેના ગજવામાંથી લટકતો એક કાગળ તેના જોવામાં આવ્યો, તેમાં શું લખ્યું હશે તે જાણવાની તેને જિજ્ઞાસા થઇ. તેણે તે પત્ર વાંચ્યો. એ પત્ર એ સિપાઈની માનો લખેલો હતો. એ બાઇ બહુજ કંગાળ અવસ્થામાં હોવાથી તેના એ દીકરે પોતાના પગારમાંથી બે પાંચ રૂપિઆ બચાવીને મોકલ્યા હતા. તેથી તે બાઇને વખતસર મદદ મળવાથી પોતાના પુત્રનો કરૂણાજનક ભાષામાં તેણીએ ઉપકાર માન્યો હતો, અને પોતાના પ્રિય પુત્રનું કલ્યાણ કરવાને તેણીએ પત્રાંતે પ્રભુપ્રાર્થના કરી હતી.

પછી રાજા છાનોમાનો પોતાના ઓરડામાં ગયો અને નાણાંનો એક પડો બાંધી લાવીને તેણે તે પત્ર સાથે પેલા સિપાઇના ગજવામાં મૂકી દીધો. પેલો સિપાઇ ભર નિદ્રામાં પડયો હતો તેને એ વાતની કશી ખબર પડી નહીં.

પછી પોતાના ઓરડામાં પાછો જઇને રાજાએ એવા તો જોરથી ઘંટડી વગાડી કે તે સિપાઇ જાગી ઉઠયો, અને આંખો ચોળતોચોળતો તરત રાજાની પાસે હાજર થયો. રાજાએ હસીને પૂછયું કે તેં આજે ઉંઘ બહુ ખેંચી કાઢી કે? સિપાઈએ શરમાઇને માફ માગી. પછી ગભરાટમાં તેનો હાથ ગજવાપર પડયો, તેમાં પેલો પડો માલમ પડવાથી તે અતિ ખેદાશ્ચર્ય પામ્યો. પછી તેણે તે બહાર કાઢીને જોયો એટલે તેનું મોં ઉતરી ગયું ને તે રડવા લાગ્યો. રાજાએ પૂછયું કે એકાએક એવું તે તને શું દુઃખ ઉત્પન્ન થયું કે તું આમ બહાવરો બન્યોછું? તેણે કહ્યું કે ખરેખર, મને હવે કોઇ ખરાબ કરવા માગેછે. આ નાણાનો પડો મારા ગજવામાં કયાંથી આવ્યો ! રાજા બોલ્યો—અરે ભાઇ, તેં શું નથી સાંભળ્યું કે પરમેશ્વર નિદ્રામાં પણ આપણું કલ્યાણ કરેછે. તે નાણું તારી માને મોકલ. મારી સલામ સાથે તેણીને લખજે કે હું આજથી તારી અને તેણીની અંત પર્યંત ઘટિત ખબર રાખીશ. રાજાની મેહેરબાનીથી એ માતૃભકત સિપાઇ અને તેની માની મુંઝવણ હમેશને માટે મટી ગઇ.

## જન્મથી મુંગો છોકરો બોલતો થયો !

વાંચનાર વિસ્મય પામીને પૂછશે કે શું વળી મુંગો છોકરો તે બોલતો થતો હશે ? પણ અમે કહીએછીએ કે હા, મુંગો છોકરો બોલતો થયાનો દાખલો ખરેખર બનેલોછે, અને તે ઇતિહાસમાં નોંધાએલો પણ છે. કોઇ ધન્વંતરી વૈદ્યે તેને તેમ બોલતો કીધો નથી, પણ પિતા પ્રત્યેના પુનિત પ્રેમે, ને પ્રભુ પ્રતાપે સઘળાની અજાયબી વચ્ચે તે અચાનક બોલતો થયોછો

જયારે ઈરાનના બાદશાહ ખુશરૂએ લીડીઆના રાજા ક્રીસસને લડાઇમાં હરાવ્યો, ત્યારે ક્રીસસ, સારડીસ નાશી ગયો. ખુશરૂએ તેની પુંઠ પકડી તે શેહેર પણ જીતી લીધું, જેથી ક્રિસસને ત્યાંથી પણ નાસવાની ફરજ પડી. જેવો તે શેહેરના દરવાજામાંથી બહાર નીસરી નાસતો હતો, તેટલામાં ખુશરૂના લશ્કરના એક સિપાઇએ તેને પકડી પાડયો અને તેને મારી નાખવા માટે પોતાની તરવાર ઉંચકી. ક્રિસસનો છોકરો જે જન્મથી મુંગો હતો,

અને જે પોતાના પિતાની પછવાડે નાસતો આવતો હતો, તે આ બનાવ જોઇને તરતજ તે સિપાઇ પાછળ આવી તેનો હાથ પકડી એકદમ બોલી ઉઠયો "અરે, ભલા સિપાઇ, મારા બાપને ન માર" એટલું બોલીને તે રડી પડયો. પિતા તર્ફની પ્યારની લાગણીએ તે જન્મથી મુંગાને બોલતો કીધો, અને ત્યારપછી તે તેવી બોલતીજ હાલતમાં રહ્યો. !!

## નાનો માનલીઅસ.

"માબાપને માન આપતા રેહેવું એ સઘળા ધર્મની સામાન્ય આજ્ઞા છે."

**નવલરામ.**

માબાપ ગમે તેવાં ખરાબ સ્વભાવનાં હોય અને તેઓ ગમે તેટલું દુઃખ દેતાં હોય, તોપણ છોકરાંઓએ તે ઘટિત રીતે સહન કરવું એ તેમનો ધર્મ છે. માબાપની ભક્તિ કરવી એના જેવું ઉચ્ચ પુણ્ય બીજું જવલ્લેજ જડશે. જેવી પરમેશ્વરની ભક્તિ તેવીજ માતપિતાની ભક્તિ પ્રમાણવી.

પ્રખ્યાત રોમન સરદાર માનલીઅસ બહુજ સખ્ત અને ચીડીઆ સ્વભાવનો હતો. તેને એક પુત્ર હતો તેને આપણે નાના માનલીઅસના નામથી ઓળખીશું. એ પુત્ર સારા સ્વભાવનો હતો, પણ બોલવામાં તેની જીભ ઝલાતી હતી તે એ રોમન સરદારને ગમ્યું નહીં. કેહેવત છે કે "પેટ સર્પ અવતરે તોપણ તે પાળવો જોઇએ," પણ માનલીઅસને તે કેહેવત પ્રતિકુળ લાગી. તનુજ તોતળું બોલેછે, એ જોઇને તે તેનાપર બહુજ નાખુશ થયો. પોતે નામાંકિત રોમન સરદાર તેને ત્યાં આવો તોતળો છોકરો જોઇને તેને બહુ શરમ લાગવા માંડી, તેથી નાના માનલીઅસને તેણે ઘરમાંથી કાઢી મુકીને બહાર ગામ ખાતે મજૂરીએ વળગાડયો. આ દુષ્ટતાની વાત જ્યારે લોકોના જાણવામાં આવી ત્યારે તેઓ તેનાપર ફિટકાર વરસાવવા લાગ્યા, અને સારા માણસોની પ્રીતિ એના ઉપરથી તદન ઉતરી ગઈ. તોતળું બોલવામાં છોકરાની પોતાની કાંઈ કસુર નહોતી, તેથી લોકો તેની દયા ખાવા લાગ્યા. દિવસેદિવસે માનલીઅસ સરદાર સામે લોકોનો તિરસ્કાર વધતો ગયો, તે એટલેસુધી કે પોમપોનીઅસ નામના ન્યાયાધિશે, નિર્દોષ બચ્ચાં સામે જૂલમ ગુજારવાનો આરોપ મૂકી તેનાપર કામ ચલા-

વવાનો ઠરાવ કર્યો.

એ વાત જ્યારે નાના માનલીઅસના કાનપર આવી ત્યારે તે ખુશી થવાને બદલે બહુજ નાખુશ થયો. પોતાના પિતાને નુકસાન થશે એવા વિચારથી તે ખેદ પામ્યો. જો કે તેણે તેને ભૂંડે હાલે કાઢી મૂકયો હતો તો-પણ તે તેનાપર નારાજ થયો નહોતો. તેના મોટા મન અને પિતૃ પ્રત્યેના પુનિત પ્યારનું એ જેવુંતેવું માપ નથી. પોતાના પિતાની નિંદા તે કદી સાંખી શકતો નહોતો. આપણામાં કેહેવત છે કે **"છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર થાય નહીં"** એ કેહેવત આ વાતમાં કામ આવી શકે તેમ નથી. નાના માનલીઅસની અત્યુત્તમ વર્ત્તણુક ઉપરથી એક નવી કેહેવત ઉપજાવી શકાય તે આ પ્રમાણે— **" માવતર કમાવતર થાય પણ છોરૂ કછોરૂ થાય નહીં"**.

પોતાના પિતા તર્ફે કામ ચલાવવાનું અટકાવવા માટે નાનો માનલીઅસ તે ન્યાયાધિશને ઘેર મળવા ગયો, ત્યારે ન્યાયાધિશે ધાર્યું કે પોતાના પિતા વિષે કાંઈ કડવી ફરિયાદ કરવા તે આવ્યો હશે; પણ નાના માનલીઅસે દીવાનખાનામાં જઇને પ્રથમ તેને સલામ કીધી અને પછી પોતાની પાસે છુપાવેલું ખંજર કાઢીને તે તેને ધમકી આપવા લાગ્યો કે, "તમે મારા પુજ્ય પિતા સામે કામ ચલાવવાનાછો તેથી હું તમને આ હથિઆરથી મારી નાંખવા આવ્યોછું. મારા પિતાની તમે ગેરઆબરૂ કરનારછો તે મારાથી સહન થઈ શકે તેમ નથી. મારા પિતા અને મારા વચ્ચે કદાપિ ગમે તેવો અણબનાવ હોય તેમાં તમારે વચ્ચે પડવાની જરૂર નથી, કેમકે મેં કાંઇ એ વિષે કદી તમને અરજી કીધી નથી. તેમ છતાં તમે આવું અઘટિત પગલું ભરી મારૂં દિલ બહુ દુખવ્યુંછે તેથી તમારૂં અબઘડી ખૂન કરી નાંખુંછું. બોલો હવે તમે શું કહોછો?" ન્યાયાધિશ બિચારો એ સમયે એકલો હતો, તેમ તેની પાસે કશું હથિયાર પણ નહોતું. તેનાપર આમ અણધાર્યો હુમલો થવાથી તે બહુજ ભયભીત થઈ ગયો. તેણે નાના માનલીઅસ પાસે નમ્રતાપૂર્વક માફ્ર માગી અને તેના, કે તેના પિતા તર્ફે

તે કામ ચલાવશે નહીં એવા તેણે સોગન ખાધા એટલે તે ત્યાંથી હસીને ચાલ્યો ગયો. નાના માનલીઅસના પિતા પ્રત્યેના નૌતમ પ્રેમથી પરમાનંદ પામીને આવો આપણે તેની પ્રશંસા કરીએ.

## નાનો કુઇનટસ.

રોમના સુપ્રસિદ્ધ સીસરો અને તેના ભાઈ કુઇનટસને કંઇ કારણસર સરકારે દેહાંત દંડની શિક્ષા કરી ત્યારે બન્ને ભાઈઓ ત્યાંથી પલાયન કરી ગયા. જે બંદરેથી તેઓને દેશાન્તર ખાતે નાશી જવું હતું તે થોડે દૂર રહ્યું એવામાં તેઓને યાદ આવ્યું કે વ્હાણ ભાડાના પૂરતા પૈસા પોતાની પાસે નથી; તેથી સીસરો, બંદર તર્ફ અને કુઈનટસ પૈસા લેવા માટે છાનોમાનો ઘર ભણી ગયો. ઘરમાંના એક નોકરે નિમકહરામી કરી સત્તાવાળાઓને તેના આવવાની ખબર આપવાથી તેઓએ તેને તેના ઘરમાં ઘેરી લીધો. કુઇનટસના દીકરાએ તેને ગુપ્ત સ્થળે સંતાડી દીધો. તેથી તેઓએ તે છોકરા—નાના કુઇનટસને પકડીને સખ્ત રીતે મારવા માંડયાથી તે ચીસેચીસ પાડવા લાગ્યો તોપણ તેણે પોતાનો પિતા ક્યાં છે તે જણાવ્યું નહીં. તેણે કહ્યું કે જોઈએ તો કાપીને રાઈરાઇ જેવડા ગારા કકડા કરો તોપણ મારો પિતા ક્યાં છે તે હું તમને બતાવીશ નહીં. એ સાંભળીને સરકારી માણસોએ પાછો તેને ફટકાવવા માંડયો. તેની ઘણીજ દુઃખદાયક ચીસ સાંભળીને તેનો પિતા તરત પોતાની મેળે બહાર નીકળ્યો. આવા પિતૃભક્ત પુત્રને મારી નખાવીને મારે જીવીને શું કરવું છે, એવા વિચારથી સત્તાવાળાને તાબે થઇને તેણે પોતાના પુત્રને છોડી મૂકવાનું કહ્યું. સત્તાવાળાઓએ કહ્યું કે તારો પુત્ર પણ હવે બહુ અપરાધમાં આવ્યોછે. એક મોટા ગુન્હેગારને છુપાવવા માટે એને પણ અમે મારી નાખીશું. મારતી વખત બાપ બોલ્યો કે પેહેલાં મને મારો કે મારા પ્રિય પુત્રનું મહા દુઃખદાયક મોત મારી નજરે જોવું ન પડે. પછી દીકરો કહે કે મારી આંખે મારા પૂજ્ય પિતાનો ઘાત જોવો એ વિચારથી પણ મને કમક-

માટી છૂટેછે. પાલનહાર પિતાનું મોત નજરે કેમ જોયું જાય ? માટે પ્રથમ મને મારીને પછી એમનું આપને જેમ યોગ્ય લાગે તેમ કરજો. બાપ દીકરાની અરજ લક્ષમાં લેઈને સત્તાવાળાઓએ તે બન્નેને એકજ વખતે મારી નખાવ્યા. અફસોસ !

---

# માયાળુ પુત્રી.

## હેટ્રીએટ,

પોતાના પિતા પ્રતિ બતાવેલી પરમ મમતાને માટે પ્રસિદ્ધ છે. મોનશ્યુર ગાર્ડન નામના નગુણા ફ્રેન્ચની તે સુપુત્રી હતી. તે બાળ વયની હતી ત્યારે તેની મા મરણ પામી, તેથી તેના બાપે તેણીને ઉછેરીને મોટી કરવા માટે પોતાના એક સગાના કુટુંબમાં સોંપી. ત્યાં હેટ્રીએટને બહુ કેળવણી મળી શકી નહીં. થોડું ઘણું શીવવાનું કામ તેને ત્યાં માત્ર શીખવવામાં આવ્યું હતું. તે ચોદ વર્ષની થઇ એટલે તેને તેડી લાવીને એના બાપે એને ઘરધંધામાં નાખી. હેટ્રીએટ આખો દહાડો મેહેનત કરતી. ઘર સાફસુફ રાખતી અને બીજું કામકાજ પણ બજાવતી. તેના અંતઃકરણની ઈચ્છા એવી હતી કે ગમે તેટલો શ્રમ કરીને પોતાના પિતાને સંતોષાનંદ આપવો, અને એટલા માટેજ તે પરણી નહોતી. એને માટે આબરૂદાર માણસોએ માગણી કરી હતી પણ તેણીએ તે માન્ય રાખી નહોતી.

હવે હેટ્રીએટની હાલતમાં દુઃખદાયક ફેરફાર થવાનો વખત આવ્યો. મોનશ્યુર ગાર્ડન બીજી સ્ત્રી સાથે પરણ્યો. એ નવી બાઇડી બહુજ અદેખી નીવડી. તે ખાઈ પીને રાંક હેટ્રીએટની પાછળ પડી. પ્રસંગ મળતાં તેની ખોદણી કરવામાં તે ખૂબ ખુશી રહેતી. હેટ્રીએટનો પગ ઘરમાંથી કાઢવાને તે અમર્યાદ સ્ત્રી અતિશે આતુર હતી. મોનશ્યુર ગાર્ડન હૈયાનો ફુટેલો અને કાનનો કાચો હતો. પોતાની નવી સ્ત્રીની શીખવણીથી પોતાની તે સુશીલ પુત્રીને ઘરની બહાર કાઢવાને તે તૈયાર થયો. તેણે તે દીકરીને કહ્યું કે—તારો

પગ હું મારા ઘરમાં રાખવા માગતો નથી, માટે તારે તારૂં સુઝતું કરવું. સૃષ્ટિમાં "સાવકી માના દુઃખથી અવધિ" કહેવાયછે તે વાસ્તવિક છે. બેસુમાર ગરીબ નિર્દોષ બચ્ચાં, સાવકી માના સંતાપથી મહામહા હેરાન-ગતિ ભોગવેછે. બિચારી હેટ્રીએટના પણ એવાજ હાલ થયા.

હતભાગ્ય હેટ્રીએટે એક ઓરડી ભાડે રાખી ને તે શીવી સાંધીને પોતાનું ચરિતાર્થ ચલાવવા લાગી. તેને બીતિ હતી કે પોતાના પિતાને આ નાલાયક સ્ત્રી દુઃખી કર્યા વિના રહેશે નહીં. પોતાને ભુંડે હાલે ઘરમાંથી કાઢી મૂકી એમ છતાં પોતાના પિતા તર્ફ તેને કશો ક્રોધ આવ્યો નહીં, તેમજ તેના તર્ફની તેની પ્રીતિ પણ ઘટી નહીં. તે પોતાના પિતાને આગળની પેઠે ચાહતી હતી. તે તેને પ્રતિદિન મળવા જવા લાગી, તે પણ નવી વહુથી દેખી ખમાયું નહીં. તેથી તેણીએ પોતાના પતિને આડું અવળું સમજાવીને એનું આવાગમન બંધ કરાવ્યું, તેથી હેટ્રીએટે ઘણીજ આજિજી કીધી કે તેને દરરોજ નહીં તો દરમહિને મળવા આવવાની આજ્ઞા આપવી. મહા મુશ્કેલીથી તેણીની એ માગણી માન્ય રાખવામાં આવી અને તે પણ આ સરતે-ઘરની પાછળની બાજુએથી કે જ્યાંથી ચાકરો આવેછે તે રસ્તેથી આવવું. કોઈ અજાણ્યું માણસ બેઠું હોય તો આગળ આવવું નહીં પણ દૂર ઉભા રહેવું.

પછી મોનસ્યુર ગાર્ડન બહુજ માંદો પડયો ત્યારે તેની ચાકરી બરદાસ કરવા માટે હેટ્રીએટે તેની પાસે રહેવાની રજા માગી જે માંડમાંડ મળી શકી. સરત આ પ્રમાણે થઇ—દાક્તર કે બીજા માણસો જોવા આવે ત્યારે કોઇને જણાવવું નહીં કે તે મોનસ્યુર ગાર્ડનની દીકરી છે. તે કોણ છે એ મતલબનો તેને જો કોઇ પ્રશ્ન પૂછે તો તેણે સાફ જણાવવું કે તે એક ચાકરડી છે.

વ્યાધિગ્રસ્ત પિતાની સેવા કરવા માટે તે રાત દિવસ તેની પાસે ખડી રહી. બહુજ કાળજી રાખીને તેણે બરદાસ કરી. થોડા દહાડામાં તેનો બાપ સાજો થયો ત્યારે તેણે તે દીકરીને પોતાને ઘેરથી રજા આપી, એટલે તે ત્યાંથી પોતાને ઘેર ચાલી ગઇ. એકાદ માસ વ્યતિત થયો એટલે

હેટ્રીએટને જણાવ્યા વિના મોનસ્યુર ગાર્ડન તથા તેની સ્ત્રી ત્યાંથી બહાર ગામ ખાતે ચાલ્યાં ગયાં. કેટલાંક વર્ષ વ્યતિત થયાં. પછી વેપારમાં ભારે ખોટ જવાથી તે બહુજ ખરાબખસ્ત થઇ ગયો. તેની પાસે હવે કશો દમ રહ્યો નથી એવું જોઈને તેની નવી સ્ત્રી તેને છોડીને ચાલી ગઈ, તેથી તે ઘણો ખિન્ન થયો. હવે તેની આંખ ઉઘડી. પોતાની અવદશામાં કોઇના તર્ફથી પણ તેને મદદ નહીં મળવાથી તે પોતાના ગામમાં પાછો આવી પોતાની દયાળુ દીકરીને ત્યાં ગયો. જો કે તેણે તેણીની ઉપર બહુ વિપત્તિ પાડી હતી તોપણ તે વિષે તે ગુણવાન્ દીકરીએ પોતાના મનમાં કશું રાખ્યું નહોતું. તેણીએ પોતાના વ્હાલા પિતાને બહુ માન આપીને પોતાને ઘેર રાખ્યો. તે પોતાનું એકલીનું ગુજરાન મુશ્કેલીથી ચલાવતી, પણ હવે તેની સાથે તેના પિતાનું પણ પાલન કરવાનું કામ તેને માથે આવ્યું. ભોગજોગે એ વખતે તે આજારી હતી, તેથી તેમને વિશેષ વેલા પડી. થોડીઘણી સાજી થઈ એટલે તેણીએ વધારે મેહેનત કરવા માંડી, પણ તેથી ઉભયનું ગુજરાન ચાલે તેમ નહીં થવાથી તે પોતાના ઓળખીતા પાસેથી પૈસા ઉછીના લેઇને પોતાના પિતાને ખાનપાન આપતી રહી. થોડાં વર્ષ પછી મોનસ્યુર ગાર્ડન મરણ પામ્યો, તે વખતે તે કરજદાર હતી.

પછી હેટ્રીએટની પિતૃભકિતની વાત પ્રજામાં પ્રસિદ્ધિ પામી, અને એક મંડળી તર્ફથી તેના એ ઉત્તમ ગુણને માટે તેને કનકનો કીર્તિચંદ્ર મળ્યો. તેની સર્વત્ર વાહવાઃ થઇ, અને આબરૂદાર માણસોનો સહવાસ અને આશ્રય મળવાથી તે બહુ સુખ પામી. હેટ્રીએટના સદ્ગુણની ને તેના વિશુદ્ધ ભાવની આપણે જેટલી સ્તુતિ કરીએ એટલી ઓછી.

## ડેલીગ્લેસ.

ફ્રાન્સ દેશના લાયોન્સ શેહેરમાં રેહેતી હતી. તેનો પિતા કેદખાનામાં પડ્યો હતો તે વેળા પણ તે દીકરીએ તેનો સહવાસ છોડ્યો નહોતો. તેના પિતાને ત્યાંથી દોઢસો ગાઉપર આવેલા એક બીજા શેહેરના બંધીખાનામાં લેઇ જવાનો સત્તાવાળાઓએ હુકમ કર્યો, ત્યારે તેની સાથે

જવાની તેણીએ રજા માગી, પણ તેની તે અરજ અંગીકાર કરવામાં આવી નહીં.

એમ છતાં તેણીએ પોતાનો વિચાર બદલ્યો નહીં. ગમે તે સંકટ પડે તે સહન કરવું, પણ પોતાના પ્રિય પિતાની સાથે જવું એવો તેણીએ દૃઢ નિશ્ચય કર્યો. દોઢસો ગાઉનો લાંબો ને વિકટ રસ્તો પગે ચાલતાં કાપવો એ કામ બહુજ મુશ્કેલ હતું પણ એણીએ એ પાર પાડયું. તે પોતાના પિતાના ગાડાની પછવાડે પછવાડે ચાલી ગઇ. ત્યાં જઈને તેની સમિપ રેહેવાની પરવાનગી માગી પરંતુ તેમાં પણ તે ફાવી નહીં. તે નિષ્ફળ થઇ પણ નાઉમેદ થઇ નહીં. આગ્રહપૂર્વક તેણે યત્ન ચાલુ રાખ્યો. તે લાગલાગટ ત્રણ મહિના સુધી સત્તાવાળાઓની પાછળ લાગી, અને આખરે તેણે પોતાના પિતાને કેદખાનામાંથી છોડાવ્યો ત્યારે તેને નિરાંત થઈ.

પણ અફસોસ એટલો કે તે પોતાના બાપને લેઇને પાછી ઘેર જઇ શકી નહીં. પોતાના પિતાને છોડાવવાને તેણે અસાધારણ પરિશ્રમ કર્યો હતો; તેના થાકથી અને સારો ખોરાક નહીં મળવાથી તે બહુજ ક્ષીણ થઇ ગઈ હતી. પછી કાંઇ ભયંકર વ્યાધિએ તે બાપડીને ઘેરી લીધી, અને થોડા વખતમાં તે વિશ્વપતિને શરણે ગઇ. એ સંતાપમાં નહીં પણ સંતોષમાં સ્વર્ગવાસી થઈ. પોતાના પિતાને કારાગ્રહમાંથી છોડાવવાને તેણીએ સતત ઉદ્યમ કર્યો હતો તેને માટે અવસાન સમયે પણ તેણીને આનંદ થયા વગર રહ્યો નહોતો. ડેલીગ્લેસ જેવી દુહિતા જેને ત્યાં હોય એનાં સદ્ભાગ્ય.

---

## એક ગ્રીક દીકરી.

આ ઓગણીશમી સદીના આરંભમાં ગ્રીસ અને ટર્કી વચ્ચે લડાઈ ચાલતી હતી. એ વખતે એક જુવાન ગ્રીક દીકરીને ખબર મળી કે તેનો પિતા તથા બીજા કેટલાક ગ્રીક સિપાઇઓ દુશ્મનોને હાથે જખમી થઇને

એક ડુંગરા પાસે પડેલાછે. એ સાંભળીને પોતાના પિતાના જખમપર પાટાપીંડી કરવા સારૂ ત્યાં જવાને તે તૈયાર થઇ. તેણીએ પોતાના એક જુવાન ભાઇને સમજાવીને પોતાની સાથે લીધો હતો.

રસ્તામાં તેમને છૂટકછૂટક તુર્કી સિપાઈઓ મળતા તેમની સાથે લડીને તેમને પોતાનો રસ્તો કાપવો પડતો હતો, એવી એક ઝપાઝપીમાં તેનો ભાઇ થોડો જખમી થયો. પોતાને આવડ્યો તે પ્રમાણે તેણીએ તેને મલમપટો કર્યા પછી બન્ને ભાઈબેન ધારેલા મુકામ તર્ફ ચાલવા લાગ્યાં. તેમનો પિતા પડયો હતો તે સ્થળ થોડું છેટું રહ્યું એવામાં તે ભાઇ પોતાને થયેલા જખમની અસરથી પડી ગયો. પછી તેણે પોતાની બેનને વિનંતિ કરી કે, મારા શરીરમાં બહુ નબળાઇ આવી ગઇછે, તેથી મારાથી અત્યારે ઉઠીને એક ડગલું પણ ભરાય તેમ નથી. માટે તું તરત આપણા પિતાની મદદે દોડી જા. હું અત્રે પડયોછું. તમે બન્ને પાછા ફરો ત્યારે હું જીવતો હોઇશ તો આપણે ત્રણે ઘેર જઇશું. ઇશ્વરેચ્છાથી મારો કદી અંત આવે તોપણ તમે કોઈ મારે માટે શોક કરશો નહીં. આ દુનિઆમાં દરેક માણસને મરવું છે. આપણા પિતાને મારા પ્રણામ કહેજે. તું હવે અહીં વધારે ઢીલ ન કર. આપણા પિતાને બચાવવા સારૂ તારાથી થાય તેટલી મેહેનત કરવાની તને ભલામણ કરવી પડે તેમ નથી. પોતાના જખમી ભાઈને પડયો મૂકીને પોતાના બાપને બચાવવા જવું કે નહીં એ વિષેના મોટા અંદેશામાં તે બિચારી ઉભી હતી, એવામાં એક તુર્કી સિપાઇ તેમની તર્ફ દોડી આવ્યો અને પેલા જખમીને પૂરો કરી નાખવા માટે તે પોતાની કમરેથી તરવાર કાઢવા જતો હતો, તેવામાં તે ઑક છોડીએ તે તુર્કીના માથા તર્ફ પોતાની પિસ્તોલ તાકીને ફોડી એટલે તે સિપાઈ નિર્જીવ થઈને નીચે પડયો. તેના ઘોડાપર એ ઑક દીકરીએ જાળવીને પ્રથમ પોતાના ભાઇને બેસાડયો અને પછી પોતે પણ તેનાપર સ્વાર થઇને જ્યાં તેમનો પિતા પડયો હતો ત્યાં તેઓ જઈ પહોંચ્યાં. યોગ્ય માવજત કરવાથી તેમનો પિતા સાજો થયો એટલે તેઓ ત્રણે જણ પેલા

ઘોડો, તથા તેનાપર કેટલોક કિંમતી માલ મળી આવ્યો હતો તે લેઇને પોતાને ઘેર આવી પહોંચ્યાં. એ ગ્રીક દીકરીની બહાદુરી અને પિતા પ્રત્યેના પુનિત પ્રેમની વાત સાંભળીને તમને ઘણો આનંદ થયો હશેજ.

## માને ધવરાવનારી દીકરી.

માતા પોતાની દીકરીને ધવરાવે એ કુદરતી નિયમ છે, તેમાં લેશમાત્ર પણ નવાઈ નથી, પરંતુ માને તેની દીકરી ધવરાવે અને માત્ર તે દૂધ ઉપરજ દિવસોના દિવસો સુધી તે તેણીની જીંદગી ટકાવી શકે એવા અદ્ભૂત બનાવ પણ આ પૃથ્વીના પટ પર બનેલાછે એ વાત વાંચીને વાંચનારને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થાયછે.

પ્રાચીન કાળમાં રોમ શેહેરમાં એક આબરૂદાર સ્ત્રીને કંઇ કારણસર ફાંસીએ ચડાવવાની શિક્ષા કરવામાં આવી હતી. તે સ્ત્રી બહુજ સૌંદર્યવાન હતી. એની કાન્તિ જોઇને કારાગ્રહના અધિકારીના ઉરમાં અતિ અનુકંપા ઉપજી. આવી સરૂપા સ્ત્રી ફાંસીને લાકડે ચડે તે કરતાં ભૂખમરો વેઠીને તે મરણ પામે તો વધારે સારૂં, એવો તેને વિચાર આવવાથી તેણે તે સ્ત્રીને ખોરાક આપવાનું બિલકુલ બંધ કર્યું. ખોરાક વગર લેવાઇ જઈને દશ વીશ દહાડામાં તે મરણ પામશે એવું તેણે ધાર્યું હતું, પણ **"માણુસ ધારેછે કાંઇક, અને ઇશ્વર કરેછે કાંઇક,"** એ જરા પણ અસત્ય નથી. પરમેશ્વર જેને રાખનારછે, તેને કોણ મારનાર છે? પ્રભુ પ્રતાપે કેટલીક વાર બહુજ અજાયબ જેવા બનાવથી માણુસનો બચાવ થાયછે. ભાવિ બળવાન છે.

એ અપરાધી ઠરેલી બાઇને બંધીખાનામાં મળવા આવવા માટે માત્ર તેની એક યુવાન પુત્રીને પરવાનગી મળી હતી. એ દીકરી સિવાય બીજા કોઇ સગાંવહાલાંને તે બાઇ પાસે આવવા દેતા નહોતા. એ દીકરી જ્યારે પોતાની માને મળવા આવતી ત્યારે સિપાઇઓ તેની ખૂબ ચોકસી કરતા કે તે ગુપ્ત રીતે પોતાની માને માટે કાંઇ ખાવા પીવાનું લાવે નહીં. પ્રતિદિન ત્રણ ચાર વખત તે પુત્રી ત્યાં આવતી હતી. પ્રત્યેક વખતે તપાસ કરતાં તેની પાસેથી કશું ખાનપાન નીકળતું નહીં. પાંચ સાત દિવસ વિત્યા પછી

કારાગ્રહના ઉપરી અધિકારીએ ધાર્યું કે ખોરાક વિના હવે તે બાઇ થોડી-ઘણી પણ નબળી પડી હશે, પછી તેણે તેણીની પાસે જઈને જોયું તો તે શરીરે શુષ્ક થઇ નહોતી. એથી તેને સંદેહ પડયો કે તેની દીકરી જરૂર પોતાની સાથે કાંઇ ખાવાનું લાવ્યા વિના રહેતી નહીં હોય, નહીંતર આટલી મુદતમાં તેનું શરીર જરા પણ લેવાયા વિના કેમ રહે? એ દિવસથી તેણે વળી અધિક જાપ્તો રાખવા માંડયો અને તે દીકરી જ્યારે આવે ત્યારે તે પોતે તેને બારિકીથી તપાસતો, તોપણ કશો પત્તો લાગતો નહીં. વળી બીજા પાંચ દિવસ વ્યતિત થયા એમ છતાં તે સ્ત્રીની તન્દુરસ્તીમાં ધાર્યા પ્રમાણે ફેરફાર જોવામાં આવ્યો નહીં તેથી તે અતિશે આશ્ચર્ય પામ્યો. વાસ્તવિક કારણની તેને કશી ખબર પડી નહીં.

એક દિવસે મા દિકરી બન્ને બંધીખાનામાં બેઠાં હતાં તે સમયે તેઓ શું કરેછે તે એ અધિકારીએ છાનાગાના જોયું. ત્યારે તેના જોવામાં એક અલૌકિક બનાવ આવ્યો. તે નીરખીને તે અથાગ આશ્ચર્ય પામ્યો. એવો બનાવ અવનિમાં બની શકે એવું તેને કદી સ્વપ્નું પણ આવેલું નહીં હોવાથી તેનું પ્રેમાળ અંતઃકરણ અત્યાનંદથી અધિકાધિક ઉછળવા લાગ્યું. તેણે એવું અનુપમ કાર્ય અવલોકયું કે એ વિષે તે કોઇને કહે તો તે એકાએક માને પણ નહીં. એ પ્રેમી માતૃભકત પુત્રી, જેમ એક માતા પોતાનાં બચ્ચાંને ઉમળકાથી ધવરાવે તેમ તે પોતાની પરમ પ્રિય માતાને સ્તનપાન કરાવતી હતી, એજ કારણથી તેણીની વ્હાલી મા આજ સુધી આબાદ રહી હતી. હર્ષાવેશમાં આવીને એ આધકારીએ આ અતિ અદ્‌ભૂત બનાવની સત્તાવાળાઓને ખબર આપી. આ આશ્ચર્યજનક બનાવથી તેઓ પણ અતિશય હર્ષ પામ્યા. એ સદ્‌ગુણી પુત્રીનું એ કામ તેઓને બહુજ પસંદ પડવાથી તેઓએ નિર્ણય કર્યો કે આ અદ્‌ભૂત બનાવ પ્રજામાં પ્રગટ કરવો.

તેઓએ વળી આ દીકરીના માનની ખાતર તેની માને જીવતદાન આપ્યું એટલુંજ નહીં, પણ આ મા દીકરી જીવે ત્યાંસુધી સરકારને

ખરચે તેમનું પાલણપોષણ કરવાનો હુકમ કર્યો, અને જે સ્થળે તે પનોતી પુત્રી પોતાની માયાળુ માતાને ધવરાવતી હતી તે સ્થળે તે દીકરીની યાદગીરી માટે એક દેવાલય બંધાવી તેનું નામ "બચ્ચાંના પુણ્યનું મંદીર" પાડયું. આ પ્રેમાળ પુત્રીની સેવાથી આનંદાનંદ પામીને આપણે અંતઃકરણની ખરી લાગણીથી તેને અત્યંત ધન્યવાદ આપીશું. દીકરીરૂપે તે અમૂલ્ય રત્ન હતું. એણે પોતાની જીંદગી સફળ કરી. એની સ્તુતિને માટે ઘટિત શબ્દો અમને મળી શકતા નથી. તેનાં પ્રેમ ને યુક્તિ અનુપમ હતાં. આવી પુત્રીનું નામ કેમ અવિચળ ન રહે?

એજ શેહેરમાં માન્ટીલી નામની સ્ત્રીએ કેદખાને પડેલા પોતાના વૃદ્ધ પિતા સાઇમોન્સને એવી ગુપ્ત રીતે ધવરાવીને બચાવ્યો હતો, તેણીને પણ તેટલીજ સાબાશી ઘટેછે. જે કૃતઘ્ન દીકરા દીકરીઓ પોતાનાં માતપિતાની સેવા કરતાં નથી અને તેમને દુઃખ આપેછે તેઓને આવા દ્રષ્ટાંતથી ખચીત ઘણું શરમાવું અને શીખવું જોઇએ. ગાબાપના ઉપકારના બદલામાં જે અપકાર કરશે તેનાપર ઈશ્વર કદી પણ નારાજ થયા વગર રહેશે નહીં. તમે તમારાં માત પિતાને સુખી કરો અને તમારી પ્રજા તમને સુખી કરશે.

## દાંત પાડી લઇ દામ આપો.

ઇ૦ સ૦ ૧૭૮૩ ના શિઆળે અમેરિકામાં બહુજ સખ્તી દર્શાવી હતી. એ વખતે ન્યુયૉર્કમાં એક ડોસો ડોશી રેહેતાં હતાં. તેમને એક દીકરી હતી. એ દીકરી પોતાનાં વૃદ્ધ માતપિતાપર અપ્રતિમ પ્રેમ રાખતી. તેઓ ઘડપણને લીધે બહુજ અશકત થઇ ગયાં હતાં તેથી આ કૃતજ્ઞ દીકરી મેહેનતમજુરી કરીને તેમનું ભરણપોષણ કરતી. પોતાનાં માબાપનાં સુખ માટે તે સદા તત્પર રહેતી.

શિઆળો બહુ સખ્ત હતો. ટાઢ કહે મારૂં કામ. તેનો જબરો સપાટો ચાલતો હતો. બારણાં બંધ કરીને ઘરમાં મોટી સગડીઓ સળગાવીને લોકો તાપતા ત્યારે તેઓને કેટલોક કરાર વળતો. આવા અતિ સખ્ત શિઆ-

બામાં બહાર મજૂરીએ જવું એ બહુધા નહીં બને તેમ હતું. ભોગજોગે આ વખતે એ બાઇના ઘરમાં બળતણ બિલકુલ હતું નહીં. અધૂરામાં પૂરૂં એની પાસે પૈસા પણ નહોતા કે તે આપીને બળતણ લાવી પોતાનાં વૃદ્ધ માતાપિતાને તપાડે.

હવે કરવું શું ? તાપ વગર આ અશક્ત ડોસોડોશી ઠુંઠવાઇ ગયાં હતાં. ખાવાનું એકાદ દહાડો ન હોય તો ચાલે, પણ તાપ વિના એક ઘડી પણ ચાલે તેમ નહોતું. તેથી તે ગુણવાન્ દીકરી બહુ પરિતાપ પામવા લાગી. તત્કાળ પૈસા પેદા કરવાનો એક પણ માર્ગ તેને સૂઝયો નહીં. તેને લાગ્યું કે આમનેઆમ જો બે ચાર દહાડા નીકળી જશે તો પોતાનાં રંક માબાપ ટાઢથી અતિશે હેરાન થયા વગર રહેશે નહીં.

પણ એવામાં તેણીએ એક વધાઇ સાંભળી. તેણીને કાઇએ કહ્યું કે આ ગામમાં એક દાંતવૈદ્ય આવ્યોછે, જેણે ગામમાં ખબર ફેલાવીછે કે માણસોના આગળના મજબૂત દાંત તે વેચાતા લેવા માગેછે. દરેક દાંતના તે ત્રીશ રૂપિઆ આપશે પણ સરત એવી છે કે તે પોતાને હાથે દાંત ખેંચી લે. આ સમાચાર સંતાપજનક હતા, પણ તે એ તંગીમાં આવેલી દીકરીના મનથી વિવાહથી વિશેષ રળિઆમણા હતા. દાંતની તમા તજીને તે પડાવવા માટે તે બાઈ ત્વરિત તત્પર થઇ. પોતાના કિંમતી અને પાછા કદી નહીં પ્રાપ્ત થાય એવા દાંતનો ભોગ આપવાને તે એકદમ ઉભી થઇ. પોતાનાં માતતાતને ટાઢનાં દુઃખથી મુક્ત કરવાની તેની ઇચ્છા પ્રબળ હતી. પૂછતાં પૂછતાં તે દાંતવૈદ્યના મકાનપર જઇ પહોંચી. ત્યાં જઇને તેણીએ પૂછયું કે તમારે હાથે દાંત પાડીને તમે દરેક દાંતના ત્રીશ રૂપિઆ આપોછો એવું મેં સાંભળ્યુંછે તે શું ખરી વાત છે? જો એ સાચું હોય તો મારા દાંત પાડી લઈ મને દામ આપો. કૃપા કરી ઢીલ ના કરો.

તે વૈદ્યે વિસ્મય પામીને તે બાઇને પૂછયું કે, તમે તમારા દાંત પડાવવા તૈયાર થયાછો તેનું કારણ શું ? તે સ્ત્રીએ વાસ્તવિક કારણ કહેવાથી તેને બહુજ કરણા ઉપજી. તેણે તે સદ્ગુણી દીકરીના દાંત પાડયા નહીં, પણ

દયાની પ્રબળ લાગણીથી તેણીને ૧૦૦ રૂપિઆ મફત આપ્યા, જે વડે એ દીકરીએ પોતાનાં માતપિતાને સુખી કર્યાં.

---

# સ્નેહાળુ શિષ્ય.

## અલેકઝાન્ડર.

રૂશિઆનો શેહેનશાહ અલેકઝાન્ડર પોતાના શિક્ષક ઉપર પોતાના પિતા કરતાં પણ અધિક પ્રેમ રાખતો હતો. એ મહેતાજી જાણે તેનો માયાળુ મિત્ર હોય તેમ તેના વિના એને ઘડી પણ ગમતું નહીં. મહેતાજી આવે ત્યારે તે તેને આનંદથી વળગી પડતો હતો.

એક વેળા તે પોતાના મહેતાજીને ઘેર મળવા ગયો, તે સમયે ત્યાં એક નવો રાખેલો સિપાઇ ઉભો હતો. તે સિપાઇ આ શાહજાદાને ઓળખતો નહોતો તેથી તેને તેના દરજ્જાને છાજતું માન તેણે આપ્યું નહીં. પછી અલેકઝાન્ડરે તેને કહ્યું કે મહેતાજી સાહેબને મળવા માટે મારે તેમના ઓરડામાં જવું છે ત્યારે તે સિપાઇએ જણાવ્યું કે—મહેતાજી સાહેબ હમણા કામમાં છે, તેથી તે જ્યાંસુધી કામ પરથી ઉઠે નહીં ત્યાંસુધી તમારાથી અંદર જઈ શકાશે નહીં, માટે હમણા આ પાટ ઉપર બેસો. તેના કહેવા પ્રમાણે તે ભલો ને સાદો શાહજાદો ત્યાં બેઠો.

થોડી વાર પછી ચાકરોનો જમવાનો વખત થયો ત્યારે તે સિપાઈએ તે શાહજાદાને કહ્યું કે—છોકરા, તારે જમવું હોય તો મારી સાથે આ પાસેની ઓરડીમાં ચાલ. આપણે જમી ઉઠીશું એટલે તારે વિષે હું મહેતાજી સાહેબને ખબર આપીશ. તે સિપાઇનું આમંત્રણ એ નમ્ર શાહજાદે ખુશીથી સ્વીકાર્યું. જમી રહ્યા પછી એ શાહજાદો પેલી પાટ પર બેઠો એટલે તે સિપાઇએ અંદર જઇને મહેતાજીને ખબર આપી કે કોઇ છોકરો તમને મળવા આવ્યો છે, અને તે ક્યારનો તમારી રાહ જોઈને બેઠોછે. મહેતાજીએ તેને પોતાની પાસે લાવવાનું ફરમાવ્યાથી તે તેને ઓરડામાં લઇ ગયો. તેને જોતાંજ તે મહેતાજી ઘણોજ ચકિત થયો, પછી તેને બહાર ઉભા રહેવું પડ્યું હતું

તે માટે તેમાંથી ભાગવા જતો હતો તેવોજ તે શાહજાદો બોલી ઉઠયો—કશો પણ અંદેશો ન લાવતા મારા વ્હાલા શિક્ષક, તમારો વખત મારા કરતાં અધિક કિંમતી છે. બહાર ઉભા રહેવાથી મને તમારા ચાકરો જોડે જમવાનો જોગ મળ્યો તેથી હું બહુ ખુશી છું. હું જો તરત તમારી પાસે આવ્યો હોત તો એ લાભ હું મેળવી શકત નહીં. હવે પેલા ચાકરે જાણ્યું કે મેં જેને અત્યાર સુધી રોકી રાખ્યો તે તો વડો શાહજાદો છે ત્યારે તે પણ બહુજ ગભરાયો. તે જોઇને તેને પણ શાહજાદાએ કહ્યું કે તું જરાએ ગભરાઈશ નહીં. તારી વર્તણુક હું પસંદ કરૂંછું, તારી નિમકહલાલીને માટે હું તને ૧૦૦ રૂબલ ઇનામના આપીશ. આ શાહજાદા શિષ્યની સભ્યતા, સાદાઇ અને સ્વશિક્ષક પ્રતિનો અપૂર્વ સ્નેહ તેના વિષે આપણા મનમાં અધિક માન ઉત્પન્ન કરેછે. શિષ્ય હજો તો આવા સ્નેહાંકિત હજો.

---

## લીઓપોલ્ડ.

એ બન્સવીકનો શાહજાદો હતો, તેને કેળવણી આપવા માટે તેના પિતાએ વાગનર નામના મહેતાજીને રાખ્યો હતો. એ શાહજાદાને વાંચનપર જેટલો શોખ હતો તેટલો કે તેથી અધિક, લેખનપર કંટાળો હતો. તેને વાંચવાપર એટલી બધી પ્રીતિ હતી કે પોતાના હાથમાંથી પુસ્તક હેઠું મૂકવાનું પણ તેને ગમતું નહોતું; પણ નછુટકે જ્યારે તેને લખવું પડતું ત્યારે તે અતિશય કંટાળી જતો. એ વખતે તેને એટલું તો દુઃખ લાગતું કે લખવા કરતાં મરવું તે વિશેષ પસંદ કરતો હતો. તેથી જ્યારે તેનો મહેતાજી તેને લખવાનું સોંપતો ત્યારે તે લખવાને બદલે આડાઅવળા લિટા કાઢીને તેને નાખુશ કરતો હતો.

એક દિવસે તે મહેતાજી ઘણો ઉદાસ હોય એમ તેની મુખમુદ્રાપરથી માલમ પડયું ત્યારે તે શાહજાદો પણ શોચ પામ્યો. તે પોતાના મનમાં એમ સમજ્યો કે હું બરાબર શીખતો નથી, અને મને લખવાનું કહેછે ત્યારે હું ઉલટો તેમને કંટાળો આપુંછું તે કારણથીજ મારો મહેતાજી દિલગીરીમાં હશે. તેમની આજ્ઞા પ્રમાણે હું યથાર્થ ચાલતો નથી એ મારી મોટી

કસુર છે. મને ઘટે છે કે મારે મારા મહેતાજીને પજવવા નહીં જોઇએ, પણ તેમને સંતોષ ગમે એમ મારે સદ્વર્ત્તન રાખી લક્ષપૂર્વક અભ્યાસ કરવો જોઇએ; એમ વિચારી તેણે તે દિવસે લખવાના વિષયપર ખૂબ લક્ષ આપ્યું, અને બીજા વિષયોને માટે પણ જેમ મહેતાજીએ કહ્યું તેમ કર્યું. એમ છતાં તેની ઉદાસી થોડીઘણી પણ ઓછી થયેલી જણાઈ નહીં. વાગનર ત્યાં થોડી વાર બેસી ચાલ્યો ગયો તે જોઇને લીઓપોલ્ડ ગંભીર વિચારમાં પડયો. એ શાહજાદાના મનમાં દયાવૃત્તિ અસાધારણ હતી.

પોતાના મહેતાજીની ઉદાસી વિષે તેણે છુપી રીતે તપાસ કરી, એટલે તેને માલમ પડયું કે દિલગીરીનું કારણ જૂદુંજ છે. મહેતાજી બિચારો વગર લેવે દેવે કરજદાર થઈ ગયો હતો. તેના એક લુચ્ચા દોસ્તે શાહુકારને ત્યાંથી પુષ્કળ પૈસા અંગઉધારે ઉપાડયા તેમાં તે જામીન થયો હતો. પછી એ દગાખોર દોસ્ત છાનોમાનો દૂર દેશાવરમાં નાશી જવાથી પેલા શાહુકારના પૂરેપૂરા પૈસા ભરી દેવાને તે બંધાયો હતો. ગરીબ બિચારો વાગનર બીજાનું ભલું કરવા જતાં તેનો ભોગ થઇ પડયો. તેને ધર્મ કરતાં કર્મ નડવા સરખું થયું. તે આબરૂદાર હતો પણ પૈસાદાર નહીં હતો. જામીન થવામાં આબરૂનો ખપ હતો તે તેણે વાપરી, હવે કરજ ભરવામાં પૈસાનો ખપ હતો પણ એના તો તેની પાસે સાંસા હતાં. આયપદની લગભગ તેનો ખર્ચ હતો તેથી તે તેમાંથી જાણવા જેવી રકમ બચાવી શકયો નહોતો. હવે શું કરવું ! એવો પ્રશ્ન વારંવાર તેના મનમાં ઉઠતો પણ તે વિષે તેને એકે ઉપાય સુઝતો નહોતો. આવા બારિક વખતે પ્રમાણિક પણ નિર્ધન માણસનાં મનમાં કેટલી ભાંજગડ થાયછે અને તેને કેટલુંબધું લાગી આવેછે તેનો યથાર્થ ખ્યાલ અનુભવીના મગજમાંજ આવી શકે. સાધારણ સ્થિતિમાં જેમ ઘણું સુખ છે તેમ દુઃખ પણ છે. પુરતા પૈસા વિના પોતાનો દરજ્જો જાળવી રાખવામાં કેટલીકવાર બહુજ મુશીબત વેઠવી પડેછે; પણ "**નેજાનાં ગાડાં કાંઇ નેળમાં રહેતાં નથી**" તેમ સારૂ ધાનતવાળાને ઈશ્વર બહુવાર સહાય થયા વિના પણ રહેતો નથી.

વાગનરના કરજની રકમ એવડી મોટી હતી કે તે પોતાનું ઘર તેમજ બીજી માલમિલકત વેચે તોપણ તે પૂરી થાય તેમ નહોતું. હવે આબરૂ જાળવવાનો એકે ઉપાય નહોતો. જે ઘડી જાય છે તેમાં પોતાની આબરૂ જવાનો તેને મજબૂત ભય હતો. સુભાગ્યે તેના શિષ્ય લીઓપોલ્ડના મનમાં ગુરૂભક્તિ પ્રદિપ્ત થઈ, અને તેણે ધાર્યું કે ગમે તેમ કરીને મહેતાજીને ઋણમુક્ત કરવા. પણ એવડી મોટી રકમ ક્યાંથી આપવી ? તેની પાસે રાતી પાઇ પણ નહોતી. તેણે વિચાર કર્યો કે પોતાના પિતાને આ વાત નિવેદન કરીને તેની પાસેથી એ રકમ લેવી. પાછો વિચાર ફર્યો—ના, ના, એમ તો નહીં કરવું. મારા પિતા પાસે મારા મહેતાજીની એવી માઠી હાલત પ્રગટ કરવી એ યોગ્ય નથી. ખરી રીત એ છે કે મહેતાજીની આવી દયાપાત્ર સ્થિતિ ગુપ્ત રાખીને તેમનું કરજ ફીટે એવી તજવીજ કરવી જોઇએ, એમ પોતાના મનથી નિશ્ચય કરીને તે પોતાના પિતા સમીપ ગયો.

રાજાએ પોતાના કુંવરને પ્રેમથી બોલાવીને તેના વિદ્યાભ્યાસને લગતી વાત ચલાવી. લખવા સંબંધી વાત નીકળતાં રાજાએ જણાવ્યું કે, બેટા, તું હજી બરાબર લખતાં શીખતો નથી તેથી હું બહુ દિલગીર છું. આવું નજીવું કામ પણ તારાથી થતું નથી તો બીજાં મહત્વનાં કાર્ય તું કેમ કરી શકીશ? એ સાંભળીને લીઓપોલ્ડે લજવાઇને ક્ષમા માગી અને હવેથી અભ્યાસ પાછળ ઘણુંજ લક્ષ રાખીને સંતોષ આપીશ એમ કહ્યું. પછી તેણે પોતાના પિતાને વિનંતિ કરી કે મેં મારા પાઠ બરાબર તૈયાર કર્યાછે એવી હું પ્રતિદિન મારા મહેતાજી પાસેથી ચિઠ્ઠી લાવવાનું ધારૂં છું. જયારે હું એવી ચિઠ્ઠી લાવું ત્યારે આપે ખુશી થઇને મને થોડાઘણા પૈસા આપવા એમ મને વચન આપો. રાજાએ ખુશી થઇને તેની માગણી કબૂલ રાખી.

હવે લીઓપોલ્ડ પોતાના અભ્યાસમાં અપૂર્વ લક્ષ રાખવા લાગ્યો. તેનાં વર્તનમાં એકદમ આટલોબધો આનંદજનક ફેરફાર કેમ થઈ ગયો તે તેના મહેતાજીના પણ કળવામાં આવ્યું નહીં; દરેક પ્રકારના આ-

અભ્યાસમાં તેનું ચિત્ત જોઇએ તેટલું ચોંટયાથી વાગનર તેના બહુજ વખાણ કરવા લાગ્યો, ત્યારે લીઓપોલ્ડે તેને વિનંતિ કરી કે આપ મારા અભ્યાસથી આનંદ પામતા હો તો તે વિષે મારા પિતા પ્રત્યેની મને એક ચિઠ્ઠી લખી આપો. મહેતાજીએ મોટી ખુશીથી સંતોષપત્ર આપ્યો જે લેઇને તે તરત રાજા પાસે ગયો, ત્યારે તેણે પોતાની કબૂલત પ્રમાણે એને થોડા પૈસા આપ્યા. એ પ્રમાણે તે દરરોજ તે મહેતાજી પાસેથી સંતોષપત્ર મેળવી, પોતાના પિતા પાસેથી ઇનામ લેઈ તે પૈસા એકઠા કરવા લાગ્યો. એમ કરતાં એકાદ માસ વિતિ ગયો, પેલો લ્હેણદાર ચાંપતી ઉઘરાણી કરતો હતો તેની ચિંતાથી મહેતાજી બાપડો દિન પ્રતિદિન સૂકાવા લાગ્યો. આખરે પોતાનાં ઘર ને સરસામાન વેચીને જેટલું કરજ ભરાય તેટલું ભરવાનો નિર્ણય કરીને તે દરબારમાં ગયો, ત્યારે તેનું મુખ બહુજ ઉતરી ગયું હતું. તે જોઇને લીઓપોલ્ડે ઘણુંજ પ્યાર ને નમ્રતાથી તેનું કારણ પૂછ્યું, ત્યારે વાગનરે તેને વાસ્તવિક હકીકત કહી. પછી લીઓપોલ્ડ તરત પોતાના ઓરડામાં ગયો અને ત્યાંથી નાણાની મોટી કોથળીઓ લાવી, મહેતાજીના પગ પાસે ધરીને તે બોલ્યો કે—મહેતાજી સાહેબ, મેહેરબાની કરીને આ નાણું કબૂલ કરો અને તે આપના કરજમાં ભરો.

એ જોઈને વાગનર ગળગળો થઇ ગયો. તેની આંખમાં આંસુ આવ્યાં. તેણે લીઓપોલ્ડનો ઉપકાર માન્યો પણ તે બક્ષિસ લેવાની ના પાડી. પોતે આ પૈસા શામાટે અને કેવી યુક્તિથી મેળવ્યા હતા તે વાત લીઓપોલ્ડે મહેતાજીને કહી સંભળાવી. પોતાના પ્રત્યે તેનો પરમ ભક્તિભાવ જોઇને વાગનર બહુજ સાનંદાશ્ચર્ય પામ્યો. લીઓપોલ્ડના અતિશય આગ્રહથી તેણે તે નાણું માન્ય રાખ્યું. પછી તે સત્વર પેલા શાહુકારને ઘેર ગયો અને તેનું કરજ ભરીને પાછો દરબારમાં આવ્યો, અને સર્વ વૃત્તાંત રાજાને વિદિત કર્યું, તે સાથે ગુણવાન્ ને પ્રેમાંકિત લીઓપોલ્ડની લાયકી પણ પ્રકાશમાં આવી. આપણે એક મતે ઉચ્ચરીશું કે—ધન્ય છે

લીઓપોલ્ડ, તેં ખૂબ કરી! તારા જેવા શિષ્ય મળે એ મહેતાજીનાં પણ સદ્ભાગ્ય!

---

## સહનશીલ.

### સોક્રેટીસ,

સહનશીલતાનો સાગર હતો. એ યુનાની પંડિત જેમ સત્યને, તેમજ સહનશીલતાને સારૂ સૃષ્ટિમાં સુપ્રસિદ્ધ છે. એવા વાંચનાર જવલ્લેજ જડશે કે જેઓએ સોક્રેટીસનું નામ કદી શ્રવણ કર્યું ન હોય. કેટલાક કહેછે કે એનો સ્વભાવ પ્રથમ તો ગરમ હતો અને પછી તેણે તેમાં બેહદ સુધારો કર્યો હતો. એની સહનશીલતા સ્વાભાવિક હોય કે મન કેળવીને મેળવેલી હોય. ઉભય પ્રકારે તે અનુસરણીય છે. તેણે જો શ્રમ કરીને પોતાની પ્રકૃતિ સુધારી હોય તો તે વળી બેવડા માનને પાત્ર છે.

સોક્રેટીસ અને તેની સ્ત્રી ઝાન્ટીપીના સ્વભાવમાં કેવળ વિરૂદ્ધતા હતી. ઝાન્ટીપી ક્રોધનું પુતળું હતી. એનું વિસ્મરણ કરાવે એવી કોઇ સ્ત્રી આજસુધીમાં ભૂતળપર થઇ હોય એમ પ્રકાશમાં આવ્યું નથી. ઝાન્ટીપી જબરી ઝગડાખોર હતી. એનું મોઢું હમેશ ચડેલુંજ રહેતું. એની જીભને એ ભાગ્યેજ જંપવા દેતી. પતિ સાથે જાણે પૂર્વ જન્મનું વેર હોય તેમ તે તેની સાથે વર્તતી. એને જોઇને સૌ કોઈ કહેતા કે પરમેશ્વર, આવી સ્વછંદી સ્ત્રીથી બચાવો! અતિ સંતાપની વાત છે કે સોક્રેટીસ સરખા પરમ સહનશીલ પંડિતને આવી ક્રોધાંધ કુભારજા મળી હતી.

ઝાન્ટીપી એક વાર પોતાના પતિપર બહુજ ક્રોધે ભરાઇ હતી પછી રસ્તામાં તે તેને મળી, ત્યારે તેણીએ તેના ડગલાના ચીરેચીરા કરી નાખ્યા. એ સ્થળે સોક્રેટીસ એક પણ શબ્દ બોલ્યો નહીં. એ સમયે તેના કેટલાક સ્નેહીઓ તેની સાથે હતા તેઓએ તેને કહ્યું કે—તમે આવા છેક નિર્માલ્ય રહેશો તો દિવસેદિવસે વધારે હેરાન થશો. સારો ઉપાય એ છે

કે તમારે તગારી ક્રોધી સ્ત્રીને સારી પેઠે કૂટવી જોઇએ. એ સાંભળીને સોક્રેટીસ હસીને બોલ્યો—વાહ, તમાસો જોવાનો તમે ઉપાય તો ઠીક શોધી કાઢયો! અમારી આબરૂના કાંકરા કરીને તમારે મજા મેળવવી લાગે છે! અમે બે સામસામે લડીએ અને તમે ઉભા ઉભા જુઓ. એક જણ મને ચડાવે કે સાબાશ સોક્રેટીસ, તારી સ્ત્રીને તેં ઠીક સપાટો લગાવ્યો, તો બીજો વળી તેણીને સમજાવે કે રખે તું તારા પતિથી પાછળ હઠતી. માર એને! શું જોઇ રહીછું! તગારી આ મજા મને બહુજ મોંઘી પડી જાય. મારી સ્ત્રીએ મારો કારો ડગલો ફાડયો તે મને પરવડયું પણ મારો ભવાડો થાય તે મને કદી પાલવે નહીં.

એ કુભારજા વળી એક ટાણે સોક્રેટીસપર બહુજ ગુસ્સે થઇ, અને તેણીએ તે બિચારાને ઘણીજ ગાળો દીધી તોપણ તે ચૂપ રહ્યો. તેણે કશો પ્રત્યુત્તર નહીં આપવાથી તે સ્ત્રીને વળી વધારે ક્રોધ ચડયો. અને એ ક્રોધાવેશમાં તેણીએ અટારીએથી એનાપર એઠવાણી રેડી, એ જોઇને સોક્રેટીસ ખડખડ હસી પડયો. પછી તે બોલ્યો કે—ગડગડાટને અંતે વરસાદ તો વરસવોજ જોઇએ. જે થયું તે ઠીક થયું.

પંડિત આલસીબાઇડીસે એક વાર સોક્રેટીસને સવાલ પૂછયો હતો કે—આવી સ્ત્રી સાથે તમે એક ઘરમાં શી રીતે રહી શકોછો? ગારાથી તો આવી સ્થિતિમાં એક ઘડીભર પણ રહેવાય નહીં. સોક્રેટીસે જવાબ દીધો કે—દુનિઆમાં ગહાવરો એ મોટી વાત છે. એક દિવસનું હોય તો કદી બહાર જઇએ, પણ આખો ભવ જ્યાં પૂરો કરવો હોય ત્યાંથી કયાં ભાગી જવું? દીર્ઘ કાળનો સહવાસ થાય એટલે પછી બહુ લાગે પણ નહીં. કબૂલ કરૂંછું કે ગારી બાઈડીનો કલબલાટ પ્રથમ ગને કર્ણકઠોર લાગતો, પણ હવે તો હું એનાથી પળોટાઇ ગયોછું. હું હવે સંતાપભૂવનમાં છું એમ મને લાગતું નથી. "મહાવરો એ બીજી કુદરત છે."

સોક્રેટીસ સત્યને ગાટે મુઓછે. સત્તાવાળાઓએ તેને વિષ પાઇને

મારી નાખવાની સજા કરી હતી તોપણ તેણે પોતાની ધીરજ છોડી નહોતી. અંત સમયે એના એક મિત્રે એને કહ્યું કે હું બહુજ દિલગીર છું સોક્રેટીસ, કે તું નિરપરાધી માર્યો જાયછે, એ સાંભળીને એ મહાત્માએ ઉત્તર આપ્યો હતો કે ત્યારે તારી શું એવી ઇચ્છા છે મારા મિત્ર, કે હું અપરાધી થઈને માર્યો જાઉં ? એક વાર મુઆ વિના છૂટકો નથી, ત્યારે સત્યને માટે મરવું તેમાં ખોટું શું છે ? માણસો મોતથી બેહદ ડરેછે એ કાંઈજ નહીં પણ તેમની માત્ર એક પ્રકારની નબળાઇ છે. મોતથી ડરવું નહીં, અને કોઇ મરતું હોય તેના શોકથી રડવું નહીં એ મરદ માણસનું, અને અશ્રુપાત કરવો એ અણસમજુ અબળાઓનું કામ છે. આવી હદબેહદ સહનશીલતા દર્શાવનાર સોક્રેટીસનું સુંદર નામ ચિરકાળ રહેશે.

## મોસ્યુ આબારેટ.

મોસ્યુ આબારેટ નામનો જીનીવાનો વિદ્વાન્ પોતાની સહનશીલતાને માટે વિશ્વવિખ્યાત થઈ ગયોછે. એની વૃત્તિ ક્રોધાન્વિત થયેલી કદી કોઇએ જોઇ નહોતી. પરાયા માણસના જોવામાં કદાપિ એ વાત ન આવે, પણ પાસે વસનારાની અજાણમાં જાય એવી એ બાબત નથી. તેના ઘરમાં ત્રીશ વર્ષ થયાં રહેનારી એક દાસી કહેતી કે મારી આટલી લાંબી મુદતની નોકરીમાં પણ મોસ્યુ આબારેટને કદી પણ ગુસ્સે થયેલો મેં જોયો નથી.

પછી એકવાર એના કેટલાક મિત્રોને ઉત્કંઠા થઈ કે-મોસ્યુ આબારેટને ગુસ્સે થવાનું કાંઈ સબળ કારણ ઉત્પન્ન કરાવીને એને કસી જોઇએ. એવા વિચારથી તેઓએ તેની દાસીને કહ્યું કે-તારા શેઠને ક્રોધ પેદા થાય એવી તું કાંઇ યુક્તિ કરીશ તો તેના બદલામાં અમે તને ઘણા પૈસા આપીશું. દાસીએ તે કથન કબૂલ રાખીને કહ્યું કે-એને ગુસ્સે કરવાને મેં એક યુક્તિ શોધી રાખીછે તે હું અજમાવી જોઈશ. મારી ખાતરી છે કે તેથી એ જરૂર ક્રોધ કર્યા વગર રહેશે નહીં.

એ વિદ્વાન્ બહુધા સાદો હતો પણ પથારીના સંબંધમાં તેમ નહોતું.

તેને સારી પથારીનો બહુજ શોખ હતો અને તેથી તેને માટે તે ઘણીજ કાળજી રાખતો હતો. પછી એક દિવસે તે દાસીએ તેની પથારી સાફ ન કરી અને આગલે દિવસે પાથરેલી ચુંથાઇ ગઇ હતી તે એમને એમ રહેવા દીધી, ત્યારે બીજે દિવસે મોસ્યુ આગારેટ એ દાસીને કહ્યું કે-તમે કાલે મારી પથારી પાથરી નહોતી. તેણીએ કહ્યું કે-હા, હું વિસરી ગઇ હતી. વળી તે સાંજે પણ તેણીએ તે પથારી ફરીથી પાથરી નહીં, તેથી બીજે દિવસે પાછું તેણે પોતાની દાસીને પૂછ્યું કે-કાલે પણ તમે મારી પથારી નહોતી પાથરી કે ! તે સ્ત્રી બોલી કે હું ફલાણા અગત્યના કામમાં પડી હતી તેથી ચૂકી ગઇ; એમ કહીને તે ત્યાંથી ચાલી ગઇ. ત્રિજે દિવસે પણ એ દાસીએ તેની પથારી પાથરવાની દરકાર રાખી નહીં, તેથી ચોથે દિવસે તે પંડિતે તે દાસીને જણાવ્યું કે-પથારી પાથરવામાં તને હવે વધારે મેહેનત પડતી હોય એમ લાગવાથી તે કામ તું કરતી નથી. કદાચ પથારી ન પાથરવાનો તેં કાંઈ તારા મનમાં નિશ્ચય કરેલો દેખાયછે, પણ તેની કશી ચિંતા નહીં. ત્રણ દિવસ થયા હું આવા બીછાના ઉપર સૂવુંછું તેથી તેની મને ટેવ પડતી જાયછે; માટે હવે તું એ પથારી પાથરવાની તસ્દી લેઈશજ નહીં.

એ સાંભળીને એ દાસી તરત તેને પગે લાગી. અને પથારી નહીં પાથરવાનું વાસ્તવિક કારણ તેની પાસે વિદિત કરીને તેની ક્ષમા ચાહી.

---

## એપીકટેટસ.

આ મહા વિદ્વાન્પર વીતેલી વિટંબણા બહુજ દયાપાત્ર છે. તે ફ્રીજીઆ દેશના હિયરાપોલીસનો વતની અને રોમન શેહેનશાહ નીરોના ચોકીદાર ઈપાપ ફ્રોડીટસનો ગુલામ હતો. એણે કાંઈ અપરાધ કર્યોછે એવો એક વાર તેના ધણીને ખોટો શક ઉત્પન્ન થવાથી તે તેનો પગ મરડી નાખવા બેઠો ત્યારે એ તત્વવેત્તાએ અતિ તિવ્રતમ કષ્ટ સહન થાય ત્યાં સુધી સહન કર્યું, અને પછી તેણે કહ્યું કે-મને લાગેછે કે તમે મારો પ-

ગ જરૂર ભાંગી નાખશો, એમ કહીને તે ચૂપ રહ્યો. થોડો વાર થઈ એટલામાં તે ક્રૂર ને ગદ્ધા પાતકી ધણીએ તે પાગર પંડિતનો પગ ભાંગી નાખ્યો. એ જોઇને તે બિચારો બોલ્યો કે–મેં આપને નહોતું કહ્યું મારા મેહેરબાન, કે આપ મારો પગ ભાંગી નાખશો. મારૂં કહેવું સત્ય કર્યા વિના રહ્યું નહીં. નિરપરાધી બિચારા એપીકટેટસ ઉપર આ કેટલોબધો જૂલમ. સહનશીલતાને માટે એનું શોકકારક ઉદાહરણ બહુજ અસરકારક છે.

## સર ઐસાક ન્યુટન.

કેવો ગુણવાન્ હતો તે આખું જગત્ જાણેછે. એનામાં સહનશીલતાનો સદ્ગુણ પણ સ્તુતિપાત્ર હતો. એણે એક કૂતરો પાળ્યો હતો, તેનું નામ તેણે (ડાયમંડ) 'હીરો' પાડ્યું હતું. એ કૂતરો તેનો બહુ માનીતો હોવાથી તે તેને અનુદિન પોતાના અભ્યાસના ઓરડામાં રાખતો હતો.

એકવાર એ પંડિતને એકાએક કાંઈ અગત્યનું કામ આવવાથી તે બહાર ગયો, એ વખતે જોગજોગે તેના બહુજ કિંમતી કાગળો ટેબલપર છૂટા રહી ગયા હતા, ત્યાં તેનો કૂતરો (હીરો) કુદ્યો. તે મેજ ઉપર એક મીણબત્તી સળગતી હતી તે હીરાના કુદવાથી પડી ગઈ તેથી પેલા કિંમતી કાગળો બળીને ભસ્મ થઇ ગયા.

થોડીવારે સર ઐસાક પોતાના ઓરડામાં પાછો આવ્યો ત્યારે તેને માલમ પડ્યું કે ઘણાં વર્ષ સુધી મેહેનત કરીને લખેલા કાગળનો લય થઇ ગયો અને દીર્ઘ કાળનો પરિશ્રમ વ્યર્થ ગયો. એટલું બધું છતાં તે ક્ષમાધર જરા પણ ગુસ્સે થયો નહીં. તેણે પેલા કૂતરા ભણી ફરીને માત્ર એટલુંજ કહ્યું કે–હીરા, તેં મને બહુજ નુકસાન કર્યુંછે તેની તને કાંઇ ખબર છે કે નહીં ? એટલું બોલીને જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ શાંત મનથી તે પોતાને કામે વળગ્યો. સર ઐસાક ન્યુટનની આવી સહનશીલતાને માટે ખચીત તેને ઘણી સાબાશી ઘટે છે.

## અબોઝીટ.

કુદરતી વિદ્યાશાસ્ત્રી અબોઝીટની સહનશીલતાનું નીચેનું દૃષ્ટાંત સર એસાક ન્યુટનથી પણ વિશેષ ચડીઆતું તમે વાંચશો.

તે હવા માપવાના યંત્રનો જબરો અભ્યાસી હતો. ૨૭ વરસ સુધી સતત શ્રમ કરીને તેણે વાયુના દબાણના નિયમ નક્કી કર્યા હતા. એ સર્વ નિર્ણય કાગળોપર લખી રાખીને તે તમામ કાગળો તેણે હવામાપકયંત્ર ફરતા વિંટાળી રાખ્યા હતા. એમાં લખેલી હકીકત તેને મુખપાઠ નહોતી. જે હતું તે સર્વે કાગળમાં હતું.

એક વાર એણે એક અબુધ સ્ત્રીને પોતાને ત્યાં દાસી તરીકે ચાકરીએ રાખી. પછી એક દિવસે અબોઝીટ બહાર ગયો એટલે તે સ્ત્રી તેના ઓરડા સાફ કરવા મંડી. છેવટે તે તેનો અભ્યાસનો ઓરડો પણ ઉઘાડીને તેમાંનો કેરકચરો કાઢવા લાગી. એમ કરતાં તે હવામાપકયંત્રપર વીંટાળેલા કાગળીઆપર તેણીની નજર પડી. તે કાગળો ઘણાં વર્ષના લખેલ તથા વપરાએલા હોવાથી કાળા મશ સરખા થઇ ગયા હતા. એ જોઈને તે સ્ત્રીએ ધાર્યું કે મારા પેહેલાની ચાકરડી બહુજ આળસુ હશે,. નહીંતર તે આવા ગંદા કાગળીઆ આ સુંદર યંત્રપર કદી રહેવા દેત નહીં. પછી તેણીએ આ જૂનાપાનાં કાગળો ત્યાંથી છોડીને બાળી નાખ્યા અને તેને બદલે ખાસા મજેના કોરા કાગળો શેઠની ટેબલ ઉપરથી લેઇને પેલા યંત્રપર વીંટાળી તેના સામું જોઇને તે આનંદ પામી. તેણીએ ધાર્યું કે મારો આ સુધારો જ્યારે શેઠના જોવામાં આવશે ત્યારે તે મને સાબાશી આપ્યા વિના રહેશે નહીં.

થોડી વાર થઈ. શેઠ આવ્યા. અભ્યાસના ઓરડામાં ગયા. અનાયાસે પેલા યંત્રપર તરત નજર પડી. જૂના કાગળો ગેબ. નવા નજરે પડયા. ચાકરડીને બોલાવી પૂછ્યું. આની ઉપર મારા અનુભવના કાગળો વીંટાળેલા હતા તે કયાં મૂકયા ? લાવ. ચાકરડી ચકિત થઈને બોલી--સાહેબ એવા મેલા કાગળ કશા કામના નથી એમ જાણીને મેં તે બાળી નાખ્યા અને આ

સફેદ ને સુંદર કાગળથી યંત્રને શોભિતું કર્યુંછે. સાબાશીની આશાથી આ કામ મેં ઘણીજ કાળજીથી કીધુંછે સાહેબ.

એ સાંભળીને અબોઝીટને ઘણો ક્ષોભ થયો, અને થાય એમાં કશી નવાઇ પણ નથી. ૨૭ વરસની મેહેનતનું સત્યાનાશ વળી ગયું એ નાની સુની વાત નથી. પછી તેણે પોતાના બન્ને હાથ છાતીપર મૂકયા અને આંખો બંધ કરી. થોડીવાર થઇ એટલે તેનો ગભરાટ થોડો શાંત પડયો ત્યારે તેણે તે જડભરત દાસીને જણાવ્યું કે—જૂના કાગળો બાળ્યા તે સાથે મારી ૨૭ વરસની મેહેનતને પણ તેં બાળી નાખીછે, તેની તને કાંઈ સમજણ છે? કૃપાદૃષ્ટિ કરીને હવે તું મારો ઓરડો કદી સાફ કરીશ નહીં. ૨૭ વરસનું ફળ નિષ્ફળ જાય એ અસહ્ય દુઃખની વાત છે. આવા વખતમાં પણ અબોઝીટે સહનશીલતા રાખી અને દાસીને એકાદ કડવું વચન પણ ન કહ્યું, એ અત્યુત્તમ ગુણથી બલિહારી. સહનશીલતાની સિમા આવી રહી. સર એસાક ન્યુટન તથા અબોઝીટનાં મન તે કેવડાંક મોટાં હશે? પોતાના ક્રોધપર તેમનું અતૂલ અંકુશ હતું. ધન્ય!

---

## સંતોષી.

### ફેબ્રીશીયસ.

"મારા અગત્યના ખર્ચને માટે જેટલું જોઈએ તેટલામાંજ હું સંતોષ માનું છું. કારણ કે મોજશોખને માટે તો આખી દુનિઆની દોલત પણ પુરતી નથી." **મોનટેન.**

"મારે દરિદ્રતા કે દ્રવ્ય એ બેમાંનું એકે જોઈતું નથી. માટે હે પ્રભુ, મારે જોઈએ તે પ્રમાણ તું મને અન્નવસ્ત્ર આપ એટલે થયું." **આગર.**

એ રોમન સરદારને મેસીડોનના રાજાએ કેદી બનાવ્યો હતો, પછી તેને છોડી મૂકતાં તે રાજાએ એને એકાંત સ્થળે લેઈ જઇને સમજાવવા માંડયો કે—તું બહુ બહાદુર, ગુણવાન્, બુદ્ધિવાન્ અને કીર્તિવાન્ છે, પણ હું જાણુંછું

કે તું ધનવાન્ નથી. તારી નાણાં સંબંધી સ્થિતિ દયાપાત્ર સાંભળીને હું દિલગીર થયોછું. તારા રાજ્યે તારી કિંમતી નોકરીની કદર પીછાણી નથી એ તેને શરમભરેલું છે. આજે હું તારાપર મેહેરબાની કરવા માગુંછું, અને તને પૈસાદાર કરવા ચાહુંછું. મારી ઇચ્છા તને એટલો બધો પૈસો આપવાની છે કે તું આખા રોમન રાજ્યમાં સૌથી વિશેષ ધનાઢ્ય થાય. તારા જેવા સદ્ગુણી મનુષ્યોની કંગાળ સ્થિતિ ટાળવી એ હું મારો ધર્મ સમજું છું. તને અઢળક પૈસો આપીને હું તારા પર કશો ઉપકાર કરતો હોઉં એમ તું સમજીશ નહીં, તેમજ તને નાણાંની બક્ષિસ આપીને હું તારી પાસેથી કાંઈ ગેરવાજબી રીતે કામ કાઢી લેવા માગતો હોઉં એમ પણ તું ધારીશ નહીં. હું ખરા દિલથી તારી પાસેથી એટલાજ બદલાની આશા રાખુંછું કે રોમન રાજસભા મારા તર્ફ નાહક કરડી નજરથી જુએછે, અને મને ફોકટની મેહેનતમાં નાખેછે તેને તારે વાજબી રીતે સમજાવવી. ન્યાયની નજરે જોતાં મને જેટલી મદદ આપવાનું તને યોગ્ય જણાય તેટલી તું મને મદદ આપજે.

ફેબ્રીશીયસ સરદારે એનો જે ઉત્તર આપ્યોછે તે ખચીત લક્ષમાં લેવા લાયક છે. તેણે જણાવ્યું કે-હું બીજાઓના પ્રમાણમાં ઘણોજ નિર્ધન છું એ હું માન્ય રાખુંછું. મારી પાસે માત્ર એક નાનું ઘર અને એક ખેતર છે એ ખરી વાત, પણ એ ગરીબાઇથી રોમન ઉમરાવોમાં હું અધમ ગણાતો નથી, તેમજ મારી એ દુર્બળ અવસ્થા મારા વગને આગળ વધતો અટકાવી શકતી નથી. હું જેમ જાહેર તેમજ ખાનગી પુરૂષ તરીકેની મારી આબરૂથી મગરૂર છું. રાજસભા, તેમજ લડાઈ અને એલચી ખાતામાં મારાં આબરૂ અને વગ બળવત્તર છે; ત્યારે તમે વાસ્તવિક વિચાર કરો કે હવે મારે વધારે પૈસાની શી ગરજ છે? અમારૂં રાજ્ય પ્રજાસત્તાક છે, તેથી તે રાજ્યની જે દોલત છે તે આખી પ્રજાની દોલત છે. મારી પાસે દોલત નથી પણ રાજ્યની દોલત છે એ કોની છે? અમારા રાજ્યની દોલતથી કોઇ પણ નોકર નિરાધાર હાલતમાં નથી, અને

હું વાપરૂં તે કરતાં વધારે નાણું મારે જોઈતું નથી. હું જો દોલતનો ભૂખ્યો હોત તો મારી એ ભૂખ મેં ક્યારનીએ ભાગી હોત. વિશેષ દોલત મેળવવાના મારી પાસે અનેક ઉપાય છે, પણ તેનો ઉપયોગ કરવાની મારી જરાએ મરજી નથી. મારી સ્થિતિથી હું જોઇએ તેટલો સુખી છું, એટલે ખપ કરતાં વધારે પૈસો ભેળો કરીને હું મારી જંજાળ વધારવા માગતો નથી. મોટી દોલતમાં જો તમને મોટું સુખ લાગતું હોય તો તે તમારીજ પાસે રાખો. ક્રેઓશીઆસના સંતોષીપણાના આવા સદ્વિચાર સાંભળીને આપણે પણ સંતોષ પામીશું.

## ફોશીયન.

"સંતોષ એ મોટી કિંમતનું મોતી છે; અને જે માણસ પોતાની હજારો ઈચ્છાઓનો ભોગ આપીને પણ તેને મેળવેછે તે ઘણીજ ડાહી અને લાભકારી ખરીદી કરેછે." બેલગ્રવી.

એ એથેનીયનનો ઉમરાવ હતો. તેની સ્થિતિ બહુ ગરીબ હતી. એક વાર મૅસીડોનના રાજાએ તેના તર્ફ ઘણો પૈસો ભેટ દાખલ મોકલ્યો તે તેણે કબૂલ રાખ્યો નહીં, ત્યારે તે લાવનાર માણસે કહ્યું કે—કદાપિ તમારે માટે નહીં તો તમારા બાળબચ્ચાંને માટે તે માન્ય રાખો. તમારી કીર્તિ પ્રમાણે તમારા બચ્ચાંઓને ઉછેરવાં જોઇએ. ફોશીઅને કહ્યું કે તમે કહોછો કે હું ગરીબ છું એમ છતાં કીર્તિવંત છું. એ ઉપરથી પણ પુરવાર થાયછે કે દુનિઆમાં વગર પૈસે પણ કીર્તિ મળી શકેછે. મારાં બચ્ચાં પણ જો સદ્ગુણને માર્ગે ચાલશે તો તેઓ આવી સ્થિતિમાં પણ કીર્તિ મેળવી શકશે.

મારી પાસે થોડી ફળદ્રુપ જમીન છે તેનાથી મારા આખા કુટુંબનું ગુજરાન સારી રીતે ચાલી શકેછે, તે મને પૂરતું લાગેછે. થોડાથી સંતોષ પામવો એ સૌથી મોટું ડાહપણ છે. જે પોતાની દોલત વધારેછે તે પોતાની ફિકર પણ વધારેછે. માતબરને જેવાં દુઃખ હોયછે તેવાં ગરીબને હોતાં નથી. संतोषंपरमंसुखम्.

## એક પાદરી.

"જે માણસ સંતોષી અને પ્રમાણિક છે તેજ ઈશ્વરનો ભકત છે અને તેનેજ ઈશ્વર ચાહેછે." મિલ્ટન.

(૨) ઈંગ્લાંડનો એક પાદરી પોતાના સંતોષને માટે જાણીતો હતો. એની ઉપર વિવિધ પ્રકારની વિપત્તિ પડી હતી તોપણ તે વિષે તે કદી બળાપો કરતો નહોતો. એક વાર તેને કોઈએ પૂછ્યું કે તમને આટલો બધો સંતોષ રાખવાનું કોણે શીખવ્યું ? ત્યારે પાદરીએ પ્રત્યુત્તર વાળ્યો કે—હું જ્યારે જીંદગી વિષે વિચાર કરૂંછું ત્યારે મને જણાયછે કે મારે મોડું કે વેહેલું મરવું તો પડશેજ. પછી હું જમીન તર્ફ જોઉંછું ત્યારે મને યાદ આવેછે કે હું માત્ર સાડાત્રણ હાથ જમીન રોકીશ. પછી દુનિઆ તર્ફ હું દૃષ્ટિ કરૂંછું ત્યારે મારાથી નબળા નસીબનાં ઘણાં માણસો હું નિહાળુંછું; એ ઉપરથી મને લાગેછે કે ફરિયાદ કરવાનું મારે કશું કારણ નથી.

---

## સભ્યતા.

### એક દુકાનદાર.

ફ્રાન્સ દેશમાં જે વેળા સોળમો લુઇ રાજ્ય કરતો હતો, તે વખતે પારીસ શેહેરખાતે બીજો જોસેફ શેહેનશાહ આવી રહ્યો હતો. જોસેફને વેષ બદલી ફરવાની ઘણી ટેવ હતી. તે એક સવારે પોશાક બદલીને પારીસ શેહેરમાં ફરવા નીકળ્યો. રસ્તામાં એક સુંદર કાફીખાનું જોવાથી તે તેમાં દાખલ થયો, ને ચાકર પાસે કાફીનો એક પ્યાલો માગ્યો. શેહેનશાહે ઘણો સાદો પોશાક પેહેરેલો તેથી ચાકર તેને ઓળખી શક્યો નહીં, અને તેણે તેને તોરમાં કહ્યું કે "કાફીને તૈયાર થતાં હજી ઘણી વાર છે." ચાકરની બેઅદબી વર્ત્તણુક તર્ફ કશું ધ્યાન આપ્યા સિવાય જોસેફ ત્યાંથી ચાલતો થયો, અને આગળ જતાં એક બીજા નાનકડા કાફીખાનામાં જઇ કાફી માગી. દુકાનદારે સભ્યતાથી કહ્યું—"સાહેબ બેસો, હું હમણાંજ તે-

પાર કરી લાવુંછું." એ સાંભળીને શેહેનશાહ ત્યાં થોભ્યો. થોડોક વખત વીત્યા પછી પેલા કાફીખાનાવાળાની છોકરી દુકાનમાં આવી. તે ઘણી સુંદર હતી. શેહેનશાહે તેને સલામ કીધી. અને પછી તેના બાપને કહ્યું કે "આ છોડી પરણવા યોગ્ય થઇછે, તોપણ તમે એને પરણાવતા કેમ નથી?" તે છોડીના બાપે જવાબ દીધો કે "સાહેબ, મારી પાસે જો ૧૨૦૦ રૂપિઆ હોય તો એ છોડીનું લગ્ન એને ચાહનાર જુવાન સાથે થાય, પણ સાહેબ આપની કાફી તૈયાર થઇ." શેહેનશાહે કાફી પીધી. પછી કાગળ, ખડીઓ ને કલમ મંગાવીને પોતાના શાહુકાર ઉપર તે કાફીવાળાને ૬૦૦૦ સાઇવર આપવાનો હુકમ લખી આપ્યો! સભ્યતાનું સંતોષકારક ફળ મળ્યા વિના રહ્યું નહીં.



# અતિથિનો આદરસત્કાર.

## ઇવાન.

એ રૂશિઆનો શેહેનશાહ હતો. તે પોતાની પ્રજાની વાસ્તવિક સ્થિતિ તપાસવા માટે વખતોવખત પોતાનો વેષ બદલીને ફરતો હતો. મોસ્કો શેહેરની પાસે એક ગામડું હતું ત્યાં તે એકવાર ફાટયાંતૂટયાં વસ્ત્ર પેહેરીને ગયો, અને પોતે ઘણો ભૂખ્યો અને થાકી ગયેલો છે એવો ડોળ કરીને તે ત્યાંના ગહોલ્લાઓમાં ફરવા લાગ્યો. તેને એક વાસ્તવિક ભીખારી સમજીને કોઈએ તેને આશ્રય આપ્યો નહીં. પછી તે ત્યાંથી બીજે ગામ જવા નીકળ્યો. તે ગામથી થોડેક છેટે એક નાનું ઘર હતું ત્યાં તે ગયો, અને તે ઘરધણી પાસે કરગરીને તે કહેવા લાગ્યો કે-ભૂખ ને થાકના બેવડા મારથી હું બહુ દુખી છું. રાત પડવા આવીછે. સામેનું ગામ અહીંથી દૂર છે ત્યાં તરત પહોંચવાની મારામાં શકિત નથી, માટે મુજ ગરીબ માણસપર મેહેર કરીને મને તમારા ઘરમાં આજે રાતની રાત ઉતરવા દેશો તો ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે.

તે ખેડૂતે જણાવ્યું કે તમે મારે ત્યાં કવખતે આવ્યાછો. હું હમણા

ચિંતાતુર છું. મારી પ્રિય પત્નિ થોડાજ વખતમાં બચ્ચાને જન્મ આપે એવી સ્થિતિમાં છે, તોપણ હરકત નહીં. તમે મારા ઘરમાં સુખેથી આવો અને આ પાસેની ઓરડીમાં બેસો. મારાથી જે કાંઇ બનશે તે હું તમારી ચાકરી કરીશ. એમ કહીને તે ભલા ખેડૂતે તે રાજાને પોતાની ઓરડીમાં આશ્રય આપ્યો. એ ઓરડીમાં તેનાં બે બાળકો ઝોળીમાં નિરાંતથી ઉંઘતાં હતાં. એક છોડી નીચે સુતી હતી અને બીજી બે છોડીઓ તેની પાસે બેસીને પ્રભુપ્રાર્થના કરતી હતી. તે ગામડીઓ તરત બીજા ઓરડામાં ગયો અને ત્યાંથી કેટલુંક ખાવાનું આણીને તે અતિથિની આગળ ધર્યું, ત્યારે તેણે તેનો આભાર માનીને આશીર્વાદ આપ્યો.

અરધો કલાક પૂરો થયો નહીં એટલામાં તે ખેડૂત પોતાના હાથમાં એક પુત્રને લેઇને તે અતિથિ પાસે આવીને બોલ્યો કે, મારી ચિંતા હવે દૂર થઈ છે. મારી સ્ત્રીએ હમણાંજ આ બાળકને જન્મ આપ્યોછે. ઈશ્વર તેને સદા સુખી રાખે. પછી તે કુમળા બચ્ચાને પોતાના હાથમાં લેઇને તે અતિથિ બોલ્યો કે આ છોકરાની મુખમુદ્રા ઉપરથી જણાયછે કે તે ઘણો ભાગ્યશાળી નીવડશે.

પછી એ છોકરાને તેની માતાના સ્વાધિનમાં પાછો આપી આવીને તે ખેડૂત ઘાસની પથારી પર સુતો અને અતિથિને પણ પોતાની પાસે સૂવાનું કહ્યું. થોડીવારમાં તે મીઠી ઉંઘમાં પડયો પણ ઇવાન રાજાને તત્કાળ ઉંઘ આવી નહીં. તે અનેક પ્રકારના વિચારમાં નિમગ્ન થયો હતો. ઝુંપડીમાં સર્વ શાંત હતું. અને ઘરનાં તમામ માણસો નિરાંતથી ઉંઘતાં હતાં. થોડી વાર પછી ઇવાન રાજા પણ નિદ્રાવશ થયો.

પ્રાતઃકાળે તે ઉઠયો, અને તેણે ઘરધણીને કહ્યું કે—મારા ભલા મિત્ર, મારે આ વખતે મોસ્કો જવું છે. ત્યાં મારો એક ઉદાર મિત્ર રહેછે, તેને હું તમારા પરગજુપણાની ખબર આપીશ અને તમારા આ નવા જન્મેલા પુત્રનો (God father) 'ધર્મ પિતા' થવાને હું તેને કહીશ. હું તમને ખાતરીથી કહુંછું કે તે મારી ભલામણ માન્ય રાખ્યા વિના રહેશે નહીં. હું ત્રણ કલાકમાં પાછો આવુંછું, માટે તમે જરૂર મારી રાહ જોજો.

ઉતાવળા થશો નહીં.

ત્રણ કલાક વીતી ગયા પણ તે અતિથિ તેની કબૂલત પ્રમાણે પાછો આવ્યો નહીં, ત્યારે તે ખેડૂતે તેની આશા મૂકીને પોતાના પુત્રને ધર્મ મંદીરમાં લેઈ જવાની તૈયારી કરવા માંડી. પછી એ દીકરાને લેઇને જેવો તે બહાર નીકળવા જાયછે તેવોજ ઘોડાઓનો હણહણાટ અને ગાડીઓ-ઓનો ખણખણાટ તેના કાને પડયો. તેણે શેહેનશાહના સ્વારોને છેટેથી ઓળખ્યા, તેથી તે પોતાના ઘરનાં માણસોને કહેવા લાગ્યો કે, ચાલો સૌ બહાર આવો; આપણો શેહેનશાહ આ રસ્તેથી જાયછે તે જુઓ. તે આમ કહેછે એટલામાં રાજાની સ્વારી તેના ઘરની પાસે આવી પહોંચી. ભભ-કાદાર ગાડીનું બારણું ઉઘાડી શેહેનશાહ તેની સન્મુખ આવી ઉભો રહ્યો અને બોલ્યો કે—માયાળુ મિત્ર, તમારા પુત્રને મારી પાસે લાવો. મેં કાલે રાતે તમને કબૂલત આપી હતી તે પ્રમાણે હું એનો 'ધર્મ પિતા' થઇશ. એ સાંભળીને તે ખેડૂત તો સ્તબ્ધ થઇ ગયો. શેહેનશાહ આમ કેમ બોલે છે તે એ જરાએ સમજી શકયો નહીં. રાતે પોતાને ત્યાં અતિથિ આવ્યો હતો તે આ શેહેનશાહ પંડે હતો એવો તેને હજી પણ વિચાર આવ્યો નહીં.

પછી શેહેનશાહે કહ્યું કે-તમારી અચરતી હુંજ ભાગી કરૂં. કાલે તમારે ત્યાં અતિથિના રૂપમાં હું જાતેજ આવ્યો હતો. તમે આવી ગરીબ સ્થિતિના છતાં મારો જે સ્નેહભાવથી સત્કાર કર્યો હતો, તેથી મને સંતોષ થયોછે. હવે હું મારી ફરજ બજાવવા આવ્યોછું. તમને મોટી પદવી આપીને તમારૂં હમણાંનું સુખ હું લૂટી લેવા માગતો નથી. તમને થોડીક ગાયો, એક મોટું ખેતર અને વધારે સગવડવાળું એક મકાન હું આપીશ. એમ કહીને તે પેલા છોકરાને દેવળમાં લઇ ગયો અને ત્યાં તેનો 'ધર્મપિતા' થવાનું પોતે કબૂલ કીધું.

થોડી મુદત પછી શેહેનશાહ તે બાળકને પોતાના દરબારમાં તેડી ગયો, તેને સુશિક્ષિત કર્યો, અને પછી તેને ઉંચા દરજ્જાની નોકરી આપીને ન્યાલ કીધો. એ ખેડૂતને પોતાના પરગજુપણાનો ઉત્તમ બદલો મળ્યો તેથી આપણે

પણ ઘણો સંતોષ પામીશું. અતિથિનો યોગ્ય સત્કાર કરવો એ કાર્ય ઉત્તમ છે.

सुकृत्य एज संपत्ति.

## ઇંગ્લાંડની એક કંગાળ સ્ત્રી.

એક વાર ઇંગ્લાંડનો એક વકીલ પોતાના શેહેરમાંથી ઘણે છેટે આવેલા લેંકેશાયર તરફના એક પહાડી સ્થળ ભણી જવા નીકળ્યો. ત્યાં કાંઇ ઘણીજ ઉતાવળનું કામ હતું. કેટલાએક ગાઉલ ચાલ્યા પછી તેને બહુજ ભૂખ લાગી. પોતાની સાથે ખાવાનું લેવાને તેનો નોકર ભૂલી ગયો હતો. આસપાસ જંગલ હતું તેથી ત્યાંથી તેને કાંઇ જમવાનું જડી શકે તેમ નહીં હતું, તેથી તે વકીલ ઘણી ફિકર કરવા લાગ્યો, એટલે તેના માણસે કહ્યું કે પેલી છેટે એક ઝુંપડી જણાયછે ત્યાં જઈને તપાસ કરીએ તો ત્યાંથી વખતે કાંઈ પણ ખાવાનું મળી શકશે. એ સાંભળીને તે વકીલ તરત તે તરફ ગયો અને ત્યાં જઇને જોયું તો એક ગરીબ સ્ત્રી પોતાનાં ૭ છોકરાં સાથે બેઠી હતી, તે આ ભવ્ય દેખાવના માણસને પોતાની ઝુંપડી પાસે આવેલો જોઈને ઘણું આશ્ચર્ય પામી.

પછી તે વકીલે વિનયવાણીથી તેને પૂછ્યું કે, બાઇ, અહીંયાં મને કાંઈ ખાવાનું મળશે ? મને બહુજ કડકડીને ભૂખ લાગીછે. ગમેતેવું હલકું ખાવાનું હશે તોપણ ચાલશે, કેમકે મારાથી હવે ભૂખ્યા રહી શકાય તેમ નથી.

ત્યારે તે ભલી બાઇએ જવાબ આપ્યો કે, બીજું તો અત્યારે મારા ઘરમાં કશું ખાવાનું નથી, પણ મેં હમણાંજ બીગબેરી ફળનું એક કેક બનાવ્યુંછે તેમાંથી હું તમને થોડુંક ખાવા આપું. તમે ઝુંપડીમાં આવો અને ખુશીથી જમો.

વકીલ બોલ્યો—બીગબેરીનું કેક, એ તો બહુ મજાનું; મને તે બહુ ભાવશે. અને વળી તે તાજું છે એટલે ઘણી મજા પડશે. બાઇ, તમારી મેહેરબાનીને માટે હું તમારો ઉપકાર માનુંછું. લાવો તે કેક મારી પાસે, એ-

ટલે તે ખાઇને હું મારી ભૂખ મટાડું.

તેની ઇચ્છા પ્રમાણે તે કેક તરત તેની પાસે મૂકવામાં આવ્યું, એ-ટલે તે તરત ખાવા મંડી ગયો. કંઇ પણ બોલ્યા વગર એ કેકના એક પછી એક કકડા તે મોઢામાં મારવા લાગ્યો. હવે માત્ર થોડુંજ કેક બાકી રહ્યુંછે એવું જોઇને તે અબળાનાં છોકરાંઓ એકદમ કકળી ઉઠયાં કે—અરે મા, જલદી અહીં આવ, આ પરોણો તો અમારૂં આખું કેક ખાઈ જવા બેઠોછે.! એ અમારે માટે જરાપણ રાખતો નથી ત્યારે પછી અમે શું ખાઇશું? એ સાંભળીને પેલો વકીલ સખેદાશ્ચર્ય પામ્યો, પછી બાકીનું કેક પડતું મૂકીને તે બોલ્યો કે—અરેરે! ત્યારે શું હું આ નાનકડાં બાળકોનું કેક ખાઈ જ-ઉંછું? અફસોસ! પછી તેણે પેલી બાઇ તર્ફ નજર ફેરવીને પૂછ્યું કે બાઇ આ વાત મેહેરબાની કરીને મને વિગતથી સમજાવ.

તે ગાયાળુ સ્ત્રીએ જણાવ્યું કે એ કેક મેં મારાં આ ગરીબડાં બા-ળકોને માટેજ બનાવ્યું હતું. આથીનેપોથીમાં આજે અમારા ઘરમાં માત્ર એક શેર આટો હતો તેથી મેં આ છોકરાંઓને કહ્યું હતું કે, તમે મેદા-નમાં જઈને થોડાં વીમબેરી ફ્ળ વીણી લાવો તો હું તમને એક કેક બ-નાવી આપું. તે પરથી તેઓ હોંસથી તે ફળ વીણી લાવ્યાં એટલે મેં તેમના સારૂ એ કેક બનાવ્યું હતું. થોડા વખત પછી હું તે તેમને ખાવા આપનાર હતી એટલામાં તમે આવ્યા. તમારી માગણીથી મેં તે તમને આપ્યું એટલે આ કંગાળ બાળકો કકળી ઉઠે એમાં જરાએ નવાઈ નથી. તેમને આપવા માટે મારા ઘરમાં હવે બીજું કાંઇ ખાવાનું નથી. મારા ઘરમાં નથી હવે આટો કે તે નાખીને બીજું કેક બનાવી આપું, કે નથી કશા પૈસા કે તેમને બીજું કાંઇ ખાવાનું આણી આપું. હશે. ફિકર નહીં. તમારી ક્ષુધા શાંત પડી એટલે હું સંતોષ પામીશું. ઇશ્વર અમને આપી રહેશે. તમે ફિકર કરશો નહીં.

એ સાંભળીને વકીલ બોલ્યો કે તમે મને આગળથી વાત ન કરી એટલે હું લાચાર છું. હું ગમે તેટલો ભૂખ્યો હતો તોપણ આવી વાત જો

મેં આગળથી જાણી હોત તો તે હું કદી ખાત નહીં; પણ હશે, થવાનું હતું તે થયું. હવે તેનો પસ્તાવો કરવો વૃથા છે; પછી પોતાના ગજવામાંથી સોનાનો એક સિક્કો કાઢીને તેણે તે પરગજુ બાઇના હાથમાં મૂકીને વિનંતિ કરી કે—બાઈ, તમે મારા પર મેહેરબાની કરીને આ બાળકો માટે તરત કાંઇ ખાવાનું લાવી આપો, એટલે તેઓ તે જમે. પછી એ ભલી બાઇનો ભારે ઉપકાર માનીને તે વકીલ ત્યાંથી વિદાય થયો.

---

## પ્રજાપ્રેમી રાજા.

### ત્રિજો જયોર્જ.

ઇંગ્લાંડનો બાદશાહ ત્રિજો જયોર્જ એક દિવસે ચેલ્ટનહામમાં ફરતો હતો, તેવામાં તેની પાસે થઇને એક ખેડૂત દોડતો જતો હતો. બાદશાહે તેને ઉભો રાખીને પૂછ્યું કે—ભલા માણસ, આટલી બધી ઝડપથી તું ક્યાં જાયછે? તારા શરીરપર પરસેવો વળ્યોછે ને તું હાંફેછે. આટલું બધું તે શું કામ છે? તે ખેડૂતે પ્રત્યુત્તર આપ્યો કે હું આપણા નૃપતિને નિરખવા જાઉંછું. એ સાંભળીને બાદશાહે તેના હાથમાં દશ રૂપિઆનો સિક્કો મૂક્યો ને બોલ્યો કે લે મિત્ર, આ તારી મેહેનતનો બદલો. તું હવે નિરાંતે તારે ઘેર જા. એ સાંભળીને તે ખેડૂત બોલ્યો કે—શેઠ, મેં હજી બાદશાહને જોયો નથી, જે આશાથી હું ઘેરથી નીકળ્યોછું તે આશા અદ્યાપિ ફલિભૂત થઇ નથી, તેમ છતાં તમે કહોછો કે તું તારે ઘેર પાછો જા, એ કેમ બને? બાદશાહે હસીને ઉત્તર આપ્યો કે—ભલા માણસ, બાદશાહ પોતેજ તને આવી મળ્યોછે અને તું તેની સાથે વાત કરેછે. એ સાંભળીને ખેડુત ખૂબ ખુશી થયો અને બાદશાહનો બહુ આભાર માનીને ત્યાંથી ચાલ્યો ગયો.

---

## ઇરાનનો એક શાહ.

ઇરાનનો આગલો એક શાહ પોતાની રૈયતની રાવ સાંભળવાને અ-

હવાડીઆમાં ત્રણ વખત બેસતો હતો. અરજદારને તેની પાસે આવતાં જો પોતાનો કોઇ નોકર ચાકર એઓને અટકાવતો તો તે તેને સખ્ત શિક્ષા કરતો હતો. એવા અંતરાય કરનાર અપરાધીને તે ગધેડાપર બેસાડીને ચકલે ચકલે ફેરવતો હતો.



## પ્રજાપાલક રાજા.

### શેહેનશાહ આડ્રીઅન.

એ પરાક્રમી અને સ્વદેશ હિતચિંતક બાદશાહે જ્યારે જાણ્યું કે પોતાનું રાજ્ય એટલુંબધું છે કે તેનો જોઈએ તેવો બંદોબસ્ત રાખી શકાશે નહીં, ત્યારે તેણે જીતેલા દૂરના રાજ્યો પોતાની ખુશીથી છોડી દીધાં. પછી તે પોતાના રાજ્યમાં ચોતર્ફ ફરવા લાગ્યો. મુસાફરી કરવાની તેની મતલબ માનભરેલી હતી. પોતાની પ્રજાની સ્થિતિનું તે લક્ષપૂર્વક અવલોકન કરતો અને તેમની વાજબી હાજતો તે પૂર્ણાનંદથી પૂરી પાડતો હતો. તેણે પોતાના રાજ્યમાં ફરવાને એક બે નહીં પણ સત્તર વર્ષ ગાળ્યાં હતાં અને તેણે પોતાની પ્રજાનો અતિશય પ્રેમ જીતી લીધો હતો. રૈયત તેને પોતાના પિતા સમાન સમજતી. તે પોતાના રાજ્યમાં એટલી તો ઝડપથી ફરતો કે તે ક્યાં છે તે વિષે તેની રૈયત કે રાજ્યાધિકારીઓ ભાગ્યેજ જાણતા હતા. આજે તે એક સ્થળે હોય તો બે ચાર દહાડા પછી તે ઘણાજ દૂરના પરગણામાં જઇ આવ્યો હતો એમ ઘણે દિવસે ખબર પડતી. ગમે તે પ્રાંતમાં તે ઓચિંતો જઇને ત્યાંના સત્તાવાળાઓનું કામ તપાસતો, તેમાં જો તેઓની કશી કસુર માલમ પડતી તો તે તેઓને ઘટતી શિક્ષા કરતો હતો. તે કહેતો કે તાબાની પ્રજાને વાજબી ઈનસાફ આપવો એ ઇશ્વરી ફરજ છે. રૈયતને જો પુરતો સંતોષ આપી શકાય નહીં તો રાજ્ય કરવું કામનું પણ શું! પોતાની રૈયતને સુખ આપવામાં તેની અપૂર્વ કાળજી અને મેહેનત હતી, એટલુંજ નહીં પરંતુ વિદ્યાહુનરમાં પણ તેણે બહુજ

કુશળતા મેળવી હતી. તે ઉત્તમ પુસ્તકોનું અધ્યયન કરતો; અને વાંચતો તે કદી વિસરતો નહીં. તે કવિ અને તત્વવેત્તા હતો. વૈદકશાસ્ત્રી તરીકે વિખ્યાત હતો. ગાયન કળામાં એક્કો હતો. સીસરોને ભૂલાવે તેવો તે ભાષક હતો. વળી તે કેટલાક મહાન્ વિદ્વાનોનાં પુસ્તકમાંથી પણ ભૂલ દર્શાવી આપતો હતો. એવી અનેક કળા પ્રવીણ અને તે સાથે પ્રજાભક્ત પાદશાહ પૃથ્વીપર જવલ્લેજ થયા હશે. ન્યાયી આડ્રીઅને પોતાનું નામ નિશ્ચળ રાખ્યુંછે. ધન્ય છે તેને ! પૂર્ણ ભાગ્યશાળી પ્રજાનેજ એવા પરમ પુનિત પાદશાહ પ્રાપ્ત થાયછે.

---

# પ્રજાદ્રોહી.

## નીરો.

" There appears to exist a greater desire to live long than to live well! measure by man's desires he cannot live long enough; measure by his good deeds, and he has not lived long enough; measure by his evil deeds, and he has lived too long".

*Zimmerman.*

" સારૂં કરતાં લાંબું જીવિત ભોગવવાની તૃષ્ણા વધારે જોવામાં આવેછે. માણસની જીંદગી આશા રૂપી પ્રવાહથી માપો તો જણાશે કે તે જોઇએ તેટલો લાંબો વખત જીવી શકતો નથી; તેનાં સદ્કર્મોથી માપો તો તે જોઈએ તેટલો લાંબો વખત જીવ્યો નથી; પણ જો તેનાં દુષ્ટ કર્મોથી માપો તો તે ઘણો લાંબો વખત જીવ્યોછે." **ઝિમરમૅન.**

આ અતિશય ઘાતકી દિલનો બાદશાહ યુરોપખંડના ઈટાલી દેશના રોમ શેહેરમાં થઈ ગયોછે. તે કલાદીઅસ પછી ગાદીએ બેઠો હતો. કલાદિઅસ બાદશાહે પોતાની એક સ્ત્રીને મારી નાખીને એગરીપીના નામની ઓરત સાથે લગ્ન કર્યું તેના આગલા ભરથારથી ઉત્પન્ન થયેલો આ કમબખ્ત નીરો હતો.

નીરોને જલદીથી રાજગાદી મળે એટલા માટે તેની મા એગરીપીના, ક્લાદીઅસ પાદશાહને અતિશે દુઃખ આપતી હતી. તેથી તેણે એક વાર દારૂના કેફમાં એગરીપીનાને કહી દીધું કે—કોણ જાણે મારા નસીબમાં એવુંજ લખેલુંછે કે પેહેલાં સ્ત્રીઓનું દુઃખ ખમવું અને પછી તેઓને ગરદન મારવી.

એથી એગરીપીનાને ધાસ્તી લાગી કે હવે જો હું ગફલતીમાં રહીશ તો મારા જીવનું પણ જોખમ થયા વગર રહેશે નહીં. માટે બેહેતર છે કે કાંઈ પણ યુક્તિ કરી થોડા વખતમાં બાદશાહને ટુંકો કરી દઉં.

આવો વિચાર કરી તેણે લોકસંતા નામની એક નિર્દય ને દાવતરાંખોર સ્ત્રીને મોટી લાલચ આપીને તેને હાથે બાદશાહના ભોજનમાં ઝેર નખાવ્યું. તેથી જમતાં જમતાં બાદશાહ ઢળી પડયો. આ વાત લોકોના કળવામાં ન આવે માટે તે બાપોકાર કરવા લાગી, અને લોકસતાની મારફતે આગળથી સંકેત કરી રાખેલ એવા એક દાકતરને તેડી મંગાવ્યો. તેણે આવીને ઉલટી કરાવવાને બ્હાને બાદશાહના ગળામાં એક ઝેરી પીછું ફેરવ્યું એટલે તે બાપડાના પૂરેપૂરા રામ રમી ગયા.

ક્લાદીઅસના મરણ પછી આ કપૂત અને નરાધમ નીરો ગાદીપતિ થયો. છોકરાં પર બાપ કરતાં માની અસર વધારે થાયછે એમ કહેવાયછે તે ખોટું નથી. ખૂની સ્ત્રીનો દીકરો દયાળુ થાય એમ ભાગ્યેજ બનેછે. ઘાતકીનાં તો કેટલી વાર ઘાતકીજ થાયછે.

તખ્તપર બેઠો ત્યારે એક ગુન્હેગારને ફાંસીની શિક્ષા કરવા સારૂ તેને સહી કરવી પડી, ત્યારે આ ક્રૂર સ્વભાવનો બાદશાહ બોલ્યો હતો કે—"અરે હું લખવાજ નહીં શીખ્યો હોત તો કેવું સારૂં? મારા જાત ભાઈનો અમૂલ્ય પ્રાણ કાઢવા મારે હાથે સહીતો ન કરવી પડત?" પણ તેની એ ઠગાઇ ઘણી વાર સુધી છાની રહી નહીં.

જે માએ પોતાના પતિને પરલોકમાં પધરાવી દઇ નીરોને રાજ્ય ગાદી અપાવી હતી તે માનેજ એણે મારી નખાવી. પછી તેના મડદા ત-

ર્ નજર કરીને તે બોલ્યો હતો કે—"મારી મા આગળ કદી આટલીબધી ખુબસુરત દેખાઇ નહોતી !

વળી તેણે પોતાની ઓકટેવીઆ નામની સ્ત્રી, સેનેકા નામના પંડિત, લુકાન નામના કવિ, અને એ સિવાય બીજાં હજારો માણસોને નિર્દયપણે કતલ કરાવ્યાં હતાં. માણસ મારવાં એ તેના મનથી તો જાણે બચ્ચાંની એક રમત સરખું હતું.

દુર્ભાગ્યે નીરો એક દિવસ તવારીખના એક પુસ્તકનાં પાનાં ફેરવતો હતો, તેમાં ટ્રોય નગર બળી ગયાનો કમકમાટ ઉપજાવે તેવો હેવાલ તેના વાંચવામાં આવ્યો, તે પરથી આ કમબખ્ત બાદશાહને એવી અધમાધમ ઇચ્છા ઉત્પન્ન થઈ કે—જ્યારે આખું નગર બળે ત્યારે ભડકા કેવા મોટા થતા હશે ! લોકો કેવી કીકીઆરીઓ પાડતા હશે ? મોટાં મોટાં મકાનો જમીનદોસ્ત થતાં કેવા જબરા ધડાકા થતા હશે ? ધુમાડો કેટલા જોસ્સ- માં નીકળતો હશે ? નિર્દોષ બચ્ચાંઓ, લૂલાં લંગડાઓ અને અશક્ત આદમીઓ આગમાં કેવી રીતે બળી મરતાં હશે, અને લોકોની કરોડો રૂ- પિઆની માલમિલ્કત કેવી રીતે નાશ પામતી હશે, એવીએવી બાબતો હું મારી નજરે જોઉં તો ઠીક. અરે આ દુનિઆમાં અવતાર લઇને નાની નાની ગમતો તો મેં ઘણીએ જોઇ પણ તેમાં કશો દમ ન મળે. આખું શેહેર સળગતું જોવું એ ગમત સૌથી મોટી છે, માટે એવી ગમત જો ન જોઉં તો હું એક શેહેનશાહ શાનો ? પછી તેણે પોતાના સિપાઈઓને હુકમ કર્યો કે જાઓ સિપાઇઓ, ઉઠો મારા બહાદુર પેહેલવાનો, હાથમાં મસાલો લઇને આ છેડાથી પેલા છેડા સુધી આપણું શેહેર સળગાવી આવો. હજુરના મોઢામાંથી જેવો હુકમ નિકળ્યો કે તરતજ જંગલી સિપાઈઓએ શેહેરને અગ્નિસંસ્કાર કર્યો, તેથી રોમના પુરાતન મિનારાઓ અને બીજાં ભવ્ય મકાનોમાંથી આગના ભભકા જોસ્સબંધ નિકળવા લાગ્યા. લોકોએ ચોગરદમ રોકકળ કરવા માંડી, જ્યાં ત્યાં મોટી મોટી ઇમારતો પડવા લાગી અને આખા શેહેરમાં ત્રાહે ત્રાહે વર્ત્તી રહ્યો. ત્યારે પોતાના મનની મુરાદ

માર પડેલી જોઇને નીરો બાદશાહને ઘણીજ ગમત અને ખુશી ઉપજી. તે ઘણાજ ખુશ ગિજાજમાં આવી જવાથી સારંગી લઇને પોતાની અગાશીમાં ઉભો રહ્યો, અને ટ્રૉય નગરની આગ બાબત એક કવિએ ગાયન જોડયું હતું તે ગાયન ઘણાજ મધુર સ્વરે લલકારતાં નીરો બાદશાહ પોતાનો આ મનગમતો દેખાવ નિરખવા લાગ્યો !!!

રોમ શેહેર કાંઇ નાનું નહોતું કે આ ત્રાસ ઉપજાવે તેવો દેખાવ જલદી પૂરો થાય. આગ આખા નવ દિવસ સુધી ચાલી. જ્યારે બળીને સઘળું ભસ્મ થઇ ગયું, ત્યારે નીરો બાદશાહે પોતાના ખરચે મહોલ્લાઓ અને ઘરો વગેરે બાંધવાનું શરૂ કીધું. તેણે પોતાને રહેવા માટે એક મેહેલ બંધાવ્યો અને તેને સોનાનો મેહેલ એવું નામ આપ્યું. તે મેહેલને માટે એવું કહેવાએલું છે કે તેનાં નળિઆં સોનાનાં હતાં. મેહેલની અંદરની દીવાલો ઉપર સોનાનો ઢોળ ચડાવેલો હતો, તથા છીપ અને હીરાથી તેને મઢી લીધેલી હતી. તેના ઓરડાની શિલીંગ તમામ હાથીદાંત અને સોનાના જડાવથી શણગારેલી હતી. અને તે મેહેલમાં જમવા બેસવાના ઓરડાની શિલીંગ એવી ગોઠવણથી ફરતી બનાવી હતી કે ત્યાં જમવા બેસનારાપર અત્તરનાં ટીપાં ટપકતાં અને સુગંધી પુષ્પની વૃષ્ટિ થતી હતી!

નીરો ઘણો અનીતિવાન હતો. રાતની વખતે તે બાદશાહી મેહેલ છોડી અનીતિનાં મથકોમાં ફાંકડો બની ફરતો હતો. ખેલાડીનો વેષ લઇ નાટકશાળામાં જઈ ચેટક કરવાને પણ તે ચૂકતો નહીં. તે એટલો તો લખલૂટ ખરચાળ હતો કે સોનેરી કસબની જાળ લઇ માછલીઓ મારવા જતો અને એક વખત પેહેરેલો પોશાક તે ફરીથી કદી પણ અંગે અડાડતો નહોતો.

રોમને બાળી નાખવાનું તહોમત પોતાને માથે નહીં આવે એટલા માટે એ કામને માટે તેણે કેટલાએક ખ્રીસ્તિઓને દોષિત ઠરાવ્યા. પછી તે ખ્રીસ્તિઓને તેણે કેવા નિર્દયપણે મારી નખાવ્યા તે જુઓ.

જેટલા ખ્રીસ્તિઓને મારી નાખવા હતા તેટલા તેણે પોતાના બાગમાં

થાંભલા ખોડાવ્યા. પછી દરેક થાંભલે એકેક ખ્રીસ્તિને બાંધીને તેઓનાપર ચરબી ચોપડી બાળી મૂકવાનો હુકમ કર્યો. દરેક થાંભલાને આગ લગાડતાં તેઓ બાપડા દીવીની પેઠે બળીને ખાખ થઇ ગયા. એ પ્રમાણે જ્યારે બાપડા નિરપરાધી માણસો બળતા હતા ત્યારે તેના પ્રકાશની મોજ ભોગવવા નીરો બાદશાહ બાગમાં આમથીતેમ ફરતો હતો.

આવાં અઘોર પાપ કરનાર દુષ્ટ પાદશાહના દહાડા હવે ભરાઇ રહેવા આવ્યા. ગાલબા નામનો એક સરદાર લશ્કર ઉભું કરીને રોમ તર્ફ ધશી આવ્યો. રૈયત બાપડી દુઃખમાં રોળાઈ ગઇ હતી અને તે પોતાનો બચાવ કરનારની રાહ જોતીજ બેઠી હતી. હિંમતવાન શેહેરીઓ ગાલબાના લશ્કર સાથે ગળી ગયા ને તેઓએ બળવો કર્યો. નીરો જમતો હતો તેવામાં તેને એ વાતની ખબર પડી એટલે તેણે પોતાની પાસે પડેલ કાચના વાસણ ભાગી નાખ્યાં, ટેબલને લાત મારી ઊંધું વાળ્યું, પોતાનાં કપડાં ફાડી નાખ્યાં અને પગ પછાડ્યા; પછી તે માથું કૂટતાંકૂટતાં બેશુદ્ધ થઇ જમીનપર પડ્યો. ત્યાંથી પાછો તે તરત ઉઠ્યો અને એક નાની દાબડી જેમાં ઝેર ભરેલું હતું, અને જે દાબડીને આગળ હાથ લગાડવાને તે બીતો હતો તે તેણે મંગાવી, અને પોતાના હાથમાં રાખી; પછી ઉઘાડે પગે અને અરધે નાગે શરીરે તે બળવાખોરોથી બચી જવા માટે મીસર દેશ તર્ફ નીકળી જવા ત્યાંથી નાઠો.

નાસતાં નાસતાં તે ટાઈબર નદી આગળ આવી પહોંચ્યો. તેમાં પડીને આપઘાત કરવાનો તેણે વિચાર કર્યો, પણ તેમ કરવાની તેની હિંમત ચાલી નહીં; એવામાં તેને પોતાનો એક મિત્ર મળ્યો, તેણે નીરોને પોતાનો ઝભ્ભો અને ઘોડો આપીને કહ્યું કે—રોમનો કબજો ગાલબાએ લીધોછે, અને લોકો ખુશીથી તેને શરણે થયાછે. વળી તેણે જણાવ્યું કે નવા શેહનશાહે હુકમ કર્યોછે કે નીરોને પકડીને રોમ શેહેરની ગલ્લીએ અને ચકલેચકલે નાગો ફેરવવો તથા મરણતોલ થાય ત્યાંસુધી ચાબકે ને ચાબકે મારવો, અને પછી એક ટેકરાપરથી ગબડાવીને મારી નાખવો. માટે મારા ઘર ત-

દૂ કે બીજે જ્યાં તારી મરજી પડે ત્યાં નાસ. ઢીલ ન કર. તને પકડવા માટે ચોગરદમ ટુકડીઓ ફરેછે. જો જીવતો પકડાઇશ તો તારી પૂરેપૂરી કમબખ્તી થઈ સમજી લેજે.

એ વાત સાંભળીને તે ત્યાંથી જીવ લઇને પોતાના મિત્રના ઘર ભણી નાઠો. તેને એટલી તો ધાસ્તી લાગી ગઇ હતી કે—નીરોને પકડો, નીરોને પકડો, એવા ભણકારા તેને વારંવાર સંભળાતા હતા. એમ કરતાં તે ધારેલે મુકામે આવી પહોંચ્યો. ઘોડા પરથી નીચે ઉતરી તેણે પોતાના પગમાંથી કાંટા કાઢવા માંડયા. મોટીમોટી શૂળો પગમાં પેશી જવાથી લોહીલોહાણ થઇ ગયું હતું. હવે તે અનેક રીતના વિચાર કરવા બેઠો પણ તેમાં શું વળે? પછી તેના મિત્રે આવી ખબર આપી કે તને શોધી કાઢવા માટે પાદશાહી ટુકડી આસપાસ ફરેછે માટે મારા ઘરમાં એક ખાડો છે તેમાં તું પેશી જા. નીરોએ જવાબ આપ્યો—જીવતા જીવે મારાથી કબરમાં તો નહીં પેસાય. આસપાસના માણસોએ તેને સમજાવ્યો કે હવે તારૂં આવી બન્યુંછે. તને કોઇ સંઘરે તેમ નથી. જો જીવતો હોઇશ તો વેહેલો કે મોડો દુશ્મનના હાથમાં પકડાઈ બેહાલ થઇ માર્યો જઇશ, માટે બેહેતર છે કે તારે ગમે તે રીતે તારી જીંદગીનો અંત આણવો જોઇએ. પછી નીરોએ હુકમ કર્યો કે મારા શરીરનું માપ લઇ એક ઘોર તૈયાર કરો. વળી તેણે લાકડાની ચીતા કરાવી તેમાં આગ સળગાવવાનો હુકમ કર્યો. એ સઘળી તૈયારી થઇ ત્યારે તે રડી પડયો અને જીવ શી રીતે કઢાશે તેના વિચારમાં તેને બેહદ દુઃખ ઉત્પન્ન થયું. તે આસપાસ ઉભેલા લોકોને કહેવા લાગ્યો કે—અફસોસ મારા મોત ઉપર, કે મારા જેવો હોંશિઆર અને કાબેલ નર દુનિયા ખૂએછે." ત્યારે લોકો તેને ઠપકો આપવા લાગ્યા કે તમે ન કહો તોપણ તમારી કાબેલિઅત અને હોંશિઆરી લોકોથી કાંઇ અજાણી રહી નથી અને રહેશે પણ નહીં, પરંતુ મરવાને આટલું બધું બીવું એ તમારા જેવા કાબેલ નરને છાજતું નથી! પછી નીરોએ કહ્યું કે મારો જીવ શી રીતે કાઢવો

તે મને માલમ નથી, માટે પેહેલાં તમારામાંના કેટલાક આપઘાત કરો એટલે તેનો દાખલો જોઇને મને હિંમત આવે! એવામાં લશ્કરી ટુકડી પકડવા આવતી દેખાઇ, એટલે નીરોએ ધૂજતે હાથે ખંજર હાથમાં લીધું ને તે અમરથું ગળા ઉપર મૂક્યું. એ ખંજર ભોકવાની તેનામાં હિંમત નહોતી, તેથી પાસેના એક જણે તેનો હાથ જોરથી પકડી તેને હાથેજ ખંજર જોરથી ભોકાવ્યું, એટલે નીરોનો પ્રાણ નીકળી ગયો. "કરણી એવી પાર ઉતરણી" એ કાંઇ ખોટું નથી. નીરો ૧૮૦૦ વર્ષ પર થઇ ગયો.



## અનુકંપા.

### આલફ્રેડ ધ ગ્રેટ.

"જેઓના દિલમાં અન્યના દુઃખ માટે અનુકંપાનું ઝરણ અસ્ખલિત વહ્યા કરેછે, તેઓ પોતાના સંકટો માટે ફરિયાદ કરવામાં સર્વેથી છેલ્લા હોયછે."

ઇંગ્લાંડનો એ રાજા પોતાના અનેક ઉત્તમ ગુણને માટે સૃષ્ટિમાં પોતાનું શુભ નામ મૂકી ગયોછે.

એ રાજાનો દેશ એકવાર ડેનમાર્કના રાજાએ જીતી લીધો હતો ત્યારે તે પોતાના કેટલાએક નિમકહલાલ નોકરો સાથે બહાર ભટકતો હતો. એક વાર તે જંગલમાં પોતાનું મુકામ નાખીને પડયો હતો, તે વખતે તેની પાસેથી સઘળો ખોરાક ખૂટી જવાથી તેને છાવણીમાં રાખીને તેના માણસો તે વિષે શોધમાં બહાર નીકળી પડયાં હતાં. આલફ્રેડ પાસે માત્ર એક પાંઉ બાકી હતું. એ કાળે એના માણસો કાંઈ ખોરાક ન લાવે તો તે દિવસે ફકત એકજ પાંઉ ઉપર પોતાનો અને પોતાની રાણીનો ગુજારો કરવાની તેની ધારણા હતી. એવામાં એક ભૂખે મરતો ભીખારી તેની પાસે ભીખ માગવા આવ્યો. તેણે દીનતાથી કહ્યું કે હું ત્રણ દિવસનો ભૂખ્યો છું તેથી તમે મને કાંઇ ખાવાનું આપશો તો ઈશ્વર તમારૂં સારૂં કરશે. મારી ગરીબની આંતરડી ઠારશો તો પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. એ સાંભળીને આલફ્રેડના

મનમાં ઘણીજ અનુકંપા ઉપજી તેથી પોતાના પાંઉમાંથી અરધો કકડો ભાંગીને તે પેલા ક્ષુધાતુરને આપવા જતો હતો તેવામાં તેની રાણીએ તેને વાર્યો. તે બોલી કે આપણી પાસે એકજ પાંઉ બાકી છે તેથી આજે આપણા બેનું પણ પેટ પૂરૂં ભરાય તેમ નથી, એમ છતાં તમે એમાંથી અરધું આપી દેશો તો આપણે ભૂખે મરીશું. આપણા માણસો અન્નની શોધમાં ગયાછે એ મારા જાણવાની બહાર નથી, પણ તેઓ અન્ન લેઈનેજ અત્રે પાછા ફરશે એમ કાંઇ નક્કી નથી; માટે આપણને બીજો ખોરાક મળે નહીં ત્યાંસુધી તમે આ પાંઉમાંથી જરા પણ ભાગ આ ભિક્ષુકને ન આપો તો સારૂં. પોતાનું પેટ બાળીને પુણ્ય કરવું એ કામ હું પસંદ કરતી નથી.

રાણીના આવા બોલવા પર તે દયાળુ રાજાએ કશું પણ લક્ષ ન આપતાં પોતાના પાંઉમાંથી અરધો ભાગ તે ભીખારીને આપીને તેને સંતોષ્યો. આલફ્રેડની અનુકંપાનો ઇશ્વરે ઉત્તમ બદલો આપ્યો. થોડીવાર થઇ એટલામાં તેના માણસો પુષ્કળ ખોરાક સાથે છાવણીમાં પાછા ફર્યા. થોડા દહાડા પછી આ ભલો ભૂપતિ દુશ્મનોને હરાવીને પોતાનો દેશ પુનઃ પ્રાપ્ત કરવામાં ભાગ્યશાળી થયો. પોતાની ખાનગી આવકનો અરધો ભાગ તે સખાવતમાં ખરચતો હતો. અનુકંપાયુક્ત માણસને ઇશ્વર સહાય આપ્યા વિના રહેતો નથી. પરાર્થમાં પ્રીતિ રાખનાર પરમેશ્વરની પ્રીતિને પાત્ર છે.

## સર ફીલીપ સીડની.

એ બ્રિટિશ લશ્કરનો શૂરો સરદાર હતો. એક વાર રણભૂમિમાં તેની જંગમાં એક ગોળી લાગવાથી તે ઘાયલ થઈને પડ્યો હતો, તેથી તેને ઘોડા પર નાખીને તેના અનુયાયી તેને પોતાની છાવણીમાં લઈ જતા હતા. પણ રસ્તામાં તેના પિંડમાંથી પુષ્કળ લોહી વહી જવાથી તેને અત્યંત તરસ લાગી, તે વખતે ત્યાં તેને પાણી મળી શક્યું નહીં. થોડે દૂર ગયા એટલે તેનો એક સિપાઇ ઘણીજ શોધ કરીને પાણીનો એક પ્યાલો ભરી

લાવ્યો. એ વખતે ત્યાં થઇને બીજા એક ઘાયલ સિપાઇને લઇ જતા હતા, તે બાપડાને પણ બેહદ તરસ લાગી હતી, પરંતુ જ્યાં પાણીની પૂર્ણ તંગી, ત્યાં તેના જેવા ગરીબની તૃષા કોણ ટાળે? તે બિચારાને ગળે કાંટા પડ્યા હતા તેથી તે પાણી પાણી જંખતો હતો. પછી તેણે પોતાના સરદાર સારૂ આણેલા પ્યાલા તર્ફ ટગરટગર જોવા માંડયું. એ સરદાર જેવો પાણીનો એ પ્યાલો પોતાને મોઢે માંડતો હતો તેવી તેની દૃષ્ટિ પેલા તૃષાતુર સિપાઇ પર પડી, એટલે તે પ્યાલો પોતાના મુખ આગળથી ખસેડીને તે બોલ્યો કે— આ પાણી સત્વર આ ગરીબ સિપાઇને આપો. મારા કરતાં એની ગરજ વધારે છે. એમ કહી એ દયાળુ સરદારે તે સિપાઈને પાણી પીવા આપીને પોતાના ઘોડાને આગળ ચલાવવાનો હુકમ કીધો. સાબાશ છે સર ફીલીપ સીડનીને, કે જેણે પોતાના આત્માથી પણ અનુકંપાને અધિક કિંમતી ગણી.! માણસના મનની વિશાળતાનો પાર કદી પામી શકાતો નથી. 'શોભામાં મોટા' કરતાં સદ્ગુણે મોટા હોય તેમનેજ મોટા સમજવા. મહાન્ ગુણવાન્ હોય તેજ મહાન્ નામ મેળવી શકેછે. સારૂં નામ સંપાદન કરવું એજ સૃષ્ટિમાં જન્મ ધર્યાનું સાર્થક.

---

## અનુકંપાથી આત્માર્પણ.

### ફાધર ડેમીઅન.

"અનુકંપા એ એક ઇશ્વરી આશીર્વાદ છે." **શેકસપિઅર.**

એ ખ્રીસ્તિ ધર્મનો પાદરી હતો. એનામાં અપૂર્વ પરોપકાર વૃત્તિ હતી એમ એનું વૃત્તાંત વાંચીને તમારી પ્રતીતિ થયા વગર રહેશે નહીં.

રક્તપિત્તનો વ્યાધિ અતિ બૂરો, અસાધ્ય અને ચેપી ગણાયછે. એ ઉડતો રોગ છે એમ હવે ઘણાખરાની ખાતરી થઇછે. યુરોપીઅન વગેરે લોકો એવા વ્યાધિગ્રસ્તોને પોતાના દેશ કે શેહેરમાં વસવા દેતા નથી. એવા ભયંકર દરદીઓને રાખવા માટે તેઓએ સેન્ડવીચ દ્વિપનો મોલોકાઇ

ટાપુ ઠરાવેલો છે. એવાં બિચારાં નિરાધાર ને અપંગ દરદીઓની સંભાળ રાખવા માટે ત્યાં જવાની કોઈ સાજું માણુસ કવચિતૂજ હિંમત ધરે; જાણીજોઈને કાળના ડાચામાં કોણ જાય ? અને હાથે કરીને એવા દુષ્ટ રોગનો ભોગ કોણ થાય? મોલોકાઇમાં જવું અને મોતને નિમંત્રણ કરવું એ સરખું મનાયછે; પણ ધન્ય છે પરોપકારી પાદરી ફાધર ડેમીઅનને! એ અનુકંપાનો અર્ણવ ત્યાં જવાને તૈયાર થયો. એના સરખી દયાની પ્રબળ લાગણી બહુજ થોડા મનુષ્યોમાં દૃષ્ટિગોચર થાયછે. રક્તપિત્તીઆ રંક લોકોની બરદાસ માટે તેમના ટાપુમાં જવાની આ મહાત્મા પાદરીએ સરકાર પાસેથી આજ્ઞા માગી જે અંગીકાર કરવામાં આવી. પોતાનો જીવ જોખમમાં નાખીને અનાથ રક્તપિત્તીઆનાં વ્હારે ધાય એવો પરોપકારી પુરૂષ આજસુધી કોઈ નીકળેલો નહીં હોવાથી સુધરેલી દુનિઆમાં ફાધર ડેમીઅનની અતિશય સ્તુતિ થઈ. એવાં દરદીઓના સહવાસમાં જવાથી પોતે સહીસલામત રહેનાર નથી એમ તેને પણ લાગતું હતું, તોપણ તે ડગ્યો નહીં. પ્રાણ કરતાં પરોપકારને તેણે પરમોત્તમ માન્યો, એ કાળે એ દ્વિપમાં દરરોજ દશ બાર દરદીઓ એ દુષ્ટ દરદથી મૃત્યુ પામતાં હતાં. વાલ્સ નામે અપંગ દરદી જે ત્યાં વડો મનાતો તે મરવાની બીકે ત્યાંથી નાશી ગયો હતો.

ફાધર ડેમીઅનની એ ઉચ્ચ લાગણીની માગણી સરકારે સાબાશીની સાથે સ્વીકારી એટલે તે પોતાનાં સગાંવ્હાલાંઓને મળી ભેટીને, અને જાણે પોતે યમપુરીમાં જતો હોય એમ પોતાના ઘરનો ઘટિત બંદોબસ્ત કરીને તે એ ટાપુમાં ગયો. એના કાળજીયુક્ત યત્નથી રક્તપિત્તીઆનાં મરણની સંખ્યા ઘટવા માંડી. ફાધર ડેમીઅન તે ફાધર ડેમીઅન હતો. "**યથા નામા તથા ગુણા**" એ કથન યથાર્થ છે એમ તેણે પોતાના નામ ઉપરથી સાબિત કર્યું. એ ભલો ને પરમાર્થી પાદરી પ્રાણ પરોવીને, પિતાની પેઠે પરમ પ્રેમભાવથી પામર દરદીઓની બરદાસ કરવા લાગ્યો. એ ગયો ત્યારે ત્યાં રક્તપિત્તીઆની સંખ્યા ૭૦૦ થી ૮૦૦ માણસોની હતી. બાર વરસ પર્યંત નિરંતર તેણે એ દરદીઓની તન મનથી સેવા બજાવી. રંગ છે! ફાધર ડેમીઅનની પરોપકારી કરણીને હજાર વાર ધન્ય છે! દરદીઓની તે ચાકરી કરતો, મરતાને દિલાસો આપતો, મુએલાંનાં પ્રેતને

બુમિદાહ કરતો, બાળકોને કેળવતો અને ગરીબોને ઝુંપડાં બાંધી આપતો. ટુંકામાં એટલુંજ કે પોતાથી જેટલી બની શકે તેટલી મદદ તે દરદીઓને આપતો. આ બાર વરસ લગી તેને રક્તપિત્તના વ્યાધિની કશી અસર થઈ નહીં એ ઘણીજ ખુશીની વાત છે, પણ અફસોસ ! બાર વરસ વીત્યાં પછી એકદમ એ દુષ્ટ રોગે તેનાપર હુમલો કીધો. તેનાં દયાપાત્ર દરદીઓનાં દરદનો તે દીનદયાળને વારસો મળ્યો, તોપણ તે ડર્યો નહીં, અને જ્યાં સુધી પોતાના શરીરમાં થોડી પણ સત્તા રહી ત્યાં સુધી તે તેમની સેવા ચાકરી કરવાને પાછો હઠયો નહીં. આવા સર્વોત્તમ પરગજુની તે કયા શબ્દોમાં સ્તુતિ કરીએ ? એને ભયંકર રોગ થયો તોપણ એ રક્તપિત્તીઆના ટાપુમાંથી નાશી જવાનું તેને મન થયું નહીં. પગ, કાન, પાંપણ, આંખ, નાક, ગળું, હાથ અને ફેફસાં એ પ્રમાણે અનુક્રમે એ રોગથી ખવાતાં ચાલ્યાં. માંસ ખવાઇ ગયું અને હાડકાં નીકળ્યાં. અંતે હાલવા ચાલવાની કે વિશેષ બોલવાની પણ શક્તિ નષ્ટ થઈ ગઇ તોપણ કશી હાયવોય કરવાને બદલે તે વખતોવખત વદતો કે—"હવે આ કંગાળ જીવડાઓની કોણ બરદાસ લેશે! આ અનાથ દરદીઓને માટે હું ઘણો ચિંતાતુર છું." ધન્ય છે, સાબાશ છે, એવા પરોપકારી મહાત્માઓને ! પૃથ્વીપર આવા પણ દયાળુ પુરૂષો પાકેછે. ફાધર ડેમીઅન માત્ર નામનો—મોઢાનો ધર્મ ગુરૂ નહોતો. એ પોથીમાંનાં રીંગણાં કરે એવો પાદરી નહોતો. કહેવું કાંઇ ને કરવું કાંઇ એવી એની વૃત્તિ નહોતી. તે માત્ર મુખબોધ આપનાર નહોતો પણ સ્વદૃષ્ટાંત બોધ આપનાર વિરલ નર–પુરૂષ હતો. કહેવા કરતાં કરી બતાવવું એ તેના મનથી અતિ પ્રિય હતું. તે દયાનો દરિઓ હતો. ગરીબોનો બેલી હતો, અને અનુકંપામાં અનુકરણ કરવા યોગ્ય હતો. આ મહાત્માના આશય કેટલા વિશાળ હશે ? એના મરણથી આખો યુરોપખંડ મહા શોકાતુર થયો હતો. એની ધાર્મીક વૃત્તિને માટે જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો. દયા અને પરોપકારની અપ્રતિમ લાગણીને માટે ફાધર ડેમીઅનનું દૃષ્ટાંત અવનિમાં અવિનાશી રહો !

**"दया धर्मको मूल है; पाप मूल अभिमान;**
**तुलशी दया न छांडीए, जब लग घटमें प्रान."**

# દયા.

## વિજયવંત શ્રી વિકટોરિયા.

" No ceremony that to great ones belongs,
Not the King's crown, nor the deputed swords,
The Marshal's trunchion, nor the Judge's robe,
Become them with one half so good a grace,
As mercy does " *Shakespear.*

"જેટલું દયાથી મોટા માણસોનું શરીર શોભેછે તેટલું બીજા કશાથી શોભતું નથી. મહારાજા તેના મુકુટથી, સરદાર તેની સમશેરથી, સેનાધ્યક્ષ તેના સત્તાદંડથી અને ન્યાયાધીશ તેના ઝભ્ભાથી દયાવિના અરધી પણ શોભા પામતા નથી." **શેકસપીયર.**

નામદાર વિકટોરિઆ ગાદીએ બેઠાં પછી થોડા દિવસે ડયુક ઑફ વેલિંગટને સહી લેવા સારૂ એમની સમિપ ફાંસીનું વારંટ મૂકયું, તે વાંચીને તેમનું હૈયું ભરાઇ આવ્યું. માણસ જાતને ફાંસીએ લટકાવવામાં તેમને કેમ સંતાપ ન થાય? તેમણે બહુજ દિલગીર થઇને ડયુકને પૂછ્યું કે હું એને માફ કરી શકું એવો કાંઇ ઇલાજ હોય તો તે કૃપા કરીને મને બતાવો. ત્યારે તેણે જવાબ દીધો કે આપ એટલા બધા દિલગીર ન થાઓ. અપરાધીને માફ કરવાનો આપને સંપૂર્ણ અધિકાર છે. એ સાંભળીને વિકટોરિઆ રાણીએ તે વારંટ નીચે પોતાને હાથે લખ્યું કે-"માફ કરૂંછું." એ ગુન્હેગારની ખાનગી જીંદગી નિષ્કલંક હતી. તેનો વાંક એ હતો કે તે લશ્કરમાંથી ત્રણ વખત નાશી ગયો હતો.

એક વાર મહારાણી વિક્ટોરિયા કશા પણ બાદશાહી દમામ વગર ગાડીમાં બેશીને પોતાના મેહેલ ભણી જતાં હતાં. માર્ગમાં તેમને એક વૃદ્ધ મજાર મળ્યો. એ મજૂરના માથાપર મોટો બોજો હતો, તે તેનાથી બરાબર ઉચકાતો નહોતો. શરીરે અશકત હોવાથી તે બિચારો અડવડીયાં ખાતો ચાલતો હતો. તે જોઇને મહારાણીજીને ઘણીજ દયા ઉપજી; પછી તેમણે તે મજૂરને કહ્યું કે તમારાથી આ બોજો ઉચકાતો નથી માટે તે મારી ગાડીમાં મૂકીને તમે તે પર ચડી બેસો. તે મજૂરને ખબર નહોતી કે આ પ્રમાણે દયા દર્શાવનાર મહારાણી વિક્ટોરિયા છે. તેઓ એક ગાઇલ

ગયાં એટલે તે મજૂરની ઝુંપડી આવી. ગાડી થોભાવીને તે ત્યાંથી ઉતરી પડી મહારાણીને સલામ કરીને બોલ્યો માફ કરજો બાઈ, મેં તમને ઘણી તસદી આપીછે. તે ગયા પછી મહારાણીજી પોતાના મેહેલ તર્ફ પધાર્યાં. નામદાર વિક્ટોરિયા સરખાં અનુપમ દરજ્જાનાં મહારાણી આવી રીતે દયા દર્શાવે એ ઓછું આનંદજનક નથી. તેમની દયાનાં સેંકડો દૃષ્ટાંતો તેમનાં ચરિત્રમાં ઝળકી રહ્યાંછે. ખરી મોટાઇ ડોળડમાકમાં નથી પણ પામર-જનપર દયાદૃષ્ટિ કરવામાં છે.

---

## કવિ શેનસ્ટોન.

" Sweet mercy is nobility's true badge. "

*Shakepear.*

"દયાની મીઠી લાગણી એજ ઉમરાવપણાની ખરી નિશાની છે."

શેકસપીયર.

એ કવિ એક વાર પોતાની સ્ત્રી સાથે કોઈ દૂરને સ્થળેથી પોતાને ઘેર આવતો હતો, ત્યારે ઝાડીમાંથી એક માણુસ નીકળી આવ્યો. તેણે એ કવિની છાતી આગળ પીસ્તોલ ધરીને કહ્યું કે—તું કાંઇ મારા કરતાં વધારે કંગાળ નહીં હોય, માટે લાવ તારી પાસે જે કાંઇ પૈસાટકા હોય તે મને આપી દે, નહીં તો હું તારો જીવ લેઇશ.

શેનસ્ટોને પોતાની પૈસાની થેલી તેને આપીને કહ્યું કે લે, આ લેઇને તું તારાથી જેટલી ઝડપથી નસાય તેમ નાશી જા. પછી તે કવિએ પોતાના ચાકરને હુકમ કર્યો કે તું એ માણુસની પાછળ પાછળ જઇને તેનું ઘર જોઈ આવ.

થોડી વાર પછી ચાકરે આવીને તેને જાહેર કર્યું કે એ માણુસ હેલ્સઓવન ખાતે રહેછે. એને ઘેર જઇને મેં એક હૃદયભેદક બનાવ જોયો તે આ પ્રમાણે—તે લુટારે પોતાને ઘેર જઇને એ કોથળી પડતી મૂકીને તેની સ્ત્રીને કહ્યું કે, મારા મોંઘા પ્રમાણિકપણાનું આ મૂલ્ય. પછી તે પોતાનાં છોકરાંઓ ભણી ફરીને બોલ્યો કે તમારૂં ગુજરાન કરવા માટે મેં મારી જીંદગી ધૂળધાણી કરીછે. એમ બોલીને તે પોક મૂકી રડયો.

આ સમજુ કવિએ વિચાર કર્યો કે એ પોતાની ખુશીથી નહીં પણ માત્ર અટળ ગરીબાઇથી લૂટ કરવા આવ્યો હશે. પછી તેણે એ વિષે ગુપ્ત રીતે તપાસ કરી તો તેને જણાયું કે એ ગરીબ મજૂર હતો. તેને નાનાં નાનાં ઘણાં છોકરાં હતાં. ઘરમાં તે એકજ રળનાર હતો અને તેની કમાણી પણ નહીં સરખી હોવાથી તેના ઘરમાં અરધો ભૂખમરો ચાલતો અને કેટલીક વાર તો કડાકા પણ થતા; તેથી તેને બીજો કાંઈ ઉપાય નહીં સૂઝવાથી છેવટે આવું અકાર્ય કરવાની તેણે હિંમત કીધી હતી. એ ઉપરથી કવિએ તે માણસને પોતાની પાસે બોલાવ્યો અને તેને બીજા વધારે પૈસા આપ્યા. એટલુંજ કરીને તે બેશી રહ્યો નહીં, પણ એ દયાળુ પુરૂષે તેને પોતાની વગનો લાભ આપીને સારા પગારની નોકરી અપાવી સુખી કીધો. અંતઃકરણથી દયા તે આનું નામ.

## નેપલ્સ ને સીસીલીનો રાજા આલફૉન્સસ.

"I Conquered by love." *Mackenzie.*

"તમારાથી ઉતરતા આદમીઓપર તમે દયા કરશો તો તમારા ઉપર તમારા વડીલો દયા કરશે." **આરબી કેહેવત.**

એ પોતાની દયાને માટે પ્રસિદ્ધ થઇ ગયોછે. તે જેમ પોતાના મિત્રો અને પ્રજા પ્રતિ પ્રીતિ રાખતો, તેમજ તે પોતાના દુશ્મનો અને દુર્ગુણી માણસો ઉપર પણ દયા દર્શાવતો હતો. તે કહેતો કે સારા માણસોનું મન માયાથી અને બૂરાઓનું દિલ દયાથી હરણ કરી શકાયછે. એક વાર તેના પ્રધાનોએ ફરિયાદ કરી કે તમે શત્રુઓ તર્ફ આટલીબધી દયા બતાવોછો એ અઘટિત છે, ત્યારે આ દયાળુ રાજાએ પૂછ્યું કે—શું ત્યારે તમારી એવી ધારણા છે કે અમારે માથે વાઘ ને સિંહ જેવા નિર્દય રાજા હોય? હું એક માણસ છું, તેથી માણસ તરીકે મારા મનમાં દયા હોવીજ જોઈએ.

કેઈટા શેહેરના લોકોએ બળવો કરવાથી તેણે તે શેહેરને ઘેરો ઘા-

ક્યો. થોડા દિવસ થયા એટલે ત્યાંના લોકોએ પોતાના શેહેરમાંથી ડોસા ડગરાં અને અશક્ત માણસોને બહાર કાઢી મૂક્યાં. એમ કરવાની તેઓની મતલબ એવી હતી કે—શેહેરમાં થોડુંઘણું બાકી રહેલું અન્નોદક જલદી ખૂટી ન જાય. આલફૉન્સસના લશ્કરી અમલદારોએ રાજાને કહ્યું કે આ માણસોને બહાર જવા ન દેતાં તેઓને પાછા શેહેરમાં ધકેલીશું તો તે લોકો આપણને તાકીદથી તાબે થશે. પણ એ વિષે આ દયાળુ રાજાએ ચોખ્ખી ના પાડી, અને તે માણસોને કાંઈ પણ હેરાન કર્યા સિવાય બહાર જવા દીધા. પછી એ ઘેરો વધારે દિવસ સુધી ચાલુ રહ્યો ત્યારે તેના માણસો તેને ઠપકો આપવા લાગ્યા કે—તમે એ માણસોને બહાર જવા દીધા તેથી હજી આપણે ઘેરો રાખવો પડ્યોછે. રાજાએ ઉત્તર આપ્યો કે—"૧૦૦ કેજીટ લોકોનો હું ધણી થાઉં તે કરતાં એક અનાથનો બચાવનાર થાઉં એ હું વધારે માનભરેલું સમજુંછું."

એ રાજાની એવી અપૂર્વ દયાથી કેજીટ લોકોપર ઘણીજ અસર થઈ. તેઓએ પોતાના રાજ્યદ્રોહીપણાને માટે ક્ષમા માગી અને પોતાનું શેહેર મોટી ખુશીથી તે રાજાને પાછું સ્વાધીન કીધું.

---

## દરદીની પીડા દરદી જાણે.

### જૅક નામનો ખલાસી.

"જેમાં આપણને કાંઇ અનુભવ નથી, તેમાં આપણને કાંઈ સમજણ પડતી નથી. આપણને જો એક વખત પણ વ્યાધિ થયો હશે તો આપણને વ્યાધિગ્રસ્ત પ્રત્યે અનુકંપાની લાગણી ઉત્પન્ન થયા વગર રહેશે નહીં." **મિલ્ટન.**

જૅક નામનો એક ઇંગ્રેજ ખલાસી ઘણો વખત સુધી ફ્રાન્સમાં બંધીવાન હતો. ઘણે વર્ષે તે બંધીખાનામાંથી છુટીને પોતાને ઘેર જતો હતો, એવામાં એક માણસ પક્ષીઓને પાંજરામાં નાંખીને વેચવા સારૂ રસ્તાપર ઉભો હતો. તે જોઇને જૅકે તેને પૂછ્યું કે આ સઘળા પક્ષીઓની તું શી કિંમત લઇશ ? વેચનારે તેની જેટલી કિંમત કહી તેટલી તેણે તરતજ પોતાના ગજવામાંથી કાઢી આપી; પછી તે પાંજરૂં પોતાને સ્વાધિન લેઈને તેમાંથી એક

પછી એક એમ સઘળાં પક્ષીઓને તેણે ઉડાડી દીધાં ! પક્ષી વેચનાર સમજ્યો કે આ કોઇ ખરેખર મગજનો ખસેલો જણાયછે, નહીંતર પૈસા ખરચીને આમ કદી કરે નહીં. પછી તેણે તે માણસને પૂછ્યું કે—ભલા આદમી, આમ કરવાનું તારે કારણ શું? ત્યારે તેણે ગંભીર ચેહેરે જવાબ આપ્યો કે–ભાઇ કેદખાનાનું અસહ્ય સંકટ તમે બિલકૂલ જાણતા નથી. થોડાજ દિવસ થયા એ ભયાનક જગ્યોપરથી હું પાછો આવ્યોછું, ત્યાં મને અવર્ણનીય દુઃખાનુભવ થયોછે, તો હું આ સુંદર પક્ષીઓને એવા સંકટમાં કેમ રહેવા દઉં ? મારી બાકીની જીંદગીમાં કોઇને પણ કારાગ્રહમાંથી મુક્ત કરવાને મારાથી બનતું કરવાને હું ચૂકીશ નહીં.

---

## જેવી દાનત, તેવી બરકત.

### કયુનીગંડા.

ગરીબ વિધવા હતી. તે પૈસે ટકે ઘણીજ કંગાળ હતી. પ્રતિદિન સવારમાં ઉઠી તે પ્રભુપ્રાર્થના કરતી હતી. પ્રાર્થના કરીને તેને સુનીતિની કવિતા વાંચવાનો અભ્યાસ હતો. તેના આજિવીકાના સાધનમાં માત્ર એક રેટીઓ હતો. આખો દહાડો સખ્ત મેહેનત કરીને તે પોતાના પેટનું પરાણે પૂરૂં કરતી હતી. સારાં ખાનપાનનાં તેને સાંસા હતાં. લૂગડાંલત્તાં તર્ફથી પણ તે હેરાન હતી. આટલી બધી વિપત્તિ છતાં તેનું મન મોટું હતું. તેની પાસે પાંચ પૈસા હોત તો પામર જનને ઉપયોગી થઇ પડે એવા તેના ઉચ્ચ આશય હતા. પોતાની આવી દરિદ્રાવસ્થા છતાં તે બીજાને શી રીતે ઉપયોગી થઈ શકે તેનો તે વારંવાર વિચાર કરતી હતી. તેને એક વાર યાદ આવ્યું કે પોતાની એક બેનપણી જે અગાઉ સુખી હતી તે હમણાં ઘણીજ કરૂણાજનક સ્થિતિમાં આવી પડીછે તેને દિલાસો આપવા જવું જોઈએ. બીજાને, દામથી મદદગાર ન થવાય તો દિલાસો આપીને પણ તેનું દુઃખ ઓછું કરવા યત્ન કરવો એ કામ પણ સ્તુત્ય છે. પછી કંગાળ કયુનીગંડાએ તેની પાસે જવાનો વિચાર કર્યો. પોતાની સખી ગામને બીજે છેડે

રહેતી ત્યાં જવાને તે તૈયાર થતી હતી એટલામાં તેનેયાદ આવ્યું કે—અરે હું બીજાંને દિલાસો આપવા જવાનો મનસુબો કરૂંછું પરંતુ મારી હાલત પણ આજકાલ ઘણીજ દુઃખદાયક થતી ચાલીછે.

શિઆળો ચડાઇ કરતો આવેછે, મારી પાસે લાકડાં પણ નથી કે તેનો તાપ કરીને મારી ટાઢ હું ઉડાડી શકીશ. અરે આજથી મારાં આંગળાં કેવાં અકડાઇ ગયાંછે ? મારી ઝુંપડીમાં શરદીએ નિવાસ કર્યોછે. મને નથી લાગતું કે હવે મારાથી કાંતવાનું પણ બની શકે. નથી પાસે પૈસો, કે નથી ઘરમાં અનાજ. ઘરનું ભાડું પણ ચડી ગયુંછે. ઘરનો માલિક વારંવાર ઉઘરાણી કરેછે પરંતુ જ્યાં રાતી પાઇનાં ઓરતા ત્યાં તેનું ભાડું પણ ક્યાંથી આપું ? પણ હશે. થનાર હશે તેમ થશે. પ્રભુ મારી લાજ રાખશે. બહુ દુઃખમાં આવી પડેલી મારી વ્હાલી બેનપણીને મળીને તેના દુઃખમાં ભાગ લેવાની મારે મારી ફરજને વિસરી જવી નહીં જોઇએ. ચાલ હું તેની પાસે જાઉં. બન્ને સખીઓ પોતાનાં સંકટની વાતો કરીને કોઠો ખાલી કરીશું. એમ બોલીને કમનસીબ કયુનીગંડા ત્યાંથી ઉઠી. થોડા દિવસ પેહેલાં તેને કોઇએ બે સેબફળ બક્ષિસ આપ્યાં હતાં તે તથા પોતાનો રેંટીઓ પોતાની સાથે લઇને તે બેનપણીને મળવા ગઈ.

તેની બેનપણી થોડા દિવસ થયા માંદી પડી હતી, તે કયુનીગંડાને જોઈને બહુ સંતોષ પામી. તેણે કહ્યું કે—આવ કયુનીગંડા, ઘણે મહિને ભૂલી પડી ! તને જોઇને હું મારૂં અરધું દુઃખ વિસરી ગઈછું. તારી હાલત તો હજી એવી ને એવી જણાયછે, પણ તું જાણીને ઘણી ખુશી થઇશ કે થોડા દિવસ થયા મને સેંકડો રૂપિઆનો વારસો મળ્યોછે. મારી રંક અવસ્થા હવે અળગી થઇછે. હું હમણા આજારી છું તેથી કૃપા કરીને તું મારી બરદાસ કરીશ ? તારો ઉપકાર હું ભૂલીશ નહીં. અહીં રહેવાથી તારે મકાનનું ભાડું પણ ભરવું પડશે નહીં. તું તારા રેંટીઆથી કમાઈશ તે થકી અને મારી પુંજી વડે આપણું ઉદરપોષણ વગેરે સેહેલાઈથી થઇ શકશે. કયુનીગંડાએ એ માગણી મોટી ખુશીથી કબૂલ રાખી. પછી તેની પાસેથી

થોડા પૈસા લેઇને તે પોતાની ઝુંપડીનું ભાડું ચુકાવી આવી. પોતાની બેનપણીને ત્યાં રહેવાથી તે બહુ સુખી થઈ. પોતાની વિપત્તિમાં પણ તે બેનપણીને ઉપયોગી થવા ગઇ તેનો બદલો પરમ કૃપાળુ પરમેશ્વરે આપ્યો. "**દાનત તેવી બરકત**" એ કહેવત યથાર્થ છે, એની આ દ્રષ્ટાંત ઉપરથી પણ આપણી પ્રતીતિ થાયછે.

---

# પરોપકારી.

## થૉમ્સ મુર.

"I Extend my right hand to the falling." *Pearse.*

"પડતાને હું મારો હાથ લંબાવુંછું." **પીયર્સ.**

એ પાદરી લંડનમાં રહેતો, તેની પાસે એકવાર એક કંગાળ વિધવા આવી. તે કરગરીને કહેવા લાગી કે હું છેક નિર્ધન છું. મારા ઘરના ભાડાના પાંચ ક્રાઉન ચડયાછે તે આપવાની પણ મારામાં શકિત નથી. ઘરનો માલિક ભાડાને માટે બહુજ તાકીદ કરેછે. અને તે કેટલીક એવી રીતે મને સતાવેછે કે તે હું આપની પાસે કહેતાં શરમાઉંછું. મારા ઘરમાં હું અને મારી એક યુવાન વયની પુત્રી રહીએછીએ. મારી દીકરીની આબરૂ જાળવવા માટે મારે ગમે તે પ્રયત્ન કરીને તેના પૈસા તરત આપી દેવા જોઇએ, તેથી આપ જો કૃપા કરીને મને પાંચ ક્રાઉન ઉછીના આપશો અથવા તે ઘરના માલિકને સમજાવશો તો હું આપની બહુજ ઉપકારી થઇશ.

તે ભલા પાદરીના મનમાં અનુકંપા ઉપજી. પોતાની પુત્રીનું પતિવૃત્ત જાળવવાની એ વિધવાની કાળજીથી તે વિશેષ આનંદ પામ્યો. પછી તેણે તે સ્રીને એક ચિઠ્ઠી લખી આપીને કહ્યું કે–આ લેઇને તું મારા માણસ પાસે જા, તે તને તારા ઘરભાડાના પૈસા આપશે. તેની સૂચના પ્રમાણે તે ચિઠ્ઠી લેઇને તેના માણસ પાસે ગઇ, તેણે એ ચિઠ્ઠી વાંચીને તેણીને ૫૦ ક્રાઉન ગણી આપ્યા, ત્યારે તે પ્રમાણિક વિધવા બોલી કે–તમે મને ૫૦ ક્રાઉન શાના આપોછો? પાદરી સાહેબ પાસે મેં તો માત્ર પાંચ ક્રાઉનની માગણી

કરી હતી. તે માણસે કહ્યું કે—આ ચિઠ્ઠીમાં સાફ લખ્યુંછે કે તમને ૫૦ ક્રાઉન બક્ષિસ આપવા, માટે તેટલા તમે સુખેથી લઇ જાઓ. તે ભલી બાઇ બોલી, એમ કાંઇ મારાથી વધારે ક્રાઉન લેવાય નહીં. પાદરી સાહેબે કદાચ ભૂલથી પાંચને બદલે પચાશ ક્રાઉન લખ્યા હશે, માટે લાવો એ ચિઠ્ઠી પાછી, હું પાદરી સાહેબ પાસે ફરીથી જઇને ક્રાઉનનો આંકડો સુધરાવી આવું.

પછી તે બાઇ પાદરી પાસે ગઇ, ને તેના હાથમાં એ ચિઠ્ઠી મૂકીને તે બોલી કે—પ્રતાપી પાદરી સાહેબ, આ ચિઠ્ઠીમાં પાંચને બદલે પચાશ ક્રાઉન લખાએલાછે. મેં આપને માત્ર પાંચ ક્રાઉન માટે કૃપા કરવાનું કહ્યું હતું. બાકીના ૪૫ ક્રાઉન પાછા લેવાનું આપના માણસને મેં જણાવ્યું પણ તેણે તે કબૂલ નહીં રાખવાથી એ ચિઠ્ઠીમાં સુધારો કરવા માટે તે આપની પાસે આણીછે. એ સાંભળીને તે પરોપકારી પાદરી પરમાનંદ પામીને બોલ્યો કે—બરાબર છે. ૫૦ ક્રાઉન લખવામાં મેં ખચીત ભૂલ કરીછે. લાવો હું તે સુધારી આપું. એમ કહીને તેણે ૫૦ ને બદલે ૫૦૦ ક્રાઉન લખી આપ્યા. પછી તે બોલ્યો કે—આ ચિઠ્ઠીમાં મેં જેટલા ક્રાઉન લખ્યાછે તે તમે કબૂલ રાખજો. એમાંથી તમારા ઘરભાડાના જેટલા ક્રાઉન ભરવા પડે તેટલા ભરજો, અને બાકી જે વધે તે તમારી ગરીબ દીકરીને મારી વતી લગ્નના પહેલામાં આપજો. સાબાશ! આ પાદરીની પરોપકાર વૃત્તિ કેટલી બધી પ્રશંસનીય છે? ધન્ય છે એને !

---

## કોશિઉસ્કો.

"જે સુખ હું એકલો ભોગવું એવું હોયછે તે સુખમાં મને કશું ચેન પડતું નથી." **માર્કસ આરેલીઅસ.**

પોલાંડનો એક શૂરવીર સેનાપતિ બહુ પરોપકારી હતો. સોલોથુઆનના પાદરીને કાંઇ ભેટ મોકલવાની તેને ઈચ્છા થઇ એ ભેટ લેઇને તે પાદરી પાસે જવા સારૂ તેણે ઝેલ્તનર નામના માણસને તૈયાર કીધો, અને સ્વારી માટે તેને પોતાને ચડવાનો ઘોડો આપ્યો. એ ભેટ આપીને જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેણે કોશિઉસ્કોને કહ્યું કે—તમે મને બેસવા આપેલ ઘોડાની

સાથે જો હવેથી નાણાની કોથળી નહીં આપો તો હું ફરીથી તે ઘોડાપર કદી સ્વાર થઈશ નહીં. કોશિઉરકે તેને આતુરતાથી પૂછ્યું કે "મેહેરબાની કરીને તમારૂં માર્મિક કથન સ્પષ્ટ રીતે મને સમજાવો," ત્યારે ઝેલ્તનર બોલ્યો કે "આ ઘોડાને એવી ટેવ પડેલીછે કે જ્યારે કોઇ પણ ભીખારી ભીખ માગવા માટે રસ્તામાં ટોપી ઉતારીને ઉભો રહેછે ત્યારે આ ઘોડો પણ ત્યાં ઉભો રહેછે; અને તે ભિક્ષુકને કાંઇ આપીએ નહીં ત્યાંસુધી આ ઘોડો એક પગલું પણ ભરતો નથી." તે પાદરીને ભેટ આપવા મોકલ્યો ત્યારે તમે મને પૈસાની થેલી આપી નહોતી, તેમજ મારી પાસે પણ ભીખારીઓને આપવા માટે પૈસા નહોતા. તેથી આ ઘોડાને સમજાવવા સારૂ જાણે હું તે ભીખારીઓને કાંઇ આપતો હોઉં તેમ મારે જૂઠી નિશાનીઓ કરવી પડતી, ત્યારે મેં તેને કાંઇ આપ્યું એમ સમજીને આ ઘોડો આગળ ચાલતો ! તેના પર હમેશ સ્વારી કરનાર માણસ કેટલો બધો અખંડ પરોપકારી હશે તે એ ઘોડાની ટેવ સાંભળવાથી આપણી પ્રતીતિ થયા વગર રહેતી નથી.



## પરગજુ.

### ફ્લોરેન્સ નાઇટીંગેલ.

"એજ મનુષ્ય કહેવાય, કે જેની ધારણા વિચાર અને યત્નો બીજાંના ભલાને માટે છે." રસ્કીન.

એ બાઇ અનુકંપાથી અલંકૃત હતી, અને પરાર્થમાં પૂરી હતી. એનું વૃત્તાંત વાંચીને પ્રત્યેક માણસ પરમાનંદ પામીને એની પ્રશંસા કર્યા વિના રહેતા નથી. દુઃખી પ્રત્યેની એની દયા અનુપમ હતી. એનું હૃદય કેટલું પ્રેમાળ ને દયાળુ હશે તે યથાર્થ કલ્પી પણ શકાતું નથી. જેનામાં દયા તેજ માણસ. દયા નહીં તે માણસ પણ નહીં.

એ ગુણવાન્ બાઇ ઇ. સ. ૧૮૨૦ માં ફ્લૉરેન્સ શેહેરમાં જન્મી હતી. એના પિતાની મોટી જાગીર ઇંગ્લાંડમાં હતી. પૈસેટકે તેઓ બહુ સુખી હતાં. એ ભલી બાઇને અનેક ભાષાઓનું જ્ઞાન હતું. વળી તે ગણિત

તેમજ ગાયન વિદ્યામાં કુશળ હતી. **"પુત્રીનાં લક્ષણ પારણામાંથી વરતાય"** એ કહેવત ખોટી નથી. દરદીઓનાં દરદ જોઇને આ દયાળુ બાઈને નાનપણમાંથીજ ઘણું લાગી આવતું તેથી તે તેમને ઘણી ધીરજ આપતી.

એકવીશ વરસની વયે તેણીને એક મોટી મિલકતનો વારસો મળ્યો, પણ જીવિતનું ક્ષણિક સુખ તેણીને જોઇતું નહોતું. સારૂં ખાનપાન ને વસ્ત્રાભૂષણથી તેણીના મોટા મનની તૃપ્તિ થાય તેમ નહોતું. તેણીના આશય ઉચ્ચ પ્રકારના હતા. આ દેહનું સાર્થક તે અખંડ પરમાર્થપરાયણ થવામાંજ સમજતી હતી. ચલિત સુખોપભોગ ભોગવવાને માટે તે અંતરથી નારાજ હતી. એની મનોવૃત્તિ એવી વિશાળ હતી કે ગમે તેટલું સંકટ ખમવું પડે તે ખમીને પણ બીજાના ઉપયોગમાં આવવું. રંક ને દુઃખી માણસને સહાય થવું. દુનિઆના નાશવંત સુખમાં તેણે સુખ માન્યું નહીં, એથી એની ઉંડી સમજણ દૃષ્ટિગમ્ય થયા વિના રહેતી નથી.

તે પરણી નહીં પણ બાળકુંવારી રહી. પોતાનું આયુષ્ય તેણીએ અતિ અનુકંપાથી દુઃખીઓને સમર્પણ કર્યું. આજારી અને ઘાયલ લોકોની બરદાસ કયા પ્રકારે કરવી તેનો અભ્યાસ કરવા માટે તે આખા યુરોપખંડમાં ફરી. તેમજ કેટલાક મહિના સુધી તેણીએ એક શાળામાં એ વિષયનું શિક્ષણ લીધું. પછી જ્યાં કૉલેરા વગેરે રોગનો કેર વરતાતો હોય ત્યાં તે એકદમ દોડી જતી, ત્યાંના લોકને હિંમત આપતી, માંદાઓની બરદાસ કરતી, સાજાઓને તે તન્દુરસ્તીના નિયમ સંભળાવતી, અને આજારીઓને સહાય કેમ થવું તે પોતાનાં સુદૃષ્ટાંત ને સમયોચિત ઓષધથી સમજાવતી.

ઇ. સ. ૧૮૫૪ માં ઇંગ્રેજ સરકારે ક્રિમીઆપર ચડાઇ કરી હતી, તે કાળે આજારી અને જખમી માણસોની સંખ્યા ઘણીજ વધી પડી હતી. એવાં અશક્ત માણસોથી ઇસ્પિતાલો ભરાઇ ગઈ. તેમની ચાકરી કરનાર માણસોની ઘણીજ તંગી થઇ પડવાથી ઇંગ્લાંડથી દાઇઓને બોલાવવી પડી. કુમારિકા નાઇટીંગેલ ૪૨ દાઇઓને લેઈને વ્યાધિગ્રસ્ત અને ઘાયલ માણસોની વહારે ચડી.

અનુકંપાયુક્ત નાઇટીંગેલ ધારેલે સ્થળે આવી પહોંચી, ત્યાં ઘણોજ શોકકારક દેખાવ તેના જોવામાં આવ્યો. જખમી લોકોની બૂમેબૂમ વજ્રવત્ હૃદયને પણ ભેદી નાંખે એવી હતી. તેમજ દરદીઓનો દેખાવ ગમે તેવા દુષ્ટ માણસના હૃદયમાં પણ દયા ઉપજાવે તેવો હતો. લડાઇ એ કેવી બૂરી ચીજ છે તેનું તાદૃશ્ય ચિત્ર અહીં ચીતરેલું હોય એમ જણાતું. માંદાઓનાં મનની સ્થિતિ બહુજ શોકજનક હતી. જ્યાં જોઇએ ત્યાં પોકાર ને ચીસેચીસ થવાથી એક બીજાનું બોલ્યું પણ મહા મુશ્કેલીથી સંભળાતું. કેટલાક લોકો ચિત્તભ્રમ થયા હતા, તેઓ ઉઠીઉઠીને નાસતા અને ન બોલવાનું બકતા હતા. કેટલાક તો એવી સ્થિતિમાં હતા કે તેઓ ક્યાં છે તેનું પણ તેમને ભાન નહોતું.

એવા ક્ષેત્રમાં પવન જેવા વેગથી એ બાઇ જઇ પહોંચી. જરા પણ વિશ્રામ લીધા વિના એ લાયક બાઇએ ત્યાં આડાઅવળા પડેલા દરદીઓ અને ઘાયલોને ફેરવીને યોગ્ય સ્થળે સુવાડયા. પછી તેઓને દવાદારૂ પહોંચાડવામાં તથા જખમપર મલમપટા કરવામાં તે મદદ કરવા લાગી. કેટલાક દરદીઓ વાઢકાપ કરવા દેવાને ના પાડતા હતા તેઓને તે યોગ્ય રીતેથી સમજાવતી, હિંમત આપતી અને વળી કહેતી કે-"જો તમે વાઢકાપ કરવા દેશો તો હું એમજ સમજીશ કે તમે મારાપર મોટો ઉપકાર કર્યો"

આ પરગજુ બાઇને ત્યાંનાં હવા પાણી પ્રતિકૂળ જણાયાં. ખાનપાનનું પણ એને ઠીક પડતું નહોતું, તોપણ તે પોતાના પરોપકારી કાર્યમાંથી પશ્ચાત પડી નહીં. ધન્ય છે એને! સેહેજસાજ વખત મેળવીને તે પોતાને માટે રાંધતી, અને તેમાંથી પણ કેટલોક ભાગ અશક્ત આદમીઓને આપતી હતી. સિપાઇઓ તેની ઘણીજ મર્યાદા રાખતા. મિસ નાઇટીંગેલ પોતાના બીછાના પાસે ક્યારે આવશે તેની દરેક ઘાયલ ને આજારી સિપાઇ આતુરતાથી રાહ જોતા. તેઓની ચાકરી બરદાસ કરવાને મિસ નાઇટીંગેલે કશી મણા રાખી નહોતી. તે માંદાં માણસોના કહેવાથી તેમનાં સગાં સંબંધીઓ તરફ કાગળો લખતી, તેઓએ જે પૈસા બચાવ્યા હતા તે તેમને ઘેર

મોકલાવતી, મરણ પામતાં માણસોનું જે કાંઇ જણસભાવ હોય તે સંભાળતી, દરદીઓને નવરાવતી અને તેમનાં કપડાં ધોવરાવતી.

એવી સખ્ત મેહેનતથી તેણીને સખ્ત તાવ આવ્યો. વિશ્રાંતિ લેવાથી થોડો આરામ થયો એટલે તે ઇંગ્લાંડ તર્ફ પાછી ફરી. રસ્તામાં એને પાછું યાદ આવ્યું કે હજી ઘણું કામ બાકી છે. તેથી જો કે સંપૂર્ણ તન્દુરસ્ત થઈ નહોતી તોપણ તે ક્રિમીઆ ભણી પાછી વળી. લડાઇમાં ઘવાએલાની હૉસ્પિતાલમાં આવીને તેઓની ચાકરી કરવામાં પુનઃ પ્રવૃત્ત થઇ. એ રણક્ષેત્રમાંથી જ્યારે ઇંગ્રેજી લશ્કર ઇ. સ. ૧૮૫૬ માં પાછું ફર્યું તેની સાથે એ બાઇ પણ હતી.

પૃથ્વીના ઘણા ભાગમાં તેના પરમાર્જુપણાની પ્રશંસા છુટથી થવા લાગી હતી. તેને જાહેરમાં લાયક માન આપવાને આખું ઇંગ્લાંડ એકમત થઈ રહ્યું હતું, અને તેમ થવુંજ જોઇએ. નૌત્તમ પણ નિર્માની મનની મિસ નાઇટીંગેલના જ્યારે જાણવામાં આવ્યું કે લોકો મને ભવ્ય માન આપવાને અને જાહેરમાં મારો આભાર માનવાને તત્પર થયાછે ત્યારે તે છાનીમાની પોતાને વતન જતી રહી. તેના એ વર્ત્તન ઉપરથી સ્પષ્ટ જણાઇ આવેછે કે એણીએ કશા પણ માનની આશા વગર એ પરોપકાર કીધો હતો. ઘણા લોકો માન ખાટવા માટે પરમાર્જુપણાનો ડોળ કરેછે તેમ તે માનાભિલાષના લોઢમાં લેવાઇ નહોતી. લોકોએ એનું નામ રાખવા ટીપ કરી તેમાં તરતજ ૫૦૦૦૦૦ રૂપિઆ ભરાયા, જે દાઇનું કામ શીખવવાની પાઠશાળા સ્થાપવામાં વાપર્યાં.

સિપાઈઓની બરદાસને માટે આપણી કદરદાન મહારાણીશ્રી વિક્ટોરિઆએ તેને એક હીરા જડીત ચાંદ આપ્યો હતો. એ પરમાર્જુ બાઈની કયા શબ્દોમાં પ્રશંસા કરીએ? એણીએ પોતાના દેહનું સાર્થક કર્યુંછે. અવતાર ધરીને જેણે પરમાર્જુપણાનાં કાર્ય ન કર્યાં તેનું આયુષ્ય એળે ગયું. આ દેહ ધારણ કર્યોછે તે ગમે તે પ્રકારે પડવાનોછે એ કથન નિરંતર હૃદયે રાખી પ્રત્યેક મનુષ્યે દુઃખી પ્રત્યે દયા રાખવી અને

પોતાથી જેટલું બને તેટલું તેમનું કલ્યાણ કરવું. ધર્મનું મૂળ દયા છે. પરોપકાર વડે મિસ નાઇટીંગેલે પોતાનું નામ પ્રકાશિત કીધું છે. સાબાશ છે!

## સાહરા મારટીન.

એ પરગજુ અને પ્રસિદ્ધ સ્ત્રી ઇ. સ. ૧૭૯૧ માં કેસ્ટર નામના ગામડામાં જન્મી હતી. પછી થોડીજ મુદતમાં એનાં માત પિતા મરણ પામવાથી એની પિતામહીએ એને ઉછેરીને મોટી કરી. એ સમયમાં તેને સાધારણ કેળવણી મળી હતી. પંદર વરસની વયે એણીએ શીવવાનું કામ આરંભ્યું, તેમાં તે થોડા પૈસા પેદા કરવા લાગી. વળી એ વખતમાં તે પ્રસિદ્ધ કવિની કવિતાઓ મુખપાઠ કરતી ને તે મનહર રાગથી આડોશીપાડોશીને સંભળાવીને તેમને રીઝવતી હતી. સુરસ ને ધાર્મિક કાવ્યનું મનન કરવાથી એની ઉંચ મનોવૃત્તિઓ દિનપ્રતિદિન વિશેષ પ્રફુલ્લિત થવા લાગી. પરોપકારી કાર્યમાં અપાર પ્રીતિ ઉત્પન્ન થવાથી તે જે પૈસો બચાવતી તે પુણ્યના કામમાં ખરચતી હતી.

આળસુ અને લુચ્ચા લોકોને સારે રસ્તે ચડાવવા માટે ત્યાં ઉદ્યોગશાળા હતી તેમાં તે વારંવાર જતી, અને તેમાં રહેલા કમનસીબ માણસોની સ્થિતિ સુધારવાને તે નાના પ્રકારનો યત્ન કરતી. વળી એના પરગજુપણાનો પ્રવાહ આગળ વધવાથી તેણીએ બંધીખાનામાં જવાનું શરૂ કર્યું. ત્યાં જઇને તે બંધીવાનોને યુક્તિથી સુબોધ આપવા લાગી. તે પોતાના ગામના ગરીબ છોકરાઓને મફત કેળવણી આપતી, પણ પછી ધર્મખાતા તરફથી નિશાળ થવાથી તેણીની એ સેવા સ્વતઃ સમાપ્ત થઇ. આશરે સવાસો રૂપિઆની વાર્ષિક કમાણી થાય એવો તેને એક વારસો મળવાથી શીવવાની મજુરી કરવાનું છોડી દઇને માત્ર પરાર્થી કાર્યમાં પ્રવૃત્ત થવાનો તેણીએ પોતાના મનથી નિર્ણય કર્યો હતો.

એમ થવાથી તે બંધીખાનામાં વિશેષ કાળ નિર્ગમન કરવા લાગી. બંધીવાનોને તે લેખન વાંચવાની કેળવણી આપતી, એટલુંજ નહીં પણ

મોડી રાત સુધી જાગીને તે સુબોધક ભાષણો લખતી ને તે બંધીવાનોને આપતી. એ વખતે કારાગ્રહની સ્થિતિ બહુજ કરૂણાજનક હતી. ત્યાં બંધીવાનોને કશું કામકાજ આપતા નહોતા, તેમજ ત્યાંથી તેમને બહાર પણ કાઢતા નહોતા તેથી તેઓ બંધીખાનામાં પડયા રહીને અરસ્પરસ ગાળાગાળી અને મારામારી કરતા. તેવા લોકોનું ચિત્ત કામમાં પરોવાય તો તેઓ અયોગ્ય આચરણથી અળગા રહે એવા સદ્વિચારથી તે તેઓને ઘાસની ટોપીઓ વગેરે બનાવવાનું સ્નેહથી શીખવવા લાગી. કેદીઓ તે કામ ઉત્સાહથી કરે એમ તેમને પ્રેરતી અને તેમના પાસે ધર્મ સંબંધી વ્યાખ્યાન આપતી. તેણીનાં એ સ્તુત્ય કાર્યથી લોકો ઘણો સંતોષ પામ્યા એટલે એની રગમાં ઉત્સાહનું અધિક રક્ત ઉછળવા લાગ્યું. છેવટે તેના અત્યુત્તમ કાર્યથી લોકો એટલો બધો આનંદ પામ્યા કે તેને તેના પરિશ્રમના બદલામાં સારૂં ઇનામ આપવાનો તેઓએ અધિક મતથી નિર્ણય કીધો. એ વાત તેને જણાવવામાં આવી ત્યારે તેણીએ તે ઇનામ લેવાની ચોખ્ખી ના પાડી. તેણીએ જણાવ્યું કે જે માણસ એવા બદલાની અભિલાષાથી એવાં કામ કરે છે તેમને તમે ઉત્તેજિત કરો. હું તમારી પાસેથી ઇનામ મેળવું એવી આશાથી આવું કામ કરતી નથી. હું ઇનામને લાયક નથી અને મારે ઇનામ જોઇતું પણ નથી. જે તરસ્યું હોય તેને પાણી પાવું એ ધર્મ છે. જેને તરસ નથી તેને પાણી પાવું એ વગર અર્થનું છે. એમ છતાં તેને ઇનામ લેવાનું આગ્રહપૂર્વક સમજાવવામાં આવ્યું તોપણ તેણીએ તે અંગીકાર કરવાની ઉપકાર સાથે ના પાડવાથી તેઓએ તેણીને સાફ કહ્યું કે જો તમે અમારૂં ઇનામ માન્ય નહીં રાખો તો હવેથી અમે કદી પણ તમને બંધીખાનામાં જવા દઇશું નહીં એ ખાતરીથી માનજો. એમ થવાથી એ ઈનામ કબૂલ રાખવાની તેને ફરજ પડી.

પરમજ્ઞપણામાં એનો ઉત્સાહ ને આગ્રહ બહુ વખણાયછે.' એની વાત ઉપરથી આપણે જોયું કે વગર પૈસે પણ બહુ માણસોનું કલ્યાણ થઇ

શકેછે. પરોપકાર જેમ ધનથી થાયછે તેમજ તનથી અને મનથી પણ થાયછે.

## પરદુઃખભંજન જૉન હાવર્ડ.

એ ઈંગ્રેજ લંડન પાસેના હેકની નામે ગામમાં ઇ. સ. ૧૭૨૭ માં જન્મ્યો હતો. એ પરોપકારી પુરૂષનું નામ જગત્ પ્રસિદ્ધ છે. કારાગ્રહમાં પડેલા અકર્મી માણસોનાં દુઃખ ઓછાં કરવાં એણે અતુલ પરિશ્રમ કર્યો અને પૈસો ખરચ્યો હતો. બંધીખાના વિષે એણે એક પુસ્તક બહાર પાડયું હતું તેમાં તેણે જે હેવાલ આપ્યોછે તે વાંચીને દરેક માણસ એને અંતઃકરણથી સાબાશી આપેછે. એકવાર તે જે વહાણમાં બેઠો હતો તે વહાણ ફ્રેન્ચ ચાંચીઆઓએ પકડયું હતું. પરોપકારી હાવર્ડ લખેછે કે "ત્યાં મને ઘણીજ મુશીબત વેઠવી પડી હતી. લગભગ ચાળીશ કલાક સુધી નહોતું મળ્યું ચાંગળું પાણી, કે નહોતો મળ્યો કકડો રોટલો. ભૂખ અને તરસ એ બન્ને દુઃખ અનુભવવાં પડયાં. બ્રેસ્તના કિલ્લામાં છ રાત સુધી પરાળપર સૂવું પડયું ત્યારે બંધીવાનોની પ્રચંડ વિપત્તિનો કેટલોક અનુભવ થયો. ઠેકઠેકાણાનાં બંધીખાનાં વિષે તેણે પત્ર લખી તપાસ ચલાવી તે પરથી તેની પ્રતીતિ થઈ કે સર્વ સ્થળે કેદીઓપર મહાભારત સંકટ પડેલુંછે.

ઇ. સ. ૧૭૭૩માં એને બેડફોર્ડ પ્રગણાના નાજરની પદવી મળી ત્યારે તેણે પોતાના તાબાના બંધીવાનોનાં દુઃખમાં બની શક્યો તેટલો ઘટાડો કર્યો. પછી નિરનિરાળા પ્રાંતમાં પ્રવાસ કરી ત્યાંનાં બંધીખાનાની શોકજનક સ્થિતિ નિહાળી તે પાછો લંડનમાં આવ્યો અને સત્તાવાળાઓના કાનપર એ વાત અસરકારક રીતે નાખી. વળી સ્કૉટલાંડ, આયર્લાંડ, ફ્રાન્સ, હોલાંડ, ફ્લાન્ડર્સ, જર્મની અને સ્વિત્ઝર્લાંડમાં પ્રવાસ કરીને તે ત્યાંના કારાગ્રહની સ્થિતિથી જ્ઞાતા થયો. હોલાંડના બંધીખાનાથી તે ખુશ થયો અને તેણે કહ્યું કે સર્વ સ્થળે કારાગ્રહ આવી પદ્ધતિથી ચલાવવાં જોઇએ. સને ૧૭૮૧ માં તે ફરીથી દેશાટન કરવા નીકળ્યો અને ડેન્માર્ક, સ્વીડન, રૂશિઆ ને પોલાંડ વગેરે દેશોનાં બંધીખાનાં જોયાં. એ પ્રમાણે તે આખા યુરો-

પગાં ફર્યો. બંધીખાના અને ઈસ્પિતાલોની હાલતની તપાસ કરવામાં તેણે ૧૦ વર્ષ ગુજાર્યાં અને એટલી મુદતમાં એણે ૪૨૦૩૩ માઇલની મુસાફરી કીધી હતી. યુરોપમાં ફેલાએલો મરકીના રોગનો અટકાવ કરવાની એને ઘણી ગરજ હતી, તેથી તે તેને માટે તદબીર શોધવા દેશવિદેશમાં ફરતો હતો એ ઘણીવાર કેદીઓનું કરજ આપીને તેમને છોડાવતો, અને બંધીવાનોનાં કષ્ટ કાપવાને સત્તાવાળાઓને શાંતિથી સમજાવતો; ને કોઈ કેદીને મુક્ત કરાવતો ત્યારે તે મહાનંદ પામતો હતો. એ પોતાનો કાળ વ્યર્થકામમાં ગુમાવતો નહીં. બનતાં સુધી કોઈને ત્યાં તે જમવા જતો નહીં, પોતાના એ પરાર્થના કામને ઉપયોગી પડે તે વિના બીજાં કોઇ પુસ્તકો કે વર્તમાન પત્રો તે વાંચતો નહીં. એના જીવનકાળના આખરના સમયમાં તે તાતાર તરફ ગયો, ત્યાંના તેણે તમામ બંધીખાનાં ને દવાખાનાં જોયાં, અને બંધીવાનો તથા દરદીઓનાં દુઃખ દૂર કરવાનો બનતો પ્રયત્ન કર્યો. પછી ચેરસન નામના શેહેરમાં એને તાવ અને મરકીનો વ્યાધિ થયો, તેમાંથી તેને બચાવવાને ત્યાંની સરકારે યથાશકિત તજવીજ કીધી પણ તે નિષ્ફળ ગઈ. પરોપકારી જૉન હાવર્ડે તારીખ ૨૦મી જાન્યુઆરી સને ૧૭૯૦ને રોજ પ્રાણ છોડ્યો. એ મહાત્માનું શુભ નામ અસંખ્ય વર્ષ પર્યંત પ્રેમ અને પ્રશંસાથી સ્મરણમાં રહેશે. અવનિમાં જેની કીર્તિ છે તે મૃત્યુ પામેલા છતાં જીવતાં છે એમ સમજવું, અને જેની ખ્યાતિ નથી તેઓ જીવતા કે મુઆ એ સરખુંજ છે.

## નેપલ્સનો રાજા ઑલફેન્સો.

"મનુષ્ય પ્રાણી જો એક બીજાને મદદ કરવાનું બંધ કરે તો તે મરી જાય. માણસના જન્મથી તે મરણ પર્યંત તેને મદદ લીધા વિના ચાલતુંજ નથી; માટે જેને આશ્રય લેવાની અગત્ય છે તેને તે મેળવવાનો હક છે, અને જે માણસ સહાય આપવાને શકિતવાન છે તે જો આપે નહીં તો તે ઇશ્વરનો અપરાધી થાયછે."

સરવૉલ્ટર સ્કૉટ.

એક વાર કામ્પાનિયા પ્રાંતમાંથી એ એકલો મુસાફરી કરતો હતો ત્યારે તે એક ખચ્ચરવાળાની નજરે પડયો. એનું ખચ્ચર કાદવમાં

ખુંચી ગયું હતું તેને બહાર કાઢવાને માટે તે ઘણીજ મેહેનત કરતો હતો. રસ્તે જનારા બે ત્રણ માણસોની તેણે મદદ લીધી પણ તે ફોકટ ગઇ. પછી આલફોન્સો રાજાને તેણે એક સાધારણ માણસ ધારીને તેની સહાય માગી. ખચ્ચરવાળો બોલ્યો કે–" અરે ભલા માણસ, મારૂં આ ખચ્ચર કયારનું આ કાદવમાં ખુંચી બેઠુંછે તે કેમે કર્યું નીકળતું નથી. મારો જીવનનો આધાર એ ઉપર છે, માટે મેહેરબાની કરીને તું મને મદદ આપીશ તો હું તારો ઘણોજ આભારી થઇશ." એ સાંભળીને ઑલ્ફોન્સો રાજા તરત પોતાના ઘોડાપરથી નીચે ઉતરીને ખરા અંતઃકરણથી તેને સહાય થયો. તે બન્નેની એકત્ર મેહેનતથી ખચ્ચર કાદવમાંથી બહાર નીકળ્યું પછી તે ખચ્ચરવાળાને ખબર પડી કે મને મદદ આપનાર તો રાજા છે એટલે તેણે તેની પાસે માફી માગી, ત્યારે તે બોલ્યો કે–" કશી ફિકર નથી. માફી માગવાની જરૂર નથી. માણસે અગત્યને વખતે એક બીજાને સહાય થવું એ તેઓની ફરજ છે. મારી મદદ માગવામાં તેં કાંઇ અપરાધ કીધો નથી." આ પરગજુપણાથી રાજાની સર્વત્ર વાહવા થઇ, તે એટલે સુધી કે તેના શત્રુઓ પણ તેના એવા ઉત્તમ ગુણ જોઈને તેના મિત્ર થઇ રહ્યા.

---

## ગુપ્ત દાન.

### લેડી બરલે.

"દાન મોટા કોથળામાંથી તેમજ નાની કોથળીમાંથી પણ આપવું જોઈએ. જ્યાં પૈસો પુષ્કળ હોય ત્યાં ઉદારતા એ સભ્યતા નહીં પણ ખરેખરી ફરજ છે. પરમેશ્વરે આપણે માથે નાખેલો એ એક કર છે; અને તે કર આપવાની જે ના પાડે તે ઇશ્વરભકત પ્રજા ગણાશે નહીં." ફ્રિહધામ.

એ પરોપકારી સ્ત્રી રાણી એલીઝાબેથના વખતમાં થઈ ગઇછે. તે. પાઠશાળામાં અભ્યાસ કરનાર ગરીબ વિદ્યાર્થિઓને નિરંતર ઉત્તેજન આપાવતી, કેટલાક કારીગરોને પ્રતિ વરસે અમુક રકમ દેવરાવતી, પ્રતિમાસે ગરીબોને ખવરાવતી, સાર્વજનિક સુધારા સારૂ પ્રતિ વર્ષે ચાર ભાષણો કરાવતી, વરસમાં

ચાર વખત લંડનનાં સર્વ બંધીખાનાંમાં સારો ખોરાક પહોંચડાવતી, ગરીબ ગરબાંઓને માટે કપડાં શીવડાવતી, અને કંગાળોમાં વહેંચવા કાજે અનાજનો કોઠાર ભરાવતી. તેની આ સખાવતમાં મોટી ખૂબી એ હતી કે તે વિષે લોકો બિલકુલ જાણતાં નહોતાં. તે એટલે સુધી કે તેના પતિ લોર્ડ બર્લેને પણ એ વિષે કશી ખબર નહીં હતી. પોતાના એક આડતીઆ દ્વારા તે પોતાનો એ બધો ધાર્મિક વહીવટ ચલાવતી. જેઓ તેની ઉદારતાનો લાભ લેતા તેઓ પણ તેના ભાગ્યશાળી નામથી અજાણ્યાં હતાં. એ પરોપકારી બાઈ મરણ પામ્યા પછી તેણીનો આડતીઓ લૉર્ડ બર્લે પાસે એ વિષે હુકમ પૂછવા આવ્યો ત્યારેજ તેને ખબર પડી કે પોતાની પ્રિય પત્નિ આવી સ્તુતિપાત્ર સખાવત કરતી હતી. એથી તેની અચરતીનો કશો પાર રહ્યો નહીં. પછી તેણે મોટી ખુશીથી એ ધાર્મિક કાર્યો તેની સ્ત્રીના નામથી જ ચાલુ રાખવાની રજા આપી. ધન્ય! પ્રમાણિકપણાથી પૈસો પ્રાપ્ત કરવો અને તે પરોપકારમાં વાપરીને હાથ ઠારવો એ સદ્‌ભાગીનું સુલક્ષણ છે.



## દાતાર.

### સર જમસેદજી જીજીભાઇ બારોનેટ.

"સખાવત એ સ્વર્ગની કુંચી છે." **સ્માઇલ્સ.**

" Riches without charity are nothing worth ".

"સખાવત વગરની દોલત કોડી જેટલી પણ કિંમતી નથી." **ફીલ્ડીંગ.**

એઓ પોતાની ઉદારતાને સારૂ એટલા બધા તો સુપ્રસિદ્ધ થઇ ગયા છે કે એમના શુભ નામથી આર્યાવૃતમાં અભાગ્યેજ કોઇ વાંચનાર અજ્ઞાન હશે. એમની ઉદારવૃત્તિ અતિ વિશાળ હતી, અને એ સર્વોત્કૃષ્ટ વૃત્તિનો સદુપયોગ કરીને આ સૃષ્ટિમાં તેઓ પોતાનું નામ અમર કરી ગયા છે. આધુનિક સમયે એમની બરાબરી કરે એવા નર ભરતખંડમાં ભાગ્યેજ થઇ ગયા હશે. શ્રીમાન સર જમસેદજી અનાથની આંતરડી ઠારવામાં એક્કા હતા.

મૂળ તેઓ નવસારી ગામના રહેવાશી હતા. આ અતિશય ભાગ્યશાળી અને પુણ્યશાળી મહાત્માના પિતાનું નામ જીજીભાઈ ચાંદજીભાઇ, અને માતાનું નામ જીવણબાઇ. તેઓ આબરૂદાર ને કુળવાન, પણ પૈસેટકે રંક સ્થિતિનાં હતાં. સર જમસેદજીનો જન્મ નવસારી પાસેના મળેશ્વર મધ્યે તારીખ ૧૫ મી જુલાઈ સને ૧૭૮૩ ને રોજ થયો હતો. બાલ્યાવસ્થામાં તેઓને ઉત્તમ પ્રતિની કેળવણી મળી નહોતી. એ કાળે કેળવણી આપવાનાં સાંપ્રત સમય જેવાં સાનુકૂળ સાધનો નહીં હતાં; વળી ૧૬ મે વર્ષે તેમનાં માબાપ ગુજરી ગયાં તેથી ઘરનો તમામ બોજો તેઓને માથે આવી પડયો હતો.

માબાપનાં મરણ પછી તેઓ તરત મુંબાઇ ગયા, અને પોતાના સસરાને ત્યાં ઘરજમાઇ થઈને રહ્યા. તેમના સસરા બાટલીનો ધંધો કરતા, તેમની સાથે સર જમસેદજી સામેલ થયા તેથી તેઓ પણ બાટલીવાળા કહેવાવા લાગ્યા. આજે પણ લાખો લોકો તેઓને **'સર જમસેદજી જીજીભાઇ બાટલીવાળા'** એ નામથી ઓળખાવેછે. પછી તેઓએ પોતાના મશીઆઇ ભાઇની સાથે ચીનનો પ્રથમ પ્રવાસ કર્યો, ત્યારપછી બીજા ત્રણ વ્યાપારીઓ સાથે તેમણે પંત્યાળો વ્યાપાર ચલાવ્યો. ભાગ્યદેવી એમના ઉદ્યોગપર અતિ પ્રસન્ન છે એમ નિરનિરાળા બનાવથી પ્રદર્શિત થયું.

સર જમસેદજીએ બંગાળા, મદ્રાસ, પીનાંગ, મલાક્કા, સુમાત્રા, સિંગાપોર, શિઆમ, માનિલ્લા, ચીન, સુએઝ, સ્મર્ના, અલેકઝાન્ડ્રીઆ અને ઇંગ્લાંડ વગેરેમાં આડત બાંધીને ધમધોકાર વ્યાપાર ચલાવવા માંડયો. **"વ્યાપારે વધતિ લક્ષ્મી"** એ કહેવત સિદ્ધ કરી આપી. ચીનના પ્રવાસમાં એઓને મહા વિપત્તિ વેઠવી પડી હતી. તે તર્ફની ચોથી સફરમાં તો તેઓ સપડાઇ ગયા. ફ્રેન્ચ લોકોએ તેમનું વહાણ પકડયું, તેમાં તેઓએ બધો માલ ખોયો અને તેમને કેદ કરીને કેપ ઑફ ગુડ હોપમાં લઇ ગયા. ત્યાં તેઓ ખાવાપીવામાં પણ બહુ હેરાન થયા. એ સ્થાનપર ઇંગ્રેજી એલચી હતો તેની સિફારસથી તેઓને કલકત્તે જવાની રજા મળી. આવી વિપત્તિ વેઠયા છતાં તેઓ નાહિંમત થયા નહીં પણ ઉલટી તેઓની હિં-

મત વધી. મહાન્ પુરૂષનું એજ લક્ષણ છે.

એમણે ધનને જેવું કમાઇ જાણ્યું તેવુંજ ખરચી પણ જાણ્યું; અને ખરચી જાણ્યું તે મારેજ તેમનું નામ યાવત્ચંદ્રદિવાકરો અમર રહેશે. સૃષ્ટિપર લક્ષ્મીપરાયણ લક્ષાવધિ માણસો છે પણ તેનો સખાવતમાં છૂટથી સદુપયોગ કરનાર વિરલા જન જડી આવેછે. ઔદાર્યતામાં અગ્રેસર સર જમસેદજીના શુભ નામનું સ્મરણ થતાં આપણને સુખાનંદ ઉપજેછે. એમની મોટા મનની સખાવતથી આપણે ગર્વાનંદ પામીશું. જનસુખદાયક સર જમસેદજીના નામથી પારસીઓ ખાસ ગર્વાનંદ લે એ વાજબી છે. સર જમસેદજીને દેશી ભાઈ સમજીને પ્રત્યેક ભારતવાસી પણ આનંદાનંદ પામેછે. નાતજાતનો ભેદ રાખ્યા વિનાની સખાવત બહુજ લોકપ્રિય થઈ પડયા વગર રહેતી નથી.

સને ૧૮૪૨ માં કે જે વર્ષમાં એઓને 'નાઈટ' નો ખેતાબ મળ્યો ત્યાંસુધીમાં એમણે સાડા છ લાખ રૂપિઆ જાહેર ધર્મદાનમાં આપ્યા હતા, એમાંની ઘણીખરી રકમ પોતાની જ્ઞાતિના શ્રેયને અર્થે એઓએ ખરચી હતી, પણ ત્યારપછી એમની ઉદારતાનો અસ્ખલિત પ્રવાહ ખૂબ વેગથી આગળ વધ્યો, તેમાં તેઓએ જ્ઞાતિભેદ ગણ્યો નથી. મનુષ્યજાતિના કલ્યાણનાં કર્મોમાં સહાય થવામાં તેઓએ કશી મણા રાખી નથી.

'નાઇટહુડ' નું ઉત્તમ પદ આપતી વખતે એમને એક ઢાલ મળી છે. એ ઢાલના નીચેના ભાગમાં ધોળો ઝંડો છે તેનાપર "Industry and Liberality" ઉદ્યોગ તથા ઔદાર્ય લખેલાંછે. સને ૧૮૫૭ માં તેઓને 'નાઇટ બેરોનેટ'ની પદવી મળી હતી.

સર જમસેદજીએ આશરે સવા બાવીશ લાખ રૂપીયા પ્રસિદ્ધ રીતે સખાવતમાં ખરચ્યાછે, અને ગુપ્તદાનમાં પણ લગભગ તેટલીજ રકમ વાપરીછે એમ અમારા વાંચવામાં આવ્યુંછે. એમના વિષે એમ કહેવાય છે કે એમણે જમણે હાથે કરેલી સખાવત એમનો ડાબો હાથ પણ જાણી શકતો નહોતો, મતલબ એ કે તેઓની ગુપ્ત સખાવત કદી પણ પ્રકાશમાં

આવતી નહોતી, તેમજ તે પ્રકાશમાં લાવવાની તેઓની યત્કિંચિત પણ અપેક્ષા નહોતી. ધન્ય છે એવા ઉદાર ચરિતને ! એવા દાતાર પૃથ્વીપર બહુ થોડા થયાછે.

સર જમસેદજીએ બેરોનેટનો ખેતાબ દોઢેક વર્ષ ભોગવ્યો, પછી તેઓ પોતાની ૭૫ વર્ષની વયે ગત થયા.

સાધારણ રીતે એવું કહેવાયછે કે જે પુરૂષ પોતાને હાથે પૈસો કમાયો હોય તેને હાથે તે છુટવો કઠણ પડેછે; વળી જે વિસ્તારી હોય તેનો જીવ પણ પૈસા ખરચવામાં ચાલતો નથી. સર જમસેદજીમાં એ બન્ને વાનાં હતાં તોપણ તેઓએ પુષ્કળ પૈસો ખરચ્યો. આત્મોપાર્જિત પૈસો ધર્મ ને પાત્ર વસ્તુ જોઇને વાપર્યો. લાખો લોકોની આશીષ મેળવી. દાન કરવામાં જ્ઞાતિભેદ ગણ્યો નહીં એ વધારે સ્તુતિપાત્ર છે. નાતીલાનું તો સૌ કોઇ સારૂં કરે પણ સૌનાપર સમદૃષ્ટિ રાખી સખાવત કરવી એ કાર્ય સર્વોત્તમ છે. પુણ્યાત્મા સર જમસેદજી પાસે પારસી આવો કે હિંદુ, મુસલમાન આવો કે ખ્રીસ્તિ, ગમે તે આવો. સર્વેને તેમણે તેઓની યોગ્યતા પ્રમાણે આપીને સંતોષ્યા. એ દાતારના દ્વારે આવેલું નિરાશ થઇને અભાગ્યેજ કોઇ પાછું વળ્યું હશે. આ સખાવતના સાગરની સ્તુતિ કરતાં પાર પામવો મુશ્કેલ છે. આવા સર જમસેદજી અવનિમાં અધિક થાઓ એવી અંતરની ઇચ્છા સાથે અત્ર સમાપ્તિ કરીએછીએ.

---

## જ્યૉર્જ પીબડી.

A charitable man says—what I spent I lost; what I possessed is left to others; what I gave away remains whith me."

**Addison.**

"ખાધું તેણે ખોયું અને વાવર્યું તેણે વાવ્યું"—**ગુજરાતી કેહેવત.**

"I acquire, that I may distribute."

**Innes.**

"હું એટલા માટે મેળવુંછું કે મારે વેહેંચવા થાય." **ઇન્નસ.**

પુણ્યાંકિત પીબડીનું શુભ નામ સાંભળતાં પ્રમોદ થાયછે. એ ઉદાર

પુરૂષનું આખ્યાન આલ્હાદક છે. એની સખાવત સર્વોપરી છે. એ દાનશીલનું દિલ તે કેટલું બધું વિશાળ હશે ? જ્યોર્જ પીબડી આ જમાનાનો હાતમ થઈ ગયોછે. તે ગરીબોનો વાલી અને દુખીઓનો દાતાર હતો. એ દેશહિતૈષી હતો. એના જેવા પરગજુ ને પરમાર્થી મનુષ્ય પૃથ્વિપર જવલ્લેજ જડેછે.

અમેરિકાના માસાચુસેટ્સ પરગણાના ડાનવર્સ નામના ગામડામાં તારીખ ૧૮ મી ફેબ્રુઆરી સને ૧૭૯૫ માં તે જન્મ્યો હતો. તેણે જાણવા લાયક કેળવણી લીધી નહોતી. ત્યાંની ગામડી નિશાળમાં તે માત્ર લખતાં, વાંચતાં અને થોડી જાતના હિસાબ શીખ્યો હતો. અગિઆર વરસની ઉંમરે તેણે નિશાળ છોડી. પૈસેટકે તે એટલીબધી કંગાળ સ્થિતિનો હતો કે એવડી લઘુવયે તેને રોજગારે લાગવાની જરૂર પડી. એક ગાંધીની દુકાને તે શીખાઉ તરીકે ચાકરીએ રહ્યો.

ગાંધીની દુકાનપર ચાર વરસ તથા પોતાના દાદાના ગામમાં એક વરસ મેહેનત કીધા પછી પોતાના ભાઇ ડેવીડની કાપડની દુકાનપર તે ચાકરીએ રહ્યો. ઈ. સ. ૧૮૧૨ માં અમેરિકા અને ઇંગ્લાંડ વચ્ચે લડાઇ ચાલતી હતી, તે સમયે તે પોતાના શેહેરનો બચાવ કરવા માટે "વૉલંટીઅર" તરીકે દાખલ થયો, ત્યારે તે ૧૭ વરસનો હતો. એ કાળે પણ તેની સ્થિતિ એટલી તો પ્રતિકૂળ હતી કે ઉજાણીમાં તેના ભાગના પૈસા તેના મિત્રો પોતાની ગાંઠેથી આપતા હતા.

એની ચાલાકી અને હોંશિયારી જોઈને રીગ્સ નામના પૈસાપાત્ર બ્યાપારીએ પોતાની પેઢીના ભાગીદાર તરીકે સામેલ થવાને તેને સૂચવ્યું. એ વખતે પીબડી પાસે વસુનો વાંધો હતો, તેથી તેણે ભાગીદાર થવાની ના પાડી, પણ રીગ્સ તેના ઉદ્યોગ વગેરે સદ્ગુણથી બહુજ પ્રસન્ન હતો, તેથી તેણે તેને કહ્યું કે—તારી પાસે અત્યારે પૈસા ન હોય તેની ફિકર નહીં. પેઢીમાં સઘળો પૈસો હું રોકીશ. હવે તું ભાગીદાર થવાનું કબૂલ રાખ. પીબડીએ મોટા ઉપકાર સાથે એ માગણી માન્ય રાખી. અ-

હીંથી તેના ભાગ્યોદયનો આરંભ થયો. પેઢીમાં રીગ્સના પૈસા અને પીબડીનો પરિશ્રમ. એણે બહુજ ચાલાકી અને પ્રમાણિકપણાથી પ્રયાસ કીધો. થોડાં વરસમાં આ પેઢીની આવક આબરૂમાં સંવૃદ્ધિ થઇ. સને ૧૮૩૦ માં રીગ્સે તેમાંથી પોતાનો ભાગ ખેંચી લીધો તે વખતે આ પેઢી અમેરિકામાં બહુજ પ્રખ્યાત ને આબરૂદાર ગણાતી હતી. મિ. પીબડી ૧૭ વરસની ઉમરે પૈસેટકે છેક પામર હતો, તે સ્વયત્ન અને ઈશ્વરકૃપાથી ૩૪ વરસની વયે વિશેષ વિત્તવાન ને વિખ્યાત વ્યાપારી થઇ પડયો.

ઇ. સ. ૧૮૨૭ માં મિ. પીબડીએ, પોતાની અને રીગ્સની પંત્યાળી પેઢી ચાલતી હતી તેની એક શાખા લંડનમાં ઉઘાડી. ઇ. સ. ૧૮૪૩ માં ૫૦ વરસની ઉમરે અમેરિકાની પેઢી તેણે ઉઠાવી લીધી, અને પછી તેણે પોતાની લંડનની પેઢીપર શરાફનો ધંધો વિશેષ વિસ્તારથી કરવા માંડયો. ત્યાં તે બહુ જબરો નાણાવટી થઇ પડયો. તેની વાર્ષિક આવક પાંચથી દશ લાખ રૂપિઆની થઇ, અને અમેરિકા કરતાં ઇંગ્લાંડમાં તેણે અધિક દોલત મેળવી. એ કોટીધ્વજ થયો ને અક્ષયકીર્તિ પામ્યો.

આટલી બધી આવક છતાં તે પોતે બહુજ કરકસરથી રહેતો. તેના ઘરનો વાર્ષિક ખરચ માત્ર ૭ હજાર રૂપિઆનો હતો, પણ તેની ઉદારતા મોટી રકમોની હતી. ગરીબ માણસોને તે નાનીનાની રકમ આપવાની ચોખ્ખી ના પાડતો, કેમકે એવી ભીખ આપવાથી માણસ આળસુ અને હરામખોર થઈ જાયછે એમ એ માનતો. એક વાર અગ્નિરથની મુસાફરીમાં એક કારકૂને તેની પાસેથી અરધો રૂપિઓ વધારે લીધો તેથી મિ૦ પીબડીએ અરજી કરીને તેને નોકરીથી બરતર્ફ કરાવ્યો હતો. એમાં તેની કંજુસાઈ નહોતી પણ પ્રજાહિત હતું. તે જો કૃપણ હોત તો તેના મરણ પછી તેની પાસેથી માત્ર ચાર લાખ રૂપિઆની દોલત નીકળી એમ કદી બનત નહીં. એનું ઔદાર્ય એટલું તો વિશ્વવિખ્યાત હતું કે કાંઇ પણ મદદ મેળવવાને માટે એનાપર દેશાન્તરથી પ્રતિદિન પુષ્કળ અરજીઓ આવતી. એવાં વિનંતિ પત્રો વાંચવા માટે તેને એક મંત્રી રાખવાની ફરજ પડી હતી. એની સખાવત સો કે હજારોથી નહીં પણ લાખોથી હતી. કુબેરના ભંડાર જેવો તેનો ભંડાર મણાતો હતો.

પરોપકારી પીબડીએ ઉદારતામાં આપેલા રૂપિઆના આંકડા વાંચીને કોઇને પણ સાનંદાશ્ચર્ય ઉપજ્યા વિના રહેશે નહીંજ.

| ઉદારતાનાં કાર્ય. | રૂપિઆ આપ્યા. |
|---|---|
| પોતાની જન્મભૂમિ ડાનવર્સમાં વિદ્યા તથા હુન્નરની પુસ્તકશાળા અને નિશાળ વગેરે સ્થાપવા સારૂ. | ૧૦૦૦૦૦૦ |
| બાલ્ટીમોર ખાતે એજ કામ માટે. | ૨૦૦૦૦૦૦ |
| લંડનના અનાથની સગવડ સારૂ. | ૫૦૦૦૦૦૦ |
| દક્ષિણ અમેરિકાના હબસીઓની કેળવણી કાજે. | ૫૦૦૦૦૦૦ |
| યેલ અને હાર્વર્ડની કોલેજોમાં અમેરિકાની પુરાતન નિશાનીના સંગ્રહસ્થાન સારૂ. | ૭૦૦૦૦૦ |
| સાલેમખાતે મ્યુઝિયમ માટે. | ૧૫૦૦૦૦ |
| કેનિયન કોલેજ કાજે. | ૬૨૫૦૦ |
| મેરીલેન્ડના રાજ્યને ભેટ દાખલ. | ૬૨૫૦૦૦ |
| પોતાની માતાની યાદગીરીમાં દેવળ બાંધવા. | ૨૫૦૦૦૦ |
| પોતાનાં કુટુંબીઓ વચ્ચે વેંહેંચી આપ્યા. | ૫૦૦૦૦૦૦ |
| | ૧૯૬૯૮૭૫૦૦ |

ઉક્ત ઉદારતાથી તેના વતન અમેરિકામાં મોટા પાયા ઉપર પાંચ કેળવણીખાતાં ચાલેછે. ગરીબો સસ્તે ભાડે રહી શકે એવી વિશાળ ચાલીઓ તેણે લંડનમાં બંધાવીછે. પોતાનાં ધર્મખાતાઓનું કામ બરાબર ચાલેછે કે નહીં તે તપાસવા સારૂ તે સાદા વેશથી ગુપ્ત રીતે જતો. આવી મહાન્ સખાવતથી મહા પ્રસન્ન થઇને નામદાર મહારાણી સાહેબે તે મહાશયને બુલંદ ખેતાબ આપવાની અનેક વાર ઈચ્છા બતાવી હતી પણ આ નિર્માની સદ્‌ગૃહસ્થે આભાર સાથે તેની ના પાડી હતી. ધનસંપત્તિનું એને અભિમાન નહોતું. એક વખત ઇંગ્લાંડથી તે પોતાના દેશમાં ગયો, અને ત્યાં એક જાહેર સભામાં તે હાજર થયો, ત્યારે તેને ત્યાંના લોકોએ એવું તો ભવ્ય માન આપ્યું હતું કે આગળ બીજા કોઇ પણ બાદશાહ કે પેહેલવાનને એવું માન મળ્યું નહીં હોય.

આ પરોપકારી મહાત્મા તારીખ ૪થી નવેમ્બર સને ૧૮૭૧ ને દિવસે મૃત્યુ પામ્યો ત્યારે લંડનનાં દેવળોમાં બાદશાહોના પ્રેતપર ક્રિયા થાયછે તેમ તેના પ્રેતપર ક્રિયા થઈ. પછી ગુણજ્ઞ મહારાણીની આજ્ઞાથી એ પરોપકારી પુરૂષના પ્રેતને ભવ્ય માન સહિત સરકારી ગનવારમાં નાંખીને તેના વતન અમેરિકા ખાતે મોકલવામાં આવ્યું. તેની યાદગીરીમાં લંડન શેહેરે એક કીર્તિસ્થંભ ઉભો કર્યો. ખરે, મિ. પીબડી એક પરોપકારી નરવર હતો. એણે પોતાનું નામ ચિરકાળ રહે એવું ઔદાર્ય દર્શાવ્યુંછે.

પરોપકારબુદ્ધિ એ ઈશ્વરી અંશ છે. ધનાઢ્ય મનુષ્ય જો ઉદાર હોય તોજ તેની દોલત આશીર્વાદ સરખી થઈ પડેલી કહેવાય. ભભકો બતાવવાને કરેલી સખાવત કરતાં અંતરની લાગણીથી કરેલી સખાવત વિશેષ પસંદ કરવા લાયક છે. ધનવાન્ માણસ માત્ર તેના ધનને માટેજ ભાગ્યશાળી ગણાતો નથી, પણ પુણ્યાત્મા પિબડીની પેઠે જે પૈસાપાત્ર પોતાના પૈસાનો પરાર્થમાં ઉપયોગ કરે તેનેજ સદ્‌ભાગી સમજવો. ધન મળ્યું પણ તે પરોપકારમાં ખરચીને જો ધન્યવાદ મેળવ્યો નહીં તો તે ધન ઉપર ધૂળ ! વાસ્તવિક રીતે વિચારીએ તો જે પૈસાદાર પોતાના પૈસાથી પરોપકાર કરે એનેજ ધનવાન્ ગણવો. સાર્વજનિક કલ્યાણાર્થે પૈસા ન ખરચતાં જે માત્ર સંચય કરી રાખેછે તેને ધનવાન્ ગણવો નહીં પણ માત્ર ધનરક્ષક ધારવો. મિ. પીબડી તે પીબડીજ હતો. એના પરોપકારથી પરમાવધિ. ભાગ્યોદયથી એણે ભારે ભંડોળ મેળવ્યો તે સુપાત્ર મનુષ્યના શ્રેયાર્થે વાપરીને તે કૃતાર્થ થયો. તેની અત્યુત્તમ ઉદારતા અગણિત યુગ સુધીસ્નેહથી સાંભરશે. આખું પુસ્તક ભરીએ તોપણ પૂજ્ય પીબડીના પરાર્થની પ્રશંસા પરિપૂર્ણ થાય તેમ નથી. અધિક દોલત મળો તો એવા દાનવીરનેજ મળજો. ધનવાન્ પીબડીને સદા ધન્ય !



# બહુ દયાળુ દિલનો બંધીવાન.

મજબૂત બાંધાના એક માણસને કાંઇ અપરાધને માટે તુલોન શેહેરના બંધીખાનામાં કેદ કર્યો હતો, તેને થોડા મહિના કેડે લાગ મળવાથી તે ત્યાંથી નાસી ગયો હતો. તેને પકડી લાવવાને ઘણા સિપાઇઓ પછવાડે દોડયા પણ તેઓનું કાંઈ વળ્યું નહીં.

એ કેદી નાસતોનાસતો બીજે દિવસે એક મેદાનમાં જઇ પહોંચ્યો, ને તેને ઘણીજ ભૂખ લાગી, તેવામાં એક ઝુંપડી જેવું મકાન તેની નજરે પડયું. તેણે ધાર્યું કે એ ઠેકાણેથી મને કાંઇ ખાવાનું મળ્યા વગર રહેશે નહીં. પછી તે આશાભર્યો તે મકાન આગળ આવી પહોંચ્યો, પણ ત્યાં તો તેણે બહુજ કરૂણાજનક દેખાવ જોયો.

ત્યાં બેઠેલા સર્વ માણુસોનાં મોઢાપર દિલગીરી પ્રસરી રહેલી હતી. નાનાં બાળકો ઠંડીથી ધ્રૂજતાં હતાં, તેઓની માતા રડતી હતી, અને ઘરધણી ઘણોજ ચિંતાતુર થઇને તેની પાસે બેઠો હતો. આવો દયાપાત્ર દેખાવ જોઇ તે અપરાધીએ તેમને પૂછયું કે તમારાપર એવી તે શી આફત પડી છે કે જેને માટે તમારૂં આખું કુટુંબ અપાર દિલગીરીમાં આવી પડયું છે? ઘરધણીએ દીનતાથી જવાબ આપ્યો, ભાઇ, અમારી મુશીબતનો પાર નથી. તેનું વર્ણન કરતાં મને વધારે દુઃખ પ્રાપ્ત થશે, દુશ્મનને પણ આવો દહાડો આવશો નહીં. આ મકાન ભાડાના ૪૦ ફ્રૅન્ક ચડી ગયાછે તે આપવાની મારામાં શક્તિ નથી. મારા કુટુંબનું પોષણ પણ હું બરાબર કરી શકતો નથી. અમે અરધો ભૂખમરો વેઠીએછીએ. ભાડાના પૈસા હું આપતો નથી તેથી આ ઘરનો માલિક હમણા અહીં આવીને અમને બહાર કાઢનાર છે. હવે અમે કયાં જઇશું? ખરેખર અમારી હવે પૂરેપૂરી કમબખ્તી છે. મારાં છોકરાંઓ કાલનાં ભૂખે ટળવળેછે અને હમણાં અમને ઘરમાંથી ભૂંડે હાલે બહાર કાઢશે, ત્યારે અમારી શી વલે થશે? આ દુનિઆમાં અમારૂં કોઇ સગું નથી. અમારાં જેવાં છેકજ નિરાધાર કોઇ હશે નહીં એમ હું ધારૂંછું. વસ્ત્ર વિના આ શિઆળાની કકડતી ઠંડીમાં મારાં બચ્ચાંઓ બહુ હેરાન થાય

છે, પણ જ્યાં પુરતા અન્નના ઓરતા ત્યાં કપડાં તે કયાંથી ગમે ?

તે કંગાળ માણસોની આવી કરૂણાપાત્ર સ્થિતિ જોઇ સાંભળીને એ અપરાધીના અંતઃકરણમાં અતિશય અનુકંપા ઉત્પન્ન થઇ; પછી તેણે તેને જણાવ્યું કે તું કશી ફિકર કરીશ નહીં. ભાડાના પૈસા હું તને અપાવીશ. હવે તું મારી વાત સાંભળ. તુલોનના બંદીખાનામાંથી હું હમણાજ નાસી આવ્યો છું. નાસી ગયેલા કેદીને જે માણસ પાછો પકડી લાવે તેને ત્યાં ૫૦ ફ્રૅન્ક ઇનામના આપવામાં આવેછે એ વાત કદાચ તમે જાણતા હશો. હવે તમે મને એક દોરડાવતી બાંધો અને તુલોન શેહેરમાં મને લઈ ચાલો. તમે મને પાછો પકડી લાવ્યાછો એમ જાણીને ત્યાંની સરકાર તમને ૫૦ ફ્રૅન્ક આપશે. તેથી તમારા મકાનનું આજસુધીનું ભાડું ચુકવાશે અને વળી દશ ફ્રૅન્ક વધશે તેનું અનાજ લાવશો તો તે ઉપર થોડા દહાડા લેવાશે.

એ સાંભળીને તે ઘરધણી બોલ્યો—નહીં, એમ કરવાની મારી જરા પણ ઈચ્છા નથી. મારાં બચ્ચાં ભૂખે મરે તો ભલે, પણ તારા જેવા સ્નેહાળુ સ્વભાવના સજ્જનને હું પાછો કેદખાને નાખવા સારૂ લઈ જઇશ નહીં. વળી તું જુએછે કે તારા જેવા જોરાવર ને હિંમતવાન માણસને હું પકડી શકું તેમ પણ નથી. મારા સ્વાર્થને સારૂ હું તને પાછો દુઃખમાં નાખવાને માગતો નથી; માટે ભાઇ, તારે જ્યાં જવું હોય ત્યાં જા. મારા વિષે ચિંતા કરીશ નહીં. પરમેશ્વર સૌ સારાં વાનાં કરશે. માણસના સઘળા દહાડા કાંઇ વિપત્તિમાં જતા નથી. સુખ દુઃખ ચાલ્યા જાયછે.

આટલું બધું સમજાવ્યા છતાં પણ તે અપરાધીએ પોતાનો આગ્રહ ચાલુ રાખ્યો. તે બોલ્યો કે જો તમે મને બાંધીને નહીં લઇ જાઓ તો હું મારી મેળે પાછો કેદખાને જઇશ. મારે હવે નાસી જવાની મરજી નથી. થોડા માસને માટે કેદખાનામાંથી હું નાસી આવ્યો એ મારી મોટી ભૂલ છે. ભલા માણસ, તું મારી વિનંતિ માન્ય રાખ, અને મને પકડી જઇને ૫૦ ફ્રૅન્ક ઈનામના લેઈને તારી હાલની ફિકર મટાડ. તું જો મારૂં કથન માનીશ તો હું સમજીશ કે તેં મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો. એ પ્રમાણે તેણે

ઘણી મેહેનતે તેને સમજાવ્યો, ત્યારે તે ગામડીએ તેના કહેવા પ્રમાણે કર્યું. એ અપરાધીના ઉભય હાથ દોરડાવતી બાંધીને તે તેને તુલોન શેહેરના કોટવાળની કચેરીમાં લાવ્યો. એ નબળા બાંધાના ગામડીઆના હાથમાં આવો સબળો ને હિંમતવાન અપરાધી શી રીતે સપડાયો હશે તે વિષે સઘળા જણ વિચારમાં પડયા હતા. પછી ઠરાવ પ્રમાણે તે ગામડીઆને ૫૦ ફ્રૅન્ક મળ્યા અને તે અપરાધીને પાછો કેદખાને મોકલ્યો.

એ અપરાધીને બંધીખાને લેઇ ગયા પછી તે ગામડીઆએ એ કોટવાળની ખાનગી મુલાકાત લીધી, અને તેમાં તેણે ઉપલી સર્વ વાત વિદિત કીધી. એ સાંભળીને તે કોટવાળને પણ બહુ કરૂણા ઉપજી તેથી તેણે પોતાની ગાંઠેથી બીજા ૫૦ ફ્રૅન્ક તે ગરીબ ગામડીઆને આપ્યા, એટલુંજ નહીં પણ તેણે એ બંધીવાનની વાત પોતાના ઉપરીને લખી જણાવી. તેના અધિકારીને એ વિષે તપાસ કરતાં માલમ પડયું કે એ બંધીવાનને જે ગુન્હાને માટે સજા કરી હતી તે ઘણો નાનો હતો. વળી તેણે અરધો અરધ શિક્ષા અત્યાર સુધીમાં ભોગવી હતી તેથી, અને એણે આ જે બેહદ પ્રશંસાપાત્ર પરગજુપણું બતાવ્યું હતું તેથી બહુજ ખુશી થઇને તેને કેદખાનામાંથી છોડી મૂક્યો. અપરાધીના મનમાં આટલી બધી અનુકંપા હોય એ વિશેષ આનંદજનક છે. એ અપરાધીને તેની ઉદારતાનો લાયક બદલો મળ્યો તે જોઈને આપણે સંતોષ પામીશું.

---

# મોટું મન

"મોટું મન એજ મનુષ્યનું મહત્વ."

"The mind is the man." **Pepys.**

## વેરોના શેહેરનો ખેડૂત.

એક વાર ઈટાલી દેશમાં આડીજ નદીમાં મોટી રેલ આવવાથી તેના કાંઠા ધોવાઈ ગયા અને વેરોના શેહેરની નદી ઉપરનો પુલ વચલા આરકા સિવાય ઘસડાઈ ગયો. એ વચલા આરકાનો પાયો પણ ઘસડાઈ

જતો જણાયો. એ આરકાપર માત્ર એક ઘર હતું તે માંહેના માણસો પોતાના હાથ લાંબા કરીને કિનારે ઉભેલા માણસોને વિનંતિ કરતા હતા કે કૃપા કરી અમને બચાવો. તેમની આવી શોકજનક સ્થિતિ જોઈને કાઉંટ પોલવેરી નામના ઉમરાવને બહુ દયા ઉપજી, તેથી તે તરત બોલી ઉઠયો કે જે કોઈ બહાદૂર પુરૂષ આ નિરાધાર લોકોને બચાવી લાવે તેને હું સો રૂપિઆ આપું. તેનું આ કથન સાંભળીને એક ખેડૂત બહાર આવ્યો અને એક હોડીમાં બેસીને તે દુખી માણસોને કિનારે આણુવા ઉપડી ગયો. નદીની છોળો બહુજ ભયંકર હતી પણ તે હિંમતવાન ખેડૂત એ ઘર પાસે જઈ પહોંચ્યો ને એ નિરાધાર લોકોને સહીસલામત કિનારે લાવ્યો, એટલે આસપાસના લોકો ખુશાલીનો પોકાર કરવા લાગ્યા. પછી તે ઉમરાવે પોતાની કબૂલાત પ્રમાણે તેને ૧૦૦ રૂપિઆ આપવા માંડયા તે લેવાની ના પાડીને આ મોટા મનના ખેડૂતે જણાવ્યું કે—નહીં સાહેબ, પૈસાને માટે હું મારી ઉમર વેચતો નથી. એ પૈસા આપને જો આપવા ઘટે તો એ ગરીબ કુટુંબને આપો કે તેને તેની ઘણી ગરજ છે. તેના આ મોટા મનથી લોકોના દિલમાં ઘણીજ ઉમદા અસર થઇ. તેની ભલામણ પ્રમાણે એ ૧૦૦ રૂપિઆ તે નાચાર કુટુંબને આપવામાં આવ્યા. એ ગરીબ ખેડૂતની હિંમત અને તેના મોટા મનને માટે આપણે સાનંદાશ્ચર્ય પામીને તેને સાબાશી આપીશું. ગરીબ માણસમાં પણ કેવું મોટું મન હોય છે?

## ચેમલર વકીલનું મોટું મન અને ઇનસાફ.

ફ્રાન્સના ચેમલર નામના વકીલની એક જાણવાજેવી વાત છે. તેના એક અસીલનો મુકદ્દમો ચાલતો હતો, એ વખતે અતિ અગત્યના એક દસ્તાવેજની ગેરહાજરીમાં તે મુકદ્દમો હારી ગયો. પછી તે અસીલે, એ સઘળો દોષ પોતાના વકીલ ઉપર મૂકયો; કેમકે તેણે તે જરૂરનો દસ્તાવેજ પોતાના વકીલને હાથોહાથ આપ્યો હતો, પણ ઘણા કામના દબાણમાં તે વકીલ ભૂલી ગયો હતો. અને દસ્તાવેજ પણ કોઇ જગ્યોએ મૂકાઇ ગયેલો તેથી ઘણી તજવીજ કરતાં પણ તે હાથ

લાગ્યો નહીં. એ મુકદમાની અપીલ ત્યાંની રાજસભામાં કરી, પણ પેલો અગત્યનો દસ્તાવેજ ન હોવાથી ત્યાંથી પણ હાર ખાવી પડી, એથી બાપડા અસીલને નાહક અતિશય નુકસાન થયું. તે રડીને બેસી રહ્યો કેમકે ફતેહ મેળવવાનો ઉપાય હતો તે તો તે ખોઇ બેઠો હતો.

કેટલાએક મહિના ગયા કેડે એક દિવસ એમલર વકીલ પોતાના જૂના કાગળીઆના કોથળા તપાસતો હતો, તે અવસરે આકસ્મિત પેલો અગત્યનો દસ્તાવેજ તેમાંથી નીકળી આવ્યો. એ વાંચતાંજ તેની ખાતરી થઇ કે જો કામ ચાલતી વખતે આ દસ્તાવેજ કોર્ટમાં રજુ કર્યો હોત તો, તેનો અસીલ કદી હારી જાત નહીં; પણ હવે તે કરે શું ? પૂનરપિ તપાસ કરવાની અપીલ થઇ શકતી નહોતી, એથી તેને બહુજ લાગી આવ્યું. તેણે વિચાર્યું કે માત્ર મારીજ ગફલતથી મારા અસીલને આટલુંબધું નુકસાન શાને માટે જોઇએ ? મારી ગફલતનું ફળ તો મારે પોતેજ ભોગવવું એ ન્યાય છે. એમ વિચારી તેણે પોતાની સઘળી દોલત એકઠી કરી. પછી બીજે દહાડે તેણે પેલા અસીલને બોલાવી, તેની પાસે પોતાની ગફલત કબૂલ કરી ક્ષમા માગી અને તેને પોતાની સઘળી દોલત સ્વાધીન કરી દીધી. એથી તે પાયમાલ થઇ ગયો, તોપણ તે ગભરાયો નહીં. તે કહેતો કે દોલત ગઈ તેની મને ચિંતા નથી, પણ મારી ગફલતથી મારા નિર્દોષ અસીલને થયેલા નુકસાનનો બદલો હું આપી શક્યો છું એથી મને ઓછો સંતોષ નથી. સાબાશ ! વકીલ તો આવા ન્યાયિક બુદ્ધિમાનજ જોઇએ.

---

## અપકારને બદલે ઉપકાર.

### એક ઇટાલીઅન.

"અપકારને બદલે ઉપકાર કરવો, એના કરતાં વધારે કીર્તિમાન્ ફતેહ મેળવવી મુશ્કેલ છે." **ટીલોટસન.**

"ગુણને બદલે અવગુણ કરવો એ શેતાનનું કામ છે. ગુણને બદલે ગુણ કરવો એ માણસનું કામ છે, પણ અવગુણને બદલે ગુણ કરવો એ દેવનું કામ છે." **એક સ્પૅનિયર્ડ.**

ગુણની પછવાડે ગુણ કરવો એવું તો સાધારણ રીતે સર્વ કોઇ કરે છે, પણ અવગુણની પછવાડે ગુણ કરવો એ કાર્યને બહુજ ઉત્તમ ગણવું જોઇએ.

ઇટાલીના ફ્લોરેન્ઝાગાં એક ગાણસને એક કટ્ટો દુશ્મન હતો. એ શત્રુ શરીરે બહુજ મજબૂત હતો, અને તેણે પેલા ગાણસની બન્ને આંખો ફોડી નાખી. એ ગાણસ બિચારો પૈસેટકે કંગાલ હતો, વળી તેનાપર આવો અસહ્ય જુલમ ગુજારવાગાં આવ્યો હતો તેથી તે પોતાનું ચરિતાર્થ ચલાવવાને કેવળ અશકત થઇ પડયો, એટલે તેણે એક ગઠનો આશ્રય લીધો અને પોતાની બાકીની જીંદગી ત્યાંજ પૂરી કરવાનો નિર્ણય કીધો.

થોડાં વર્ષ પછી એવું બન્યું કે જે ક્રૂર ગાણસે તેની આંખો ફોડી નાખી હતી તેને કાંઇ ભયંકર મંદવાડ થયો. તેને સારો કરવા માટે તેજ ગઠગાં લેઇ જવાની જરૂર પડી. આ વખતે તેને બેહદ ધાસ્તી લાગી. તેણે ધાર્યું કે મેં જેની વગર વાંકે આંખો ફોડી નાખીછે તે હવે પોતાનું વેર લીધા વિના ગને કદી છોડશે નહીં.

તે ચક્ષુહિનને ખબર પડી કે ગારી આંખો ફોડનાર અહીં આવ્યોછે ત્યારે તેણે તેની ચાકરી કરવાનો વિચાર કર્યો. મઠના અધિકારી પાસે તેણે આ ગાણસની પાસે રહેવાની આજ્ઞા ગાગી. એ રજા તેણે એટલી તો આતુરતાથી ગાગી કે તેગાં કાંઇ ખાસ કારણ હોયની ? આજ્ઞા મળવાથી તે પેલા આજારીની બરદાસ કરવાગાં પોતાનો સઘળો વખત કાઢવા લાગ્યો. તેને જલદી આરામ થાય તેટલા ગાટે પોતાની બનતી મેહેનત કરવાગાં તે લેશમાત્ર પણ ગણા રાખતો નહોતો. તે દરદી જાણે તેનો પરગપ્રિય ગિત્ર હોય તેવું તે વર્ત્તન રાખતો. તેની આંખો ફોડનારને પછી થોડી મુદતગાં આરામ થયો. એ ઘાતકી ગાણસના જ્યારે અનુભવવાગાં આવ્યું કે જે ગાણસ પર મેં નાહક આટલુંબધું નિર્દયપણું કીધું હતું તેણે ગારા પર ઉલટો ઉપકાર કરીને ગારો પ્રાણ બચાવ્યો ત્યારે તેને કેટલો બધો પશ્ચાતાપ થયો હશે તે કહેવા કરતાં વિચારી લેવું સેહેલ છે. તે આં-

ધણીએ પોતાનું વેર વાળ્યું હોત તેના કરતાં આ પ્રમાણે અપકાર ઉપર ઉપકાર કર્યો એ માટે આપણે તેના મોટા મન ને ડાહપણની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી સમજવી. અવનિના ઈતિહાસમાંથી આવાં અનુપમ દષ્ટાંત અધિક મળી શકતાં નથી. શત્રુનું ભલું કરવું એ સર્વેથી સરસ કીનો છે.

---

## કૃતઘ્ની.

### એક ગરીબ ઉમરાવ.

ઇંગ્લાંડના એક ગરીબ ઉમરાવને તેની વૃદ્ધ વયે એક મોટી રકમનો વારસો મળ્યો. તેને કાંઇ બચ્ચાં નહોતાં તેથી પોતાના મરણ પછી એ મોટી દોલતનો વારસો કોને આપવો તે વિષે તે વિચાર કરવા લાગ્યો. તેણે ધાર્યું કે મારા તર્ફ અંતરથી મમતા રાખતું હોય એવા માણસનેજ મારો વારસો આપી જવો એ વાજબી છે. પોતાનાં સગાંઓ સંખ્યાબંધ હતાં તેઓમાંથી જે સર્વોત્તમ જણાય તેને ચુંટી કાઢવાની તેણે એક વિસ્મયકારક યુક્તિ વાપરી. પોતાને જાણે કાંઇ વારસો મળ્યો ન હોય એવો ડોળ કરીને તેણે તેઓની તર્ફ અકેક પત્ર લખીને દર્શાવ્યું કે દિનપ્રતિદિન મારી નાણા સંબંધી સ્થિતિ નબળી પડતી જાયછે, તેથી હું હવે મારો દરજ્જો જાળવી શકું તેમ મને લાગતું નથી. ખાલી કોથળીએ ખડું રહેવું શી રીતે બને? મને મારી આબરૂ, મારા આત્માથી પણ અધિક વ્હાલી છે. જાહેરમાં મારો ટેક જાય તેના કરતાં મારો જીવ જાય તો સારૂં. તમે મારા સગા છો તેથી મને મદદ આપવી એ તમારો ધર્મ છે. પ્રભુ પ્રતાપે જો મારી સ્થિતિ સાનુકૂળ થશે તો હું તમારી સહાયનો બદલો આપ્યા વિના રહીશ નહીં, પણ જો મારી સ્થિતિ પ્રતિકૂળ રહી તો તમારૂં કરજ હું ભરી શકીશ નહીં તેની હું તમને આગળથી સાવચેતી આપુંછું. મારી વિનંતિ પર તમે શાંત મનથી વિચાર કરજો, અને તમારો શો વિચાર છે તે લખી જણાવજો એટલે મને માઠું સુઝે. હું તમારી પાસેથી મેહેરબાનીની દાખલ એટલું માગી લઉંછું કે તમે મને તમારી ઈચ્છાનુસાર ઉત્તર આપ્યા વિ-

ના રહેશો નહીં. એ મતલબનો તેનો પત્ર વાંચીને તેની એક સગી સિવાય બીજાં સર્વે જણે જવાબ લખવાની પણ જરૂર જોઈ નહીં. પડતીમાં આવેલા માણસનું કોઈ ભાગ્યેજ સગું થવા આવેછે. "**દુનિઆ દમડાની છે**" એ કહેવત બહુધા સાચી છે. પાસે પૈસો હોય તો નહીંસગાનાં સગાં, ને નહીંસ્નેહીનાં સ્નેહી થાયછે. અને હાથમાંથી જો પૈસો જતો રહે તો સગાંનાં નહીંસગાં, અને સ્નેહીના નહીંસ્નેહી થતાં વિલંબ લાગતો નથી, એ વાત અસ્તોદયના અનુભવીજ યથાર્થ રીતે સમજી શકેછે.

પણ સૌ માણસ સરખાં નથી. સર્વનાં અંતઃકરણમાંથી પ્યારની લાગણી લય પામતી નથી. સંકટને સમયે પણ સહાયક થાય એવા કોઈકોઈ સદ્‌ગુણી માણસો સૃષ્ટિમાં મળી આવ્યા વિના રહેતાં નથી. આ ઉમરાવ પર તેના એક સગાની સ્ત્રીએ સત્વર ઉત્તર લખ્યો. તે બાઈ એક કન્યાશાળામાં સાધારણ પગારથી ઉપશિક્ષકનું કામ કરતી હતી. તેણીએ પોતાના પત્ર સાથે એક નાની રકમ મોકલી આપી. વળી તેણીએ જણાવ્યું હતું કે મારો પગાર આવશે ત્યારે બીજી થોડી રકમ હું વગર ઢીલે તમારા તર્ફ મોકલી આપવાને ચૂકીશ નહીં. હું દિલગીર છું કે મારી સાધારણ સ્થિતિને લીધે હું તમને જોઇએ તેટલી સહાય આપી શકતી નથી.

આપણે ધારી શકીએ તેમ આ સ્ત્રીની પોતાના તર્ફ મમતા જોઇને એ ઉમરાવના મનમાં બહુજ સ્નેહ ઉપજ્યો. તેણે પોતાના દિલથી નક્કી કર્યું કે આવી મમતાળુ સ્ત્રીને મારી દોલત આપી જવી એ સર્વોત્તમ છે. પછી તેણે છૂપી રીતે પોતાનું વસિયતનામું ઘડ્યું, તેમાં પોતાની સઘળી હકીકત લખીને એ સ્ત્રીને મોટી સાબાશી સાથે પોતાની વારસ બનાવી હતી. એ મેહેતીજીને તેણે એ વિષે કશી ખબર આપી નહોતી. તેમજ તે બાઇ જાણતી પણ નહોતી.

થોડાં વરસ પછી તે ઉમરાવ મરણ પામ્યો, અને તેની પાસેથી તો ઘણી દોલત નીકળી ત્યારે તેના વારસ થવાને તેનાં ઘણાં સગાંઓ પોતાનું નિકટનું સગપણ બતાવીને દાવો કરવા લાગ્યાં. પછી બારિકીથી તપાસ ક-

રતાં તેના ઘરમાંથી તેનું વસિયતનામું જડી આવ્યું. તે વાંચતાં જણાયું કે તેમાં તેણે પોતાનાં બીજાં સગાંઓને ઠપકો આપવામાં કાંઈ બાકી રાખ્યું નહોતું. તેણે સાફ લખ્યું હતું કે મારી દોલતની વારસ થવા યોગ્ય ફકત પલાણી સ્ત્રી જે મેહેતીણીનો ધંધો કરેછે તેજ છે. એણીને હું મોટી ખુશીથી મારો સઘળો વારસો આપતો જાઉંછું, અને તે સાથે મારા પ્રત્યેની તેણીની અંતરની મમતા અને મેહેરબાનીને માટે હું તેણીનો ખરા અંતઃકરણથી આભાર માનવાની મારી ફરજ વિસરી જતો નથી. તેણીની અપાર મમતાની આગળ મારો આ વારસો કશું વજન ધરાવતો નથી. ઇશ્વર તેણીને સદા આબાદ રાખે એવી આશીષ સાથે આ વસિયતનામાની સમાપ્તી થાયછે.

---

## કૃતઘ્ની.

### ગ્રીસનો એક સિપાઇ.

ગ્રીસના બાદશાહ ફીલીપ પાસે એક સિપાઇ હતો, તેણે પોતાની પ્રવીણતાથી તેની ઘણી પ્રીતિ મેળવી હતી. એક વાર તે દેશાવર ખાતે સફર કરવાને ગયો હતો, ત્યારે તેનું વહાણ એક ખરાબા સાથે અથડાઇને ભાંગી ગયું; એટલે એ સિપાઇ સમુદ્રમાં પડયો, ત્યાંથી તે ઘસડાતો કિનારાસુધી જઈ પહોંચ્યો ત્યારે તે બેશુદ્ધ સ્થિતિમાં હતો. એ સમયે ત્યાં એક ભલો ખેડૂત ઉભો હતો તેણે દયા આણીને એ સિપાઇને સમુદ્રમાંથી કાઢયો, ને તેને પોતાને ઘેર લેઈ ગયો. એ પરોપકારી ખેડૂતે જોઇતી બરદાસ કરીને એને બચાવ્યો, અને કેટલાક દિવસ તેને પોતાના મકાન પર રાખ્યો, એટલુંજ નહીં પણ જ્યારે તે સિપાઈ પોતાને ઘેર જવાને તૈયાર થયો ત્યારે તેને વાટખરચીના પૈસા ને વસ્ત્ર પણ આપ્યાં.

એ સિપાઈ પોતાના વતનમાં પહોંચ્યો. દરબારમાં ગયો. પોતાના પર જે જે વિઘ્ન પડયું હતું તે સઘળું તેણે અસરકારક ભાષામાં ફીલીપ બાદશાહને કહી સંભળાવ્યું તેથી તેને ઘણી દયા ઉપજી. પછી તેણે તે સિપાઇને કહ્યું કે તું કાંઇ લાયક ઇનામ માગ તો તે હું તને આપું. ત્યારે તે સિપાઇએ પોતાનો જીવ બચાવનાર ખેડુતનું મકાન માગ્યું. એ મકાન તેને

ઘણું પસંદ પડ્યું હતું. ફીલીપ બાદશાહને તેણે એમ નહોતું કહ્યું કે એજ ખેડૂતે મારી બરદાસ કરી હતી. અને બાદશાહને તેનાપર એવો શક આવે પણ ક્યાંથી? પોતાની જીંદગી બચાવનારનુંજ ઘર તકાવે એવો કૃતઘ્ની તે કોણ હોય? બાદશાહ સમજ્યો કે તે બીજા કોઇનું મકાન હશે તેથી તેણે તે આપવાની હા પાડી. પછી તેણે તે ખેડૂતને ત્યાંના અધિકારી દ્વારા કહેવરાવ્યું કે તમારૂં મકાન આ સિપાઇને આપવું, અને તેના બદલામાં સરકાર તર્ફથી તમને બીજું મકાન આપવામાં આવશે. એવો હુકમ મેળવીને એ નિમકહરામ સિપાઈએ તે પરગજુ ખેડૂતને તેના ઘરમાંથી કાઢી મૂકાવ્યો.

પછી એ ગામડીઓ ખેડૂત ફીલીપ બાદશાહને મળ્યો અને એ સિપાઇના સંબંધમાં બનેલી હકિકત તેણે અથથી તે ઇતિસુધી કહી સંભળાવી. તે સાંભળીને તેને પોતાના સિપાઇપર અત્યંત ક્રોધ ચડ્યો અને પોતે પૂરતી તપાસ કર્યાવિના તેનું મકાન આપવાનો હુકમ કર્યો હતો તે માટે તેને બહુ પસ્તાવો થયો. આ નિમકહરામ સિપાઈને પોતાની પાસે બોલાવીને વાસ્તવિક હકિકત પૂછી લીધી. પછી તેના કપાળપર "લૂણહરામ પરોણો" એવા શબ્દો અંકાવીને તેને પોતાના રાજ્યની બહાર કાઢી મૂક્યો, કે જ્યાં તે રખડીરઝળીને થોડાં વર્ષમાં મરી ગયો. એના કૃતઘ્નીપણાનું એને યોગ્ય ફળ મળ્યું. એના એ અતિ નીચપણાને માટે સૌ કોઈ ધિક્કાર બતાવ્યા વિના રહેશે નહીં.

---

# ગુણજ્ઞ અધિકારી.

## ગસ્ટાવસ એડોલ્ફસ.

એ સ્વીડનનો રાજા હતો. એકવાર પોલ લોક સાથે મોટી ઝપાઝપી થતી હતી ત્યારે એ રાજાને તેના શત્રુના આઠ દશ સિપાઇઓએ ઘેરી લીધો, અને થોડીજ મિનિટમાં તેના કકડા થઈ જાય એવો બારિક વખત હતો. એ સમયે તેના એક સિપાઇએ સમયસૂચકતા વાપરીને એકદમ પોકાર કર્યો કે—સંભાળો, પછવાડેથી મોટો ગોળો આવેછે. એ સાંભળીને શત્રુના સિપાઇઓએ ગભરાઇને પોતાની પછવાડે જોયું. એ તકનો લાભ લેઇને રા-

જા, તેમજ તે સિપાઇ ત્યાંથી નાસી છૂટયા.

બીજી વેળા એવાજ એક જોખમના વખતે તે સિપાઇ બરાબર સપાટામાં આવી ગયો હતો, તે સમયે એ રાજાએ પોતાના જીવની દરકાર કર્યા વગર તેની મદદે દોડી જઇને તેનો જીવ બચાવ્યો હતો. સાધારણ રીતે જોતાં એ પ્રત્યુપકારથી તે સિપાઇની સેવાનો બદલો વળી રહ્યો.—એમ છતાં તે રાજાએ તેને ભારે શીરપાવ આપ્યો અને તેને ઉંચી પાયરીએ ચડાલીને ન્યાલ કર્યો. ખરી કદરદાની તે આ.

## બીજો જોસફ.

એ આસ્ત્રીઆનો શેહેનશાહ હતો. એકવાર તે પોતાના પાયતખ્ત વિએનામાં ફરતો હતો, ત્યારે તેની દૃષ્ટિએ એક દુખીઆરી છોડી પડી. તેના વિષે તપાસ કરતાં શેહેનશાહને માલમ પડયું કે—તે છોડીનો બાપ પોતાના લશ્કરમાં અમલદારની પદવીપર હતો, અને તે થોડાં વર્ષ પર થયેલી લડાઈમાં માર્યો ગયો હતો. જોસફ બાદશાહે તેણીને પૂછયું કે—શું તમને સરકાર તરફથી કાંઇપણ મદદ મળતી નથી? તે છોડીએ કહ્યું કે—નહીં, અમને કશી પણ મદદ મળતી નથી, તેમજ મારો પિતા પોતાની પછવાડે કાંઈ પૈસા પણ મૂકી ગયો નથી તેથી અમે ઘણીજ મુશીબત વેઠીએ છીએ, એ વગેરે કેટલીક વાતચીત કરી. પછી શેહેનશાહે અજાણ્યો થઇને તેણીને જણાવ્યું કે—ત્યારે તમે આપણા શેહેનશાહને એ વિષે અરજ કેમ કરતાં નથી? આપણો શેહેનશાહ માયાળુ છે તેથી મને ઉમેદ છે કે તે તમને યોગ્ય ઉત્તેજન આપ્યા વિના કદી રહેશે નહીં. એમ કહીને તેણે તે છોડીને પોતાની વીંટી તેમજ થોડા પૈસા આપ્યા. વળી તેણે કહ્યું કે હું શેહેનશાહનો નોકર છું. જો તું કાલે સાંજે તારી મા સાથે દરબારમાં આવીશ તો તને કાંઇ ચાલુ મદદ મળવા માટે હું પણ શેહેનશાહને વિનંતિ કરીશ. ઠરાવેલે વખતે તે છોડી પોતાની મા સાથે દરબારમાં ગઇ, અને ત્યાં જઇને જોયું તો તેને માલમ પડયું કે કાલે જે માણસે શેહેનશાહના નોકર તરીકે પોતાને ઓળખાવ્યો હતો તે પોતેજ શે-

હેનશાહ હતો !

આ મા દીકરીને પોતાની પાસે બોલાવી, તેમની સ્થિતિથી માહીતગાર થઇને તે શેહેનશાહે તેમને મોટી રકમનું સાલીઆણું બાંધી આપ્યું, અને કહ્યું કે તમે કશી વાતે ગભરાતાં ના. વળી મારા સરખું કાંઇ કામકાજ હોય તો બેલાશક મને જણાવજો. તમને મદદ આપવામાં હું કાંઈ ઉપકાર કરતો નથી પણ માત્ર મારી ફરજ બજાવુંછું.

---

## નિમકહલાલ નોકર.

### પ્લાંકસ અને તેના ગુલામ.

"Fidelity is better than gold." *Clapperton.*

"નિમકહલાલપણું એ સુવર્ણથી પણ અધિક છે." ક્લૅપરટન.

રોમ શેહેરમાં ઑક્ટોવીઅસ લેપીડસ અને આન્ટોનીયસને મોટા ઓહદા મળ્યા, ત્યારે પ્લાંકસ નામના અમલદારને ત્યાંથી પલાયન કરવાની જરૂર પડી. એ કયે સ્થળે નાસી ગયો તે જાણવા માટે સત્તાવાળાઓએ એના ગુલામોને પકડીને પૂછ્યું પણ તેઓએ તે બતાવવાની ચોખ્ખી ના પાડી. એ ઉપરથી તેઓની ઉપર ઘણો જૂલમ ગુજારવામાં આવ્યો તોપણ તેઓ માન્યા નહીં. પછી તેઓને અત્યંત પીડા પમાડવાની સામગ્રી તૈયાર કરી ત્યારે પ્લાંકસના મનમાં બહુજ દયા ઉપજી. તેણે વિચાર કર્યો કે આવા નિમકહલાલ ગુલામોનો ભોગ આપીને મારે જીવવું તેના કરતાં એવા સદ્‌ગુણી ગુલામોને બચાવી મારે પોતે મરવું એ વધારે સારૂં છે. એમ ધારીને તે જ્યાં સંતાયો હતો ત્યાંથી બહાર નીકળ્યો અને અધિકારી પાસે આવીને બોલ્યો કે—મારા નિમકહલાલ ગુલામોનું રક્ષણ કરવા હું તમારી સન્મુખ ખડો થયોછું. મારાપર જે જૂલમ ગુજારવો હોય તે ગુજારો, અથવા મારો ઘાત કરવો હોય તો ખુશીથી તેમ કરો. હું વગર સરતે તમારે તાબે થાઉંછું, અને અરજ કરૂંછું કે મારા બહાદુર ગુલામોને તરત છોડી મૂકો. સત્તાવાળાઓ આ બનાવ જોઇને અતિશય આશ્ચર્ય

પામ્યા. તેઓએ એક ગતે પ્લાંકસ અને તેના ગુલામોને માફી આપી. ધણી અને તેના ગુલામોની અરસ્પરસ આવી પરમોત્તમ પ્રીતિથી તેઓ પોતાનું વેર ભૂલી ગયા. આપણે મોટી ખુશીથી કબૂલ કરીશું કે આવા નિમકહલાલ ગુલામો પ્લાંકસનેજ યોગ્ય હતા, અને એવો કદરદાન ધણી એવા ગુલામોનેજ યોગ્ય હતો. તમે વધારે વખાણ કોનાં કરશો, એ ગુલામોનાં કે તેના ધણીનાં? બન્ને બાજુ તર્ફથી પોતાની ફરજ બજાવવામાં મણા રહી નથી.

## કોરનુટસના ગુલામ.

"Where there is love, there is fidelity" **Newman.**

"જ્યાં પ્યાર છે ત્યાં નિમકહલાલી છે." **ન્યુમૅન.**

ગારીઅસ જ્યારે ફતેહમંદ થઇ રોમમાં પાછો ફર્યો ત્યારે તે ત્યાં ઘણો જૂલમ ગુજારવા લાગ્યો. તેના લશ્કરી સિપાઇઓ પણ મદમાં ગરત બન્યા હતા. એ વખતે કોરનુટસને મારી નાખવા માટે શોધખોળ ચાલતી હતી પણ તેના નિમકહલાલ ગુલામોએ તેને છુપાવેલો હોવાથી તેનો પત્તો લાગતો નહોતો.

પછી તે ગુલામોએ એક આશ્ચર્યકારક યુક્તિ કીધી, અને તેથી તેમનો ધણી સેહેલાઈથી નિર્ભયપણે ફ્રાન્સ દેશ તર્ફ નાસી જવા પામ્યો. તે નવાઇ જેવી યુક્તિ આ પ્રમાણે હતી.—તે ગુલામો કોઇ જગોએથી એક મુડદું ઉપાડી લાવ્યા ને તેને કોરનુટસનાં કપડાં,ને વીંટી પેહેરાવ્યાં. પછી તે પ્રેતને એક વાંસડા સાથે લટકાવીને તેઓએ એવું ઠરાવ્યું કે કોરનુટસ આપઘાત કરીને મરણ પામ્યોછે. તેઓ એટલુંજ કરીને બેસી રહ્યા નહીં પણ તે પ્રેતની મરણક્રિયા કોરનુટસના મોભાને છાજતી રીતે કરીને તેને ભૂગિદાહ કીધું. તેઓએ પોતાનું એ કામ એવું તો ચાલાકીથી ચલાવ્યું કે તે ઉપર કોઈને પણ શક ગયો નહીં. એ પ્રમાણે થવાથી તેને પકડવા માટેની શોધખોળ આપોઆપ બંધ પડી અને તે રોમન સરદાર, ઉપર જણાવ્યા પ્રમાણે ફ્રાન્સ તર્ફ ચાલ્યો ગયો. આ ગુલામોની નિમકહલાલી અને તેઓની હિકમત આપણને સાનંદાશ્ચર્ય ઉપજાવેછે.

## મારગ્રેટ ડગાસ.

સ્કૉટલાંડના રાજા પેહેલા જેમ્સે પોતાની સત્તામાં અધિક વૃદ્ધિ કરવા માટે પોતાના અમીર ઉમરાવનું પ્રાબલ્ય તોડવાનો જબરો પ્રયત્ન કીધો, પણ એથી તેના દુશ્મનો બહુજ વધી ગયા. ઈ. સ. ૧૪૩૭ માં પર્થની પાડોશમાં તે રાજા પોતાના કુટુંબ સહિત હતો, તે વખતે તેની પાસે બિલકુલ લશ્કર નહોતું. તેના શત્રુઓ એ તકનો લાભ લીધા વિના રહ્યા નહીં. રાજાને એકલો જોઈને તેઓએ તેનાપર ધસારો કીધો. એ વખતે મારગ્રેટ ડગાસ નામની તેની એક દાસીએ ઘણીજ નિમકહલાલી બતાવ્યાથી તે નામિચી થઈછે. એના સરખી હિંમતવાન્ અબળા ભાગ્યેજ મળી આવશે. રાતની વખતે દુશ્મનોને પોતાના રાજાના મકાન તર્ફ ચડી આવતા જોઇને તે દરવાજો બંધ કરવાને દોડી, પણ ત્યાં તેણે નિરાશા સાથે જોયું કે બારણાને વાસવાનો લાકો કોઇ લઇ ગયું હતું. હવે શું કરવું? બીજો લાકો તત્કાળ લાવવાનું બને તેમ નહોતું. વિચાર કરવાનો પણ પુરતો વખત નહોતો; તેથી તે નિમકહલાલ દાસીએ તરત સમયસૂચકતા વાપરી લાકાને ઠેકાણે પોતાનો હાથ ખોસી દીધો. શત્રુઓ આવ્યા, તેઓએ દરવાજો ઉઘાડવા માંડયો પણ તે સેહેલાઇથી ઉઘડયો નહીં, ત્યારે તેઓએ એકત્ર મેહેનતથી તેને એવો તો ધક્કો માર્યો કે તે દાસીનો તે હાથ ભાંગીને ભૂકો થઇ ગયો ને દરવાજો ઉઘડી ગયો. પછી એ લોકોએ રાજાને પકડીને મારી નાખ્યો. પોતાના રાજાનો પ્રાણ બચાવવાને આ નિમકહલાલ દાસીએ પોતાના હાથને જોખમમાં નાંખ્યો, તેના મનમાં પોતાના રાજા તર્ફનો કેવો અકથ્ય પ્રેમ હશે? મારગ્રેટ ડગાસનું નામ તેના ઉમદા સાહસને માટે દીર્ઘ કાળ પર્યંત સપ્રેમ સાંભરશે, એમાં થોડોજ શક છે.

---

## પૉર્ટોપ્રિન્સની સિંધણ.

ઇ. સ. ૧૭૭૦ માં સેન્ટ ડોમીંગો ટાપુમાં ભયંકર ધરતીકંપ થયો હતો. એ વખતે ત્યાંના એક રહેવાશીના ઘરમાં એક સિંધણ દાસી પોતાના શેઠના દીકરા સાથે એકલીજ હતી. ધરતીકંપના સખ્ત આંચકાથી તે શેહેરનાં મકાનોની દીવાલો ધ્રૂજવા લાગી. લોકો ભયના માર્યા ઘરમાંથી બહાર

નીકળવા મંડયા; પણ પેલી નિમકહલાલ દાસી તેમ ન કરતાં જે ઠેકાણે એ છોકરો સુતો હતો ત્યાં દોડી ગઈ. તે કાળે તે છોકરો ભરઉંઘમાં પડેલો હતો. ઘરની દીવાલો એકદમ તૂટી પડયા વિના રહેશે નહીં એમ તેને લાગ્યું. આવા બારિક વખતે જો તે પોતાના શેઠના દીકરાને લેઇને બહાર નીકળે તો તે બન્ને ચગદાઈ મરે તેમ હતું, તેથી સમયસૂચકતા વાપરીને એ સમજુ સિંધણુ તે છોકરાની ઉપર કુરબાનદાર થઇને વાંકી વળી. એવામાં દીવાલ તરતજ ધસી પડી. તેનો સઘળો બોજો તેણીના શરીરપર પડયો, તેથી તે બિચારી મરણ પામી, પણ પેલો પુત્ર જાણે એક ગુફામાં હોય એમ સહી સલામત રહ્યો. આ સિંધણુની નિમકહલાલીને માટે સર્વત્ર પ્રશંસા થવા લાગી. આપણે પણ કહીશું કે આ સિંધણુને સાબાશ છે. પોતાના જીવ કરતાં પોતાના શેઠ પ્રત્યેની ફરજ તેણે વિશેષ કિંમતી ગણી. હલકા ગણાતા લોકોમાં નિમકહલાલી હોતી નથી એમ જેઓ કહેછે તેઓ આ વાતથી નિઃશંક જૂઠા પડશે.

---

## સન્મિત્ર.

### લુસીલીઅસ.

ફિલિપીની પ્રસિદ્ધ લડાઈમાં બ્રુટસનું લશ્કર પરાજય પામી નાસી ગયું ત્યારે તે સરદાર શત્રુના હાથમાં ફસાઈ પડવાની અણીપર હતો તે સમયે તેને તેના લુસીલીઅસ નામના એક પરમ મિત્રે કેવી યુક્તિથી અને પોતાને માથે જીંદગીનું કેવું જોખમ ખેંચી લેઇને બચાવી લીધો હતો તે જાણવાયોગ્ય છે.

શત્રુના કેટલાએક સિપાઇઓ બ્રુટસને પકડવા આવ્યા પણ તેઓ તેને દીઠે ઓળખતા નહોતા. એ તકનો લાભ લેઇને લુસીલીઅસે, પેલા પકડનારાઓને સમજાવ્યું કે બ્રુટસ તો હું છું. ચાલો હું એજન્ટોની આગળ આવું. એમ કહીને તે એકલો એજન્ટની પાસે જવા નીકળ્યો અને પોતાના પ્રાણપ્રિય મિત્ર બ્રુટસને તેણે નસાડી મૂકયો. એજન્ટની હજૂરમાં હા-

જાર થઇને તેણે ખરેખરો ખુલાસો કર્યો કે "મારૂં નામ લુસીલીઅસ છે. બ્રુટસનો હું દિલોજાન દોસ્ત છું. તેનો જીવ બચાવવા અને મિત્ર તરીકે મારી ફરજ બજાવવા બ્રુટસનું નામ ધારણ કરી અહીં આવવા મેં યોગ્ય ધાર્યુંછે. પ્રભુપ્રતાપે આ લડાઇમાં તમને જય મળ્યોછે તેનો શું મારા જેવા રંક મિત્રને કશો બદલો નહીં મળે? તમે લાંબો વિચાર કરી જુઓ તો મારા આ વર્ત્તન માટે તમારા મનમાં લાગી આવ્યા વિના રહેશે નહીં. દરેક માણસે જો જરૂર પડે તો પોતાના મિત્રને માથું અર્પણ કરવું ઉચ્ચિત છે. સર્વને એક વાર મરવાનું તો છે જ, તો કીર્તિ સાથે મરવું એથી બીજું રૂડું શું?"

લુસીલીઅસની આવી હિંમત, સદ્ગુણ તથા મિત્ર પ્રતિ અનુપમ પ્રીતિ જોઇ એન્ટની તો છકજ થઇ ગયો અને તેના તરફ હસતું મુખ રાખી બોલ્યો "તારી હિંમતનો બદલો વાળવાની મારામાં શક્તિ નથી. મને હમણાં ખબર મળીછે કે બ્રુટસ મરણ પામ્યોછે તો હવે તેની સાથે તું જેવી મિત્રાચારી રાખતો હતો તેવીજ મારા તરફ રાખ એટલીજ મારી તને વિનંતિ છે." આટલી બાતચીત થઈ રહ્યા પછી તેઓ વચ્ચે એવી મિત્રાચારી બંધાઇ કે તે અંતની ઘડી સુધી આબાદ રહી.

લાયક મિત્ર પોતાના સુકૃત્યોથી મિત્રમંડળમાં આનંદ ઉપજાવેછે. લાયક મિત્ર પોતાના સોબતીથી અંતર નહીં લેખતાં તેનું સારૂં તે પોતાનુંજ સારૂં માનેછે. લાયક મિત્ર વખત આવે પોતાના સ્નેહીને તન, મન, ધનથી સહાય આપેછે. લાયક મિત્ર રાજદ્વારે અને રણે પોતાના મિત્રને મદદ આપવામાં પ્રાણ અને પૈસાનું નુકસાન થશે એવા ભયનો તિરસ્કાર કરી બાંય ગ્રહી ઉભો રહેછે.

આહા! કેવો લુસીલીઅસનો પ્યાર! કેવી મિત્ર પ્રતિ મહાદ્રઢ પ્રીતિ! અને કેવી મમતા! અપૂર્વ ને પુનિત પ્રેમ તે આજ. આવા પવિત્ર પ્યારની જેટલી પ્રશંસા કરીએ એટલી ઓછી. હે પ્રભુ! તારી કૃપાવડે અમે આ સંસારમાં આવા પરગજુ મિત્ર પામીએ એમ તું કર. તેમજ અ-

મારા મિત્રો તરફ નિમકહલાલી અને વિશ્વાસથી વર્તી અવસર આવતાં અમારી ફરજ બજાવવાને ખુશીથી બહાર પડીએ એવી તું અમને નિર્મળ બુદ્ધિ આપ.

## પ્લીની.

એ ઉદાર પંડિતે પોતાના એક મિત્રને કરજની ખાડીમાં ડુબતો જોયાથી તેનો સઘળો વહીવટ પોતે તપાસી, તેના તમામ લેહેણદારને બોલાવી તે મિત્રનું રૂણ પતાવી પોતે પોતાના મિત્રનો માત્ર એકલોજ લેહેણદાર થયો. હવે વાત એવી બની કે પ્લીનીનું દેવું પતવા પેહેલાં પેલો મિત્ર મૃત્યુ પામ્યો. પછી તે કરજદાર મિત્રની વિવેકી પુત્રીએ પ્લીની પાસે આવીને વિનંતિ કરી કે—" આપના લેહેણાના બદલામાં મારા પિતાની જે કાંઇ માલમિલકત છે તે આપને સ્વાધિન કરો. " પણ એ ઉદાર મિત્રે તે માગણી ઉપકાર સાથે નાકબૂલ કીધી અને તે પુત્રી પરણી ત્યારે ઉલટી નાણાની એક મોટી રકમ તેણીને પેહેરામણીમાં આપી! ધન્ય છે પ્લીની તારી સાચી પ્રીતિને!

મિત્રને ઉછીના પૈસા આપવા કે નહીં તે વિષે ઉભય મત છે. એક એમ કહેછે કે નાણું ઝેર કરાવેછે, માટે દોસ્તને બીજી સર્વ વાતે સહાય કરવી, શકિત મુજબ કાંઈ બક્ષિસ આપવું હોય તો આપવું, પણ નાણાની ધીરધાર તો નહીં કરવી. કારણકે પાછાં લેવા જતાં કેટલીકવાર વાંધો પડેછે અથવા શરમે મંગાતા નથી. બીજો એમ ધારેછે કે—

**"જે ટાળેછે તંગી તેજ આપણો સંગી."** આપણા મિત્રને પૈસાની જરૂર પડી ત્યારે તે આપણને મૂકીને બીજે કયાં લેવા જાય? તે આપણો મિત્ર છતાં આપણે તેને ન આપીએ ત્યારે તેને બીજો કોણ આપે? તેના પ્રમાણિકપણા તરફ આપણે શકની નજરથી જોઇએ ત્યારે બીજા કેમ ન જુએ? મતલબ એ કે મિત્રની તંગી બનતા સુધી આપણે પોતેજ ટાળવી જોઇએ. પેહેલાના મત ઉપરથી સાબિત થાયછે કે તેમની દોસ્તીનો પાયો કાચો છે, તેમની મિત્રાઇ અંદરની નહીં, પણ ઉપરઉપર-

ની છે અથવા તેમને પોતાના મિત્રનો વિશ્વાસ નથી, કે તેઓ ફકત સ્વાર્થ સરતાં સુધીજ સગાઇ રાખે એવા માત્ર ઉપર ટપકેના, એકલપેટા નામનાજ મિત્રો છે. નાણું લેનારે બનતા સુધી લીધેલી રકમ જેની તેને બેબાસર ભરી આપવી જોઇએ, પણ મિત્રને પૈસા કદી નજ ધીરવા એ વિચારને અમે મળતા થતા નથી.

## ફ્રાન્સનો એક અમીર.

### મનહર.

નારીની નિરીક્ષા થાય નિર્ધન દશામાં નિત્ય,
સારી કે નઠારી તે જરૂર ત્યારે જાણીએ;
વિદેશમાં થાય વિદ્વાનની વિદ્યાનું મૂલ્ય,
વિદેશમાં જાય વિદ્વાનને વખાણીએ.
વિપત્તિ વેળાએ વરતાય સગપણ સ્નેહ,
સગાં સ્નેહી ખરાં ખોટાં પ્રત્યક્ષ પીછાણીએ;
દુઃખમાં સ્નેહી તે સ્નેહી સુખદા સજ્જન ગણો,
સુખમાં સ્નેહી તે સ્નેહી પૈસાનો પ્રમાણીએ.

વલ્લભ.

ફ્રાન્સના એક અમીરને એક મિત્ર હતો, જે ઘણું દેવું મૂકીને મરણ પામ્યો હતો. એ મિત્રને બે નાનાં છોકરાં હતાં, જેઓ પોતાના પિતાના મરણથી તથા તેના કરજથી ઘણી કંગાળ હાલતમાં આવી પડયાં. પેલા અમીરને એ વાતની ખબર પડી એટલે તે પોતાના બંગલા અને નોકર ચાકર છોડી દેઈને એક સાધારણ ઘરમાં રહેવા ગયો. એ અમીર આજ સુધી ઘણીજ સાહેબી અને મોજમજાહ ભોગવતો હતો, તેને આમ એકદમ કરકસર કરતો જોઈ લોકો તેને વિષે તરેહવાર રીતે વિચાર આપવા મંડી ગયા. એક કહે કે તે કંજુસ બન્યોછે. બીજો કહે એને વેપારમાં છૂપી મહાભારત ખોટ આવી હશે; તો ત્રિજો કહે એના મગજમાં અચાનક કાંઇ

ફેરફાર થઇ ગયો હશે. જેગ જેને જેગ ગમે તેમ તે બોલવા લાગ્યા. બે વર્ષ સુધી દુનિયાએ તેને ઘણાં ખરાબ વિશેષણ એક પછી એક લગાડયાં. પણ તે મુદ્દત પૂરી થયા પછી તે અમીર અગાઉની પેઠે પાછો ઠાઠમાઠથી રહેવા લાગ્યો. બે વર્ષ સુધી ઘણી કરકસર કરી તેણે ૨૦ હજાર રૂપિઆ બચાવ્યા. તે રૂપિઆથી પોતાના મરનાર મિત્રનું સઘળું દેવું ફીટાડયું,–અને પછી તેના છોકરાંને પોતાને ઘેર રાખી ઉછેર્યાં. સાબાશ છે! સન્મિત્રનો ધર્મ સંતોષકારક બજાવનારને ધન્ય છે!

## એરીટીઅલ અને કેરીસેનેસ.

ગ્રીસમાં આવેલા કોરીંથ શેહેરમાં એડામીટ્રસ નામનો એક ઘણોજ કંગાળ માણસ મરણની પથારીપર પડેલો હતો. તેનો જીવ જવાને ઝાઝી વાર નહોતી. તેને મરતો જોઇ તેની મા અને એક દીકરી ઘણાં શોકાતુર બન્યાં કે હવે આપણી કેવી બૂરી અવસ્થા થશે? અને પાંચ પૈસા પેદા કરીને આપણું પાલણપોષણ હવે કોણ કરશે? પણ એડામીટ્રસ તર્ફ જુઓ તો તેના મનમાં આવી ફિકર જણાતી નહોતી. તે પોતાની શાંતિમાં હતો. શાંતિમાં હતો તેનું એક સબળ કારણ હતું. સુભાગ્યે તેને બે સુમિત્રો મળેલા હતા. તે મિત્રોપર તેને અતિશય આસ્થા હતી. પોતાના મરણ પછી પોતાના ઘરની સંભાળ એ પરમ મિત્રો રાખશેજ એવી તેના અંતઃકરણમાં પ્રતીતિ હોવાથી અંતની વખતે તેણે પોતાનું છેલ્લું વશિયતનામું મંગાવાને તેમાં નીચે મુજબ લખાવી તે નીચે પોતાની સહી કીધી.

"મારી માની બરદાશચાકરી ઉઠાવવાનું કામ મારા મિત્ર એરીટીઅલને વારસામાં આપી જઉંછું, અને મારી પુત્રીને ઉછેરી મોટી કરી પછી તેને સારી પેહેરામણી સાથે પરણાવવાનું કામ મારા બીજા મિત્ર કેરીસેનેસને વારસામાં આપુંછું," એ વાતની જ્યારે લોકોને ખબર પડી ત્યારે તેઓ ઘણાજ હસવા લાગ્યા, પણ તેમાં તો અંતે તેમનુંજ હાસ્ય થયું. કારણકે તે વશિયતનામામાં જણાવેલા બે મિત્રોને પોતાને મળેલા વારસાની

ખબર પડતાં તેઓ ગરનાર મિત્રની માને તથા દીકરીને પોતાને ઘેર તેડી ગયા, અને વશિયતનામામાં પોતાના મિત્રે કરેલી આજ્ઞા તેઓએ એવી તો ઉલટથી પાળી કે તે વખતની પ્રજામાં આખા દેશમાં તેમની વાહવાહ થઇ રહી હતી. આ વાત વાંચીને તમે પણ એવા લાયક મિત્રોને ધન્યવાદ આપવામાં અમારી સાથે સામેલ થશો.

મિત્ર એ આ અસાર સંસારમાં વિશ્રામ તરૂ છે. તે અનેક પ્રકારની ઉપાધિ મટાડી આપણને શાંત બનાવેછે. પાપથી મુક્ત કરી, દુર્ગુણથી છોડાવી અને અમુઝણથી અળગો કરી પ્રેમથી પોષણ કરેછે.

---

## દાનો દુશ્મન.

### મહા વિશ્વાસઘાતી મહેતાજી.

"Justice is more powerful than arms." **Falconer.**

"શસ્ત્ર કરતાં પણ ન્યાય બળવત્તર છે." ફાલ્કનર.

રોમન રાજ્યના કેમીલ્સ નામના સરદારે ફેલીશ્કી લોકોના ફેલીરાઇ શેહેર ઉપર ઘેરો ઘાલ્યો હતો. એ સરદાર બહુ દયાળુ અને ઇનસાફી હતો. તેનો ઘેરો ફેલીરાઇ શેહેરથી થોડે દૂર હતો. એમ કરવાનું તેને એટલુંજ પ્રયોજન હતું કે ફેલીશ્કી લોકો છેક બંધીવાન જેવા થઇ પડે નહીં. તેમ પોતાના ગામની બહાર તેઓ ફરવાહરવા અને હવા ખાવા આવી શકે. શત્રુઓની પણ સગવડ ઉપર લક્ષ આપે એવા સરદાર સૃષ્ટિમાં સુભાગ્યેજ મળી શકેછે.

ફેલીશ્કી લોકોના રીવાજ પ્રમાણે તેઓના બાળકોને એકજ મહેતાજીના હાથમાં સોંપવામાં આવતા. એ મહેતાજી તેઓને માત્ર માનસિક કેળવણી આપતો નહોતો, પરંતુ શારીરિક કેળવણી પણ આપતો હતો. તે પોતાના શિષ્યોને શેહેર બહાર ફરવા લેઇ જતો અને ત્યાં તેમની પાસે કેટલાક પ્રકારની અંગકસરત કરાવતો હતો.

એ સમયમાં ત્યાંના મહેતાજીએ અતિ વિશ્વાસઘાતનું કર્મ કીધું, કે જેવું નીચ કર્મ બીજા કોઇ મહેતાજીએ કરેલું આપણા જાણવામાં આવ્યું

નથી. એ મહેતાજી પોતાના નિશાળીઆઓને ફેરવતો ફેરવતો દુશ્મનની છાવણીમાં લેઈ ગયો, અને કેમીલ્સ સરદારના તંબુ આગળ જઈને તેની પાસે જવાની તેણે રજા મંગાવી. એ સરદારે તેને પોતાની કને બોલાવીને ત્યાં આવવાનું કારણ પૂછ્યું, ત્યારે તે મહેતાજી બોલ્યો કે-તમો રોમન લોકો વિજયી છો તેથી હું તમારી ઘણીજ સેવા બજાવવા આવ્યોછું. ફેલીશ્કી લોકોના આ બાળકોને હું તમારા બંધીવાન તરીકે સોંપુંછું. ફેલીશ્કી લોકોના જે બહાદૂર પુરૂષો છે તેઓના પણ પુત્રો આની અંદર છે. હું તમારી આ પ્રમાણે સેવા બજાવુંછું તેથી તમે મારાપર બહુ પ્રસન્ન થયા વગર રહેશો નહીં એમ મને ઉમેદ છે.

બિચારા નિર્દોષ બાળકો તર્ફે તેના મહેતાજીનો આવો મહા ભયંકર દગો જોઈને કારૂણિક કેમીલ્સ તેનાપર ઘણોજ કોપાયમાન થયો. પછી તે મોટે સાદે તે મહેતાજીને કહેવા લાગ્યો કે—અરે હરાગખોર, અરે નીચ, હેવાન, મને ફરીથી તારૂં કાળું મોઢું બતાવીશ નહીં. તારા જેવો દગલબાજ ને દુષ્ટ માણુસ દુનિઆમાં મેં બીજો કોઈ દીઠો કે સાંભળ્યો નથી. તારા જેવા કૃતઘ્નીપર ધિક્કાર હોજો. તું જેવો મહા પાપી છે તેવા અમને પાપી સમજેછે એ તારી મોટી ભૂલ છે. તારા વિશ્વાસે સોંપેલા આ કુમળા બાળકો તર્ફનો વિશ્વાસઘાત અમે પસંદ કરીશું એમ તું માનેછે ? અરે નીચ મહેતાજી, તું યાદ રાખજે કે અમે ફેલીશ્કી લોકોના દુશ્મન છીએ પણ ડાહ્યા દુશ્મન છીએ. અમારે અમારા ભૂજાબળથી જીતવું છે પણ દગાથી જીતવું નથી. અમારી કદાપિ જીત ન થાય તોપણ શું થયું ? ગમે તેમ થાય પણ અમે ન્યાયથી વેગળા રહેવા માગતા નથી. અમે તારા નિશાળીઆ સાથે લડવા આવ્યા નથી પણ મોટી વયના ફેલીશ્કી શત્રુઓ સામે લડવા આવેલા છીએ. બાળકો તર્ફે દયાળુ દૃષ્ટિથી વર્તવું એ દરેક માણુસની ફરજ છે. કારૂણિક કેમીલ્સ સરદાર એ પ્રમાણે ફિટકાર વરસાવીનેજ બેસી રહ્યો નહીં, પણ તેણે તે દગાખોર મહેતાજીના હાથ પગ બંધાવીને તેને પોતાની છાવણીમાં નામોશી સાથે ઉભો કર્યો. પછી તેના પ્રત્યેક શિષ્યના હાથમાં અકેક સોટી સોંપીને તેઓને સૂચના આપી કે, તમારા ઠગારા મહેતાજીને મારતામારતા તમે તમારા શેહેરમાં લેઇ જાઓ.

આ તર્ફ ફેલીરાઇ શેહેરમાં ખબર પડી કે મહેતાજી મહા દગાખોર થઇને ફેલીશ્કી બાળકોને શત્રુની છાવણીમાં તેડી ગયો તેથી ત્યાં હાહાકાર વ્યાપી રહ્યો. જ્યાંત્યાં રડારોળ થઇ રહી, અને લોકો પોતાના પુત્રોને માટે આશા મૂકીને અતિ ઉદાસીમાં પડીને આક્રંદ કરવા લાગ્યા; એવામાં તેઓના પુત્રો તે નિમકહરામ મહેતાજીને મારતામારતા પોતાના પુર ભણી કુશળક્ષેમ પાછા આવતા પેખીને તેઓના હર્ષનો કાંઇ પાર રહ્યો નહીં. શોકના આંસુ બંધ થઇને તેઓના નેત્રમાંથી આનંદનાં આંસુ પડવા લાગ્યાં. છોકરાઓનાં મુખમાં યથાસ્થિત હકિકત સાંભળીને તેઓએ એક અવાજે શત્રુનાં ઇનસાફ અને મોટા મનને માટે ધન્યવાદ આપ્યો. કૃપાળુ કેમીલ્સ સરદારને તેઓ મહા દેવાંશી પુરૂષ સમજવા લાગ્યા. શત્રુઓ સંબંધી તેઓનાં મનપર બહુજ અનુપમ અસર થઇ. તે લોકો એટલાબધા પ્રસન્ન થયા કે પોતાની રાજીખુશીથી શત્રુઓને તાબે થવાનો ઠરાવ કરીને તેઓએ તત્કાળ તેઓના પાયતખ્તમાં નીચે પ્રમાણે સંદેશો મોકલ્યો.

"હે પિતા તુલ્ય અદ્વિતીય દુશ્મન, તમારા શાણા સરદારના ઇનસાફથી અમે અનિર્વચનીય આનંદ પામ્યા છીએ, અને તેથી અમે મોટી ખુશીથી તમારે શરણે આવવાનું કબૂલ કરવામાં માન સમજીએ છીએ. અમને પક્કી ખાતરી છે કે એમ કરવામાં અમને કોઇ પણ સમજુ માણસ ઠપકો આપશે નહીં. અમે અમારા પોતાના રાજ્ય કરતાં તમારા રાજ્યમાં વસવાનું વધારે કીર્તિભરેલું માનીએ છીએ એ તમને પણ ઓછું માનભરેલું નથી. આ અલૌકિક બનાવથી ઇતિહાસમાં ઉભય દૃષ્ટાંત સદૈવને માટે દેદિપ્યમાન રહેશે, તેમાં પેહેલું એ કે તમે અમારાપર ફાવવા છતાં ન્યાયને પસંદ કીધો, અને બીજું એ રહેશે કે અમે વગર લડાઈએ તમને અમારાપર ફાવવા દઇએ છીએ. ખરે કેમીલ્સ સરદારે પોતાના એ ઉત્તમોત્તમ કાર્યથી પોતાનું શુભ નામ અવનિમાં અવિચળ કીધુંછે. તેની ન્યાયિક બુદ્ધિપરથી આપણે વારી જઇએ. રંગ છે એને ! શત્રુઓપર ક્રૂરતાથી ભવ્ય જય મેળવવા કરતાં આવા મહત્કાર્યથી મેળવેલો જય ઉભય પક્ષને બહુજ હિતકારક થઈ પડેછે એ નિઃસંદેહ છે."

## ક્રેસસ.

એ રોમન ન્યાયાધીશ હતો. પ્રેપીરીઅસ નામના તેના એક કટ્ટા શત્રુપર બીજા એક અમલદારને કતલ કરવાનું તહોમત આવ્યું હતું. પોતાના દુશ્મનને ઈનસાફ આપવાનું કામ પોતાના હાથમાં આવે તેમ તે ન્યાયાધીશ ઘણી તજવીજ કરતો હતો. તેની ધારણા પ્રમાણે એ કામ તેના હાથમાં સોંપવામાં આવ્યું, ત્યારે તે ઘણો ખુશી થયો. પછી એક દિવસે બોગજોગે તે આરોપીએ પોતાના ચાકરનું ઘણુંજ અપમાન કર્યું તેથી તેને બહુજ ક્રોધ ચડયો. પછી તેણે એ તહોમતના મુદ્દાના કાગળીઆની પેટી પોતાના શેઠના મકાનમાંથી છાનીમાની ઉપાડી જઇને તેના દુશ્મન ક્રેસસ ન્યાયાધીશને સોંપી. તે ચાકર પોતાના મનમાં એમ સમજતો હતો કે મારા આ કામથી ક્રેસસ મારાપર અતિશય પ્રસન્ન થશે અને મારા શેઠનો ઘાટ તે ઘડી નાખશે, પણ એ મહાપાતકી ચાકરનો એ દુર્વિચાર પાર પડયો નહીં. ક્રેસસે કોપાયમાન થઇને તે ચાકરના પગમાં બેડી પેહેરાવી, અને પેલી પેટી તેના માથાપર મૂકાવી પોતાના એક માણસ સાથે તે પ્રેપીરીઅસ તર્ફ પાછી મોકલાવી તે સાથે તેણે ચિઠ્ઠી લખીને જણાવ્યું કે—"તારો નિમકહરામ ચાકર તારી અગત્યની પેટી મારી પાસે લાવ્યો હતો તે મેં ઉઘાડી નથી. અને આ સાથે તે હું તારા તર્ફ એજ ચાકરના માથાપર ઉચકાવીને પાછી મોકલુંછું. જો કે હું તારો દુશ્મન છું પણ ચોરી કે ઠગાઇથી હુ કોઇ પણ અપરાધીને શિક્ષા કરૂં તેના કરતાં ખરા અપરાધી છૂટી જાય તે હું વધારે પસંદ કરૂંછું.!! આ ડાહ્યા દુશ્મનનો ડાહપણ ભરેલો વિચાર આપણે ઘણા આનંદ સાથે માન્ય રાખીશું. શત્રુ તર્ફ આવું સદ્વર્ત્તન રાખનારને ધન્ય !

---

## સિકંદર.

એ મહા શૂરવીર શેહેનશાહે ઇરાન જીતી લીધું હતું, એ વાત ઈતિહાસ જાણનારથી અજાણી નથી. તે જમવા બેઠો હતો તેવામાં તેના માણસો ખબર લાવ્યા કે પકડી આણેલા દુશ્મનોમાં ત્યાંના પાદશાહ દા-

રાની મા તથા તેની બે કુમારિકાઓ પણ છે, જેઓ તેને મરણ પામેલો સમજીને બેહદ કલ્પાંત કરેછે, એ સાંભળીને સિકંદરને પણ બહુ શોચ થયો. પછી તે તરત પોતાના ભાણા ઉપરથી ઉઠયો અને તેઓની તર્ફે કાસદ મોકલીને તેણે જણાવ્યું કે—તમે જરા પણ ચિંતા કરશો નહીં. તમારો દારા મરી ગયો નથી પણ જીવતો છે. તમે મારાથી ડરતા નહીં. હું તમારી આબરૂપર હાથ નાંખીશ નહીં, તેમજ તમને હેરાન કરીશ નહીં. હું દારા સાથે માત્ર રાજ્ય સારૂ લડુંછું. તમારો માન મરતબો જેવો દારાના વખતમાં જળવાતો તેવોજ મારા વખતમાં સચવાશે. હું તમને કોઈ પણ પ્રકારે ઓછું પડવા દઈશ નહીં. શાણો સિકંદર એટલુંજ કહીને બેસી રહ્યો નહીં, પણ યુદ્ધમાં મરણ પામેલા ઇરાનીઓની ઉત્તરક્રિયાને માટે તેણે જોઈતો પોશાક અને પૈસો વગર માગે મોકલી આપ્યો. શત્રુ તર્ફે પણ આટલી બધી લાગણી બતાવનાર પાદશાહો જવલ્લેજ જડેછે.

આ દિગ્વિજયી શેહેનશાહે દારાની મા અને બીજાં બાદશાહી ખાનદાનનાં માણુસોની હજૂરમાં આગળ કરતાં પણ વધારે ચાકરો રખાવ્યા. વળી તેણે પોતાના માણસોને સખ્ત ચેતવણી આપી હતી કે શત્રુઓ તર્ફે તેમના દરજ્જાને છાજતી અદબથી વર્તવું, અને તેઓને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરવો. તેણે વળી દારાની મા, દીકરીઓ અને બીજી સ્ત્રીઓ કે જેઓને તેણે બંધીવાન બનાવી હતી તેઓની ઉપર કોઈની દૃષ્ટિ પણ ન પડે તેમ બરાબર બંદોબસ્ત રખાવ્યો. શત્રુઓ ભણી આટલીબધી સભ્યતાથી વર્તનાર સિકંદરને સહહજારવાર ધન્ય ! આવા મર્યાદશીલ મહાત્માના સદ્વર્તનથી સૃષ્ટિમાં તેઓની સુકીર્તિ ફેલાયા વગર કેમ રહે !

---

# ખુશામતખોર.

## મેકસાસપીસ.

"એક માણુસનાં વ્યર્થ વખાણ કરવાં અથવા તેને ઘટે તે કરતાં વિશેષ કરી તેને સાતમે આસમાને ચડાવવો એ સૌથી હલકામાં હલકું છે."—પ્લુટાર્ક.

ઇરાની બાદશાહ કંબાઈસીસે એકવાર કાંઇ કારણસર ક્રોધે ભરાઈને

પોતાના આન્તિક પ્રેકસાસપીસના એકનાએક પરમ પ્રિય પુત્રને તીરથી વીંધી નાખ્યો. પછી એ દુષ્ટ પાદશાહે પ્રેકસાસપીસને પરમાનંદથી પૂછયું કે કેમ, મારી તાક બરાબર છે કે નહીં? તારો એ વિષે શો મત છે? એ પરથી તે ખુશામતખોર દરબારીએ પોતાના પુત્રના ઘાતથી કશી પણ દિલગીરી ન દાખવતાં કહ્યું કે—"નામદાર સાહેબ, આપના કેળવાએલા હાથનું પૂછવુંજ શું? ધનુર્વિદ્યામાં આપના સરખો વીર પુરૂષ વિશ્વમાં કોઇ વિરલજ હશે!" કંબાઇસીસના આ કમકમાટ ભરેલા કામથી આપણને પણ ખેદ અને ધિક્કાર ઉત્પન્ન થાયછે, તેમજ પ્રેકસાસપીસે જે પ્રત્યુત્તર આપ્યો હતો તે વાંચીને તેને માટે વળી વિશેષ તિરસ્કાર ઉપજે એ સ્વાભાવિક છે. તેણે નીચ ખુશામતને માટે પુત્ર પ્રત્યેના કુદરતી પ્રેમનો ભોગ આપ્યો. પ્રેકસાસપીસની ખુશામતથી પરમાવધિ! આડો આંક! ગમે તેવો રંક સ્વભાવ અને સ્થિતિનો માણસ પણ આવો જૂલમ કદી સહન કરી શકે નહીં. પ્રેકસાસપીસે પોતાના પુત્રને માટે પણ કશી લાગણી બતાવી નહીં એને માટે આપણે જેટલો ફિટકાર વરસાવીએ એટલો ઓછો. જેનામાં મનુષ્યત્વ નહીં તે માણસ પણ નહીં. "Flattery is the food of fools." *Swift.* ખુશામત એ મૂર્ખનો ખોરાક છે.



## ખુશામતને ધિક્કારનાર.

### કેન્યુટ.

"ખુશામત, આપનાર અને લેનાર એ બન્નેને ખરાબ કરેછે. ખોટી તારીફ જેટલી પ્રજાને નકામી છે તે કરતાં હાકેમને કાંઈ વધારે કામની નથી." બર્ક.

એ ઇંગ્લાંડનો રાજા હતો. તેના દરબારીઓ તેના હદ ઉપરાંત વખાણ કરતા અને કહેતા કે તમારા સરખો બળવાન્ રાજા અખિલ જગતમાં બીજો એકે નથી. પૃથ્વી, પાતાળ, હવા, પાણી અને પ્રત્યેક પ્રકારનાં પ્રાણીના તમે માલિક છો. એ સર્વે તમારી આજ્ઞામાં છે. એવી રીતે તેઓ તેની વા-

રંવાર ખુશામત કરતા હતા. રાજા પોતાના મનમાં આ સઘળું સમજતો હતો. પછી એકવાર સોથામટનની પાસે દરિઆ કિનારે ભરતી આવતી હતી ત્યારે—

**કેન્યુટઃ**—મારા મિત્રો, તમે વારંવાર મને કહેતા આવ્યાછો કે "તમે મોટામાં મોટા મહારાજા છો" તે વાત શું સાચી છે?

**ઓફાઃ**—ખરૂં છે મારા મહારાજા, તમે સઘળા રાજાઓ કરતાં બળવત્તર છો.

**ઓસ્વાલ્ડઃ**—અમે સઘળા આપ નામદારના ગુલામ છીએ. અમે આપની ચરણુરજનું ચુંબન કરીએછીએ.

**ઓફાઃ**—માત્ર અમેજ નહીં પણ તત્વો સુદ્ધાં આપના ગુલામ છે. એક કિનારાથી બીજા કિનારા સુધીની જમીન આપનો હુકમ ઉઠાવેછે, અને દરિઓ પણ આપનો તાબેદાર છે.

**કેન્યુટઃ**—તે મોઢેથી અવાજ કરતો તોફાની મોજાવાળો દરિઓ પણ શું મારો હુકમ માનેછે? શું તે ભયંકર તત્વ મારી આજ્ઞામાં છે?

**ઓફાઃ**—હા, મારા અન્નદાતા, દરિઓ આપનોજ છે. તેની છાતી ઉપર આપ મેહેરબાનના વહાણો ધરી રાખવાને અને દુનિઆનો ખજાનો આપના બાદશાહી ચરણકમળ આગળ એકઠો કરવાને માટેજ તે બન્યોછે, તે મહારાજાના શત્રુઓનેજ તોફાની છે. દરિઓ પોતાના મનમાં સારી રીતે સમજેછે કે આપ તેના સર્વ પ્રકારે માલિક છો.

**કેન્યુટઃ**—શું ભરતી આવેછે?

**ઓસ્વાલ્ડઃ**—હા નામજાદા; પાણી ક્યારનું ચડવા માંડયુંછે.

**કેન્યુટઃ**—ત્યારે મારે માટે એક ખુરશી લાવો અને તે અહીં રેતીપર જ મૂકો.

**ઓફાઃ**—જ્યાં ભરતી આવેછે ત્યાં ? મારા કૃપાળુ સરદાર !

**કેન્યુટઃ**—હા, ત્યાંજ.

**ઓસ્વાલ્ડઃ**—(એક બાજુએ રહીને) ખરેખર, તે દરિઓ કાંઇ એવો મૂરખ નથી કે તે આપણું કહેવું માને!

**કેન્યુટ:**—અરે સત્તાવાળા સાગર, તું મારી રૈયત છે એમ મારા હજુરીઆ મને સમજાવેછે. મારી આજ્ઞા માનવી એ તારી ફરજ છે. ત્યારે હું મારો રાજદંડ લંબાવુંછું, અને તને હુકમ કરૂંછું કે તારે પાછા વળવું. તારા ચડી આવતા મોજાને પાછા વાળી લે, અને તારા પાદશાહના પગ અને પોશાક ભીંજવવાને તેમને કદી હિંમત ધરવા દઈશ નહીં.

**ઓસ્વાલ્ડ:**—(એક બાજુએ રહીને) હું ધારૂંછું કે દરિઓ તેની બાદશાહી આજ્ઞાની થોડીજ દરકાર કરશે.

**ઓફા:**—જુઓ, ભરતી કેવી ઉતાવળથી આવેછે?

**ઓસ્વાલ્ડ:**—બીજે મોજે ખુરશી લગી આવી પહોંચશે. અહીં થોભવું એ મૂરખાઇ છે. આપણે ખારા પાણીથી ભીંજાઈ જઇશું.

**કેન્યુટ:**—વારૂ દરિઓ મારો હુકમ માનેછે? જો તે મારી રૈયત હોય, તો તે ઘણી બળવાખોર રૈયત છે. જુઓ તે કેવો ઉંચે ઉછળેછે? અને મારા પવિત્ર શરીરપર ફીણ અને ખારા પાણીના છાંટા નાખેછે, અરે એણે તો હવે મારાં કપડાં પણ ભીંજવી નાખ્યાં, અને મારા શરીરપર મોજાની મોટી છાલકો મારવા લાગ્યો, એટલું બોલીને તે પોતાના હજુરીઆને કહેવા લાગ્યો—હે જુઠાઓ, હે ખુશામતખોરો, તમે મને કેવું ખોટું સમજાવતા હતા? તમે શું એમ ધાર્યું હતું કે હું તમારા નીચ જૂઠાણાથી ભોળવાઇ જાઉં તેવો છું, અને મેં તમારી નીચ ખુશામત સાચી માની છે? યાદ રાખજો કે દરિઓ માત્ર એક પરમાત્માનેજ તાબે રહેશે. તે સ્વર્ગ અને પૃથ્વીનો રાજા, રાજાઓનો રાજા અને હાકેમોનો હાકેમ છે. માત્ર તેજ દરિઆને કહી શકે કે "તું આટલે દૂર જજે, એથી વધારે દૂર નહીં. અને અહીં તારા મગરૂર મોજાને અટકાવજે". રાજા એ માત્ર એક માનવી છે, અને માનવી એ માત્ર એક કીડો છે. શું એક કીડો તે પરમેશ્વરની સત્તા ધારણ કરી શકશે? અને એમ ધારશે કે તત્વો તેને તાબે છે? મારા માથા ઉપરથી આ મુકુટ હવે લેઇ જાઓ. એ હવે હું કદી પેહેરવાનો નથી. રાજાઓ મારો દાખલો લેઇને નમ્ર થતાં શીખજો અને દરબારીઓ તમારી પ્રજેતી જોઈને સત્ય શીખજો. નબળા મનના નૃપતિઓ

પાસે આવા ખુશામતીઆ હોય તેથી ઘણી જાતની ખરાબી થયા વગર રહેતી નથી. પૃથ્વીપરના રાજાની સત્તા બહુજ ઓછી છે, અને એવું સમજનારા રાજાઓ એથી પણ ઓછા છે.

## લૉર્ડ થર્લો.

"જે કોઇ સઘળાનો બેદરકાર હોય તેનો થોડોજ વિશ્વાસ કરજો. જે સઘળાની ખોડ કાઢે તેનો તેથીએ થોડો વિશ્વાસ કરજો. પણ જે સઘળાની ખુશામત કરે તેનો તો બિલકૂલ વિશ્વાસજ કરતા ના." **સેક્સપીયર.**

એ ગયા સૈકામાં થઇ ગયો છે. એક વાર કરાબ નામના કંગાળ સ્થિતિના કવિએ તેની કીર્તિની સુંદર કવિતા બનાવીને તેને ભેટ મોકલી. એમાં ઘણી અતિશયોક્તિ હતી આમ કરવાનું કારણ એટલુંજ કે લૉર્ડ થર્લો તે ગરીબ કવિને કાંઇ ઈનામ આપે. પૈસા મોકલવાને બદલે તો તેણે તે કવિની તર્ફ આ પ્રમાણે ઉત્તર લખ્યો—"તમારી કવિતા વાંચવાનો મને અવકાશ નથી." આ વાંચીને કરાબને બહુજ માઠું લાગ્યું તેથી તેણે બીજી વાર ઠપકા અને તિરસ્કારની કવિતા બનાવીને તેના ઉપર મોકલી. લૉર્ડ થર્લોએ એનો કશો પણ ઉત્તર આપ્યો નહીં.

થોડા દહાડા જવા દઇને તેણે કરાબ કવિને પોતાને ત્યાં જમવા આવવાનું નિમંત્રણ કર્યું. તેનાપર કવિરાજે તિરસ્કારની કવિતા મોકલી હતી તેથી તેઓ હવે ઘણા લજ્જિત થવા લાગ્યા. પણ લૉર્ડ તર્ફથી ઘણોજ આગ્રહ કરવામાં આવ્યો હતો તેથી ગયા વગર પણ છૂટકો નહોતો. આખરે તેઓ બીતા ફડફડતા જમવા ગયા, ત્યારે લૉર્ડ થર્લોએ આરંભમાં કરાબ કવિનું ઘટિત સન્માન કર્યું, તેમને જમાડયા. પછી તેણે હસતાં હસતાં કહ્યું કે—"કવિરાજ, તમારી પેહેલી સ્તુતિની કવિતાને માટે તમે મને માફ કરજો અને બીજી તિરસ્કારની કવિતાને માટે હું તમને માફ કરૂંછું.

એમ કહીને તેણે તેના હાથમાં કાગળનું એક કવર આપીને જણાવ્યું કે—'એ તમે તમારે ઘેર જઇને ફોડજો. તમારી સ્થિતિ સાનુકૂળ નથી એ મારા સમજવામાં છે. સમય આવ્યાથી સૌ સારૂં થશે. ધીરજ રાખજો.

તેના સૂચવ્યા પ્રમાણે ઘેર ગયા પછી એ કવર ફોડતાં તેમાંથી હજાર રુપિઆની નોટ નીકળી. એ જોઇને કવિને ઘણું સાનંદાશ્ચર્ય લાગ્યું. પોતે ઉતાવળા થઇને લૉર્ડ તર્ફ તિરસ્કારની કવિતા મોકલી હતી તે માટે તેને હવે બમણો પસ્તાવો થયો. વળી થોડા વખતમાં તે સદ્‌ગૃહસ્થે તેને મોટા પગારનો સરકારી ઓહદો આપીને સંતોષ્યો.

દુનિઆમાં એવા પણ 'માઇના પૂત' પડેલાછે. ખુશામતને તેઓ ખારી ગણેછે. સ્વતંત્રપણાને સ્નેહથી સ્વીકારેછે. આત્મસ્તુતિથી અળગા રહેછે. યોગ્ય મનુષ્યને ઉદારભાવે ઉત્તેજન આપેછે અને અપકારપર ઉપકાર કરી આનંદ પામેછે. ધન્ય છે એવા મહાત્માઓને! એવા સદાચરણી સદ્‌ગૃહસ્થોની આપણે સ્નેહથી સ્તુતિ કરીશું.

---

## આન્ટીઓકસ સાઇડેટીસ.

"મિત્ર અને 'ફોટોગ્રાફ' ખુશામત કરતા નથી."

એ નામનો સિરિઆનો રાજા શિકારનો એટલો તો શોખી હતો કે તેમાં તે પોતાનો ઘણો કાળ ગાળતો. તેની પાસે રહેનારા જાણતાં હતા કે રાજાની આ કટેવ છે તોપણ તેઓ તેને કહેતા નહોતા. ઉલટા તેઓ રાજાની પાસે હાએ હા કરીને તેની પ્રીતિ મેળવવાની નાલાયક તજવીજ કરતા.

એક દિવસે એવો બનાવ બન્યો કે—રાજા શિકાર પછવાડે માઈલના માઇલ દોડયો તેમાં તે પોતાનો રસ્તો ભૂલ્યો. ખરો માર્ગ તેને મળે તે પહેલાં સાયંકાળ થવા આવ્યો. એ તર્ફના જંગલોમાં વાઘ વરૂ આદિ ફાડી ખાનારાં જનાવરનો બહુ ઉપદ્રવ હતો તેથી રાતનીરાત કોઇના ઝુંપડામાં ગાળવાનો તેણે ઠરાવ કર્યો. થોડે દૂર ગયો એટલામાં ગરીબ ખેડૂતોનાં બે ચાર ઝુંપડાં તેની નજરે પડયાં. એમાંનાં એક ઝુંપડામાં તેણે ઉતારો કર્યો. એ ખેડૂત તેને ઓળખતો નહોતો તોપણ તેણે તેની બની શકી તેટલી બરદાસ કરી. તે ઝુંપડીનો માલિક તથા આસપાસની ઝુંપડીમાંથી બીજા ત્રણ ચાર ખેડૂત તે રાતે રાજાની પાસે વાતો કરવા બેઠા. વાતમાં વાત કાઢીને રાજાએ પે

લા ખેડૂતોને પૂછ્યું કે—"વારૂ, આપણા રાજા વિષે તમારો શો મત છે?" ખેડૂતોએ ઉત્તર આપ્યો કે રાજા બધા પ્રકારે છે તો સારો, પણ તેનામાં એક ખોડ છે તેથી રૈયત કોઇકોઇવાર બહુ નારાજ થાયછે. કેટલાક અમલદારો વસ્તીપર થોડોઘણો જૂલમ કરેછે તે રાજા જાણતો નહીં હોય, અને જાણે પણ ક્યાંથી? શિકાર કરવામાંથી નવરાશ મળે ને નિરાંતે જુએ ત્યારે તેને ખબર પડે ના? તે જાતે સંભળાયછે તો ચતુર, પણ તેની ચતુરાઇનો લાભ પ્રજા બિચારી પામતી નથી. આ સાંભળીને રાજા ચૂપ રહ્યો.

પ્રભાતનો પહોર થયો એટલે તેના હજુરીઆઓ તેને શોધતા શોધતા તે પર્ણકુટી પાસે આવી પહોંચ્યા. એ રાજા છે એવું જ્યારે પેલા ખેડૂતોએ જાણ્યું ત્યારે તેઓને ઘણીજ ફાળ પડી. રાતે તેઓ રાજા વિષે કેટલુંક વિરૂદ્ધ બોલ્યા હતા તેથી તેઓને લાગ્યું કે હવે તે આપણને શિક્ષા કરે તો ના નહીં. એવી બીતિથી તેઓ બાપડા થરથરતા ઉભા રહ્યા.

એમના સામી આંગળી કરીને રાજાએ પોતાના અન્તિકોને જણાવ્યું કે તમારા કરતાં આ ગરીબ ગામડીઆને હું વધારે માન આપીશ. તમે હમેશાં મારી હજુરમાં રહોછો અને મારી ખોડ સારી રીતે જાણોછો છતાં આજસુધી તમે તે બતાવી નહીં. અને હું જેમ કહું તેમ તમે હા એ હા ભણતા આવોછો. ઘણાં વરસો થયાં હું તમારી સાથે રહુંછું એમ છતાં તમે કોઇ વાર પણ મારી ખોડ બતાવી નહીં તે આ ગામડીઆઓએ એકજ દિવસમાં બતાવી. ખરી સાબાશી અને ખરૂં ઈનામ આ ગામડીઆ ખેડૂતોને ઘટે છે એમ કહીને તેઓને લાયક બદલો આપ્યો.



## સાચો સલાહકાર.

### પ્લેટો.

ઍથેન્સના પ્રસિદ્ધ તત્વવેત્તા પ્લેટોને સાઇરેક્યુસના રાજા બીજા ડાયોનીશીઅસે મળવા માટે પોતાના દરબારમાં બોલાવ્યો. રાજાની મુલાકાત લેતાં તેણે તેને ઘણો ઠપકો આપ્યો કે-તમે એક રાજા છો, પણ ઇશ્વર નથી. તમે અહંકારથી પોતાને ઈશ્વર તરીકે માનો અને મનાવોછો એ ઢોંગ તમારે

ખચીત છોડી દેવો જોઈએ. એક પ્રજાપાલક રાજા તરીકે તમારે રૈયતનું પ્રેમથી પાલણ કરી તેની આબાદી વધે તેમ નવાનવા ઉપાય અજમાવવા જોઇએ. પ્રજાના બાજબી હકપર લક્ષ આપ્યા સિવાય તમે કદી પણ એક સારા રાજા તરીકેનું સન્માન પામી શકવાના નથી. આવી સાચી પણ અણગમતી સલાહ સાંભળીને રાજાને બહુજ ગુસ્સો ઉપજ્યો તેથી તેણે તેને મારી નાખવાનો હુકમ કર્યો. એ જોઇને તેના દરબારીઓ વચ્ચે પડયા. પ્લેટોને માફી આપવાની તેઓએ વિનંતિ કરી, ત્યારે રાજાએ પોલાઇડીસ નામના એલચીને આજ્ઞા આપી કે પ્લેટોને પરદેશ મોકલીને ગુલામ તરીકે વેચી નાખવો. એ મુજબ તેને ઈજીપ્તમાં લેઇ જઈ વેચવા કાઢયો. સદ્‌ભાગ્યે ત્યાં તેનો એક સુમિત્ર મળી ગયો. એ મિત્રે પ્લેટોને છૂટો કરવા માટે પૂરેપૂરા પૈસા આપ્યા અને પછી તેને તેના સ્વદેશમાં મોકલી દીધો.

ડાયોનીસીઅસ રાજાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તે પોતાના મનમાં બહુજ ડર્યો. તેને લાગ્યું કે હવે એ પોતાનું વેર લીધા વિના મને છોડશે નહીં, તેથી તેણે તેનાપર વિનયપૂર્વક પત્ર લખી પોતાના અપરાધની ક્ષમા માગી. પ્લેટોએ તેનો પ્રત્યુત્તર લખી મોકલ્યો તે આ પ્રમાણે હતો—"તત્વવિદ્યાના વિશેષ અગત્યના કામમાં રોકાઇ જવાથી રાજાઓની નીચ નાદાનીઓ ઉપર વિચાર કરવાનો મને વખત મળતો નથી."

---

## નિષ્પક્ષપાત ન્યાયાધીશ.

### મદદનીશ કાજી.

"To whom can riches give repute or trust,
Content or pleasure, but the good and just?
Judges and senates have been bought for gold,
Esteem and love were never to be sold".

**Pope.**

"ભલા અને ન્યાયી માણસ સિવાય પૈસો કોને માન, વિશ્વાસ, સંતોષ અને આનંદ આપેછે? ન્યાયાધીશો અને રાજ્ય ચલાવનારી સભાઓ એ બધા

પૈસાને માટે નોકરી કરેછે. માન અને પ્યાર કદી વેચાતાં મળતાં નથી."

પોપ.

રમર્નામાં એક ગાંધીનો પુત્ર કેળવાએલો હોવાથી તેને ત્યાંના કાજી-ના મદદનીશનો માનવંતો ઓહદ્દો મળ્યો હતો. તેનું એ પણ એક કામ હતું કે દરરોજ જૂદીજૂદી બજારમાં ફરીને સઘળા ધંધાદારીઓનાં કાટલાં, કાંટા, માપ અને ભરતની તપાસ કરવી. એકવાર તે પોતાના બાપની દુકાનનાં કાટલાં તપાસવા ગયો, ત્યારે તેના પાડોશીઓએ તે ગાંધીને સમજાવ્યો કે તું તારાં ખોટાં કાટલાં સંતાડી દે, અને તેને બદલે અમારી પાસેથી સાચાં કાટલાં લેઈને તારી દુકાનમાં મૂક. એ સાંભળીને તે ગાંધી હસ્યો, અને બોલ્યો કે તમારો મદદનીશ કાજી છે પણ તે મારો દીકરો થાયછે એ તમે કેમ ભૂલી જાઓછો? એમ કહીને તે પોતાના દીકરાની વાટ જોતો દુકાનના ચોરા ઉપર ઉભો રહ્યો.

પેલા અધિકારીને સારીપેઠે ખબર હતી કે પોતાનો બાપ ખોટાં કાટલાં રાખીને લોકોને ઠગેછે તેથી તે દિવસે તેની લુચ્ચાઈ ઉઘાડી પાડીને તેને શિક્ષા કરવાનો તેનો ઇરાદો હતો. વેપારીમંડળમાં સારો દાખલો એસાડવા તે આવા ઠરાવ ઉપર આવ્યો હતો. થોડીવાર થઇ એટલામાં તે મદદનીશ કાજી ફરતો ફરતો પોતાના બાપની દુકાનપર આવી પહોંચ્યો. પછી તેણે પોતાના પિતાને જણાવ્યું કે તમારાં કાટલાં બતાવો, પણ ગાંધી તે હુકમ ન માનતાં હસ્યો. તેના મનમાં એમ હતું કે મારો દીકરો સેહેજ મારી મશ્કરી કરેછે. ગાંધીએ કાટલાં ન બતાવ્યાથી તેના દીકરાએ પોતાના માણસોને હુકમ કર્યો કે આ દુકાનમાં જઇને કાટલાં જ્યાં પડ્યાં હોય ત્યાંથી બહાર ઉપાડી લાવો અને આપણી પાસેના ખરાં કાટલાં સાથે તે સરખાવી જુઓ. પોતાના દીકરાની આવી કરડી દૃષ્ટિ જોઇને તે ગાંધીની ખાતરી થઇ કે આ કાંઇ મશ્કરીની વાત નથી પણ ખરેખરી છે, ત્યારે તે મોટી ફિકરમાં પડ્યો. તપાસ કરતાં તેનાં કાટલાં ખોટાં માલમ પડવાથી કાજીએ તે ભાંગી નાંખવાનો હુકમ ફરમાવ્યો. આવા

અણુધાર્યા બનાવથી તે ગાંધી લજ્જિત ને ભયભીત થયો. જાહેરમાં તેને ઘણીજ શરમ લાગી. તેણે વિચાર્યું કે મારો દીકરો હવે મને વિશેષ સજા કરશે નહીં પરંતુ તેની એ ધારણા પણ ખોટી પડી. તે અમલદારે તે ગાંધીને ૫૦ પ્યારટરના દંડની અને તેના પગના તળીયાપર ૫૦ ફટકા બાંધી મારવાની સજા કરી. એ હુકમ તેણે તરતજ અમલમાં આણ્યો. ભરબજારમાં તે ગાંધીને બાંધીને તેના દીકરા (મદદનીશ કાજી)એ ઠરાવ પ્રમાણે ૫૦ ફટકા મરાવ્યા. એ કામ પૂરું થયા પછી તે અમલદાર ઘોડાપરથી હેઠે ઉતર્યો અને પોતાના બાપને પગે લાગીને બોલ્યો કે—"પિતાજી, મેં મારા પરમેશ્વર, મારા પાદશાહ અને મારા ઓહદા તરફની ફરજ બજાવીછે, તેને માટે જો તમને માઠું લાગ્યું હોય તો હું દિલગીર છું. પિતાજી, ઇનસાફ બાપ કે દીકરો જોતો નથી, તે સગાં કે સ્નેહીની તરફદારી કરવા દેતો નથી. તે માત્ર અપરાધ કે નિરપરાધ જુએછે. તમે ન્યાયના કાયદા તોડયા એટલે તમારે આ સજા સહન કરવી પડી. તમે જો ઈનસાફથી વરત્યા હોત તો આવો અભાગ્યો વખત આવત નહીં. પિતાજી, હું તમારો ઉપકારી પુત્ર છું. આ સજા મારે ફરમાવવી પડી તે માટે મને ઘણું લાગેછે પણ શું કરું પ્યારા પિતાજી? મને અદલ ઈનસાફ આપવા રાખેલોછે, તેથી મારે કદી પણ ન્યાયથી વેગળા જવું જોઈએ નહીં. ઈનસાફથી વિરૂદ્ધ જવા માટે મારું અંતઃકરણ પણ મને સાફ ના પાડેછે. તમે આ સજા મારે હાથે પામ્યા. કદાપિ હું તમને છોડી દેત તો તમે બીજા કોઇને હાથે આવી સજા પામત. પિતાજી ખાતરીથી માનજો કે અપરાધનું લાયક ફળ વેહેલું કે મોડું મળ્યા વગર રહેતું નથી. કર્યાં કર્મ આડાં આવેછે. પિતાજી, હવે તમે સદાચરણથી ચાલજો. ઠગાઈ કરવાનો તમારા મનમાં કદી વિચાર પણ લાવશો નહીં. તમને સજા કરવાની મને જરૂર પડી તે માટે મને ઠપકો આપવાને બદલે મારી દયા ખાજો. પિતાને આવી નામોશી ભરેલી સજા કરતાં તેના પુત્રનું હૃદય સ્વાભાવિક રીતે ખેદ પામ્યા વિના રૂહે નહીં, તેમ મને પણ ઘણો શોચ થયોછે; પરંતુ લાચાર છું મારા પિતાજી, કે કાયદાએ મને તેમ કરવાની ફરજ પાડી." આમ કહીને તે તરત ત્યાંથી

ચાલી નીકળ્યો ત્યારે આસપાસ ઉભેલા લોકોએ ખુશાલીનો પોકાર કીધો. પછી એ અમલદારને તેના અદલ ઈનસાફનો વાજબી બદલો મળ્યો. સુલતાનના કાનપર આ વાત આવ્યાથી તે બહુજ સંતોષ પામ્યો અને તેણે તેને મુખ્ય કાજીનો ઓહદો આપ્યો અને ત્યારપછી એને એથી પણ ઉંચી પદ્વીએ ચડાવ્યો. આવા પણ અદલ ઇનસાફી થઇ ગયેલછે. રંગ છે!

## પ્રુશિઆ દેશનો રાજા મોટો ફ્રેડ્રિક અને તેના પાડોશીની ઘંટી.

એ રાજાના વખતમાં પોસ્ટડામ નામના સ્થળપર એક ઘંટી હતી તેની સામે રાજાના મેહેલની બારી પડતી હતી. એ રાજા જ્યારે પોતાની એ બારીએ ઉભો રહેતો ત્યારે એ ઘંટી તેની નજરે પડતી હતી. આ નાપસંદ ઘંટીના પ્રતિદિન દર્શન થવાથી તે કંટાળી ગયો. એક વાર પ્રભાતના પહોરમાં તેણે જેવું પોતાની બારીમાંથી બહાર જોયું કે તરતજ એ ઘંટી તેની નજરે પડી ત્યારે તે ઘણોજ ગુસ્સે થયો. હવે ગમે તે પ્રકારે એ ઘંટીને ત્યાંથી દૂર કરવી એવા વિચારથી તેણે પોતાના એક નોકરને કહ્યું કે એ ઘંટીનો માલિક કોણ છે અને તે શી કિંમતે પોતાની એ ઘંટી વેચાતી આપશે તેની એકદમ તપાસ કરી આવો. તેની આજ્ઞા પ્રમાણે તેના નોકરે તે ઘંટીના ધણીને શોધી કાઢયો. પછી તેણે તેને જણાવ્યું કે—"રાજા સાહેબને તારી ઘંટી વેચાતી લેવીછે માટે તુ શી કિંમતે આપીશ?" તે ઘંટીના માલિકે ઉત્તર આપ્યો કે "કશી પણ કિંમતે નહીં." એ સાંભળીને પેલા નોકરે તેને નમ્રતાથી સમજાવવા માંડયો કે "રાજા સાહેબ ઘણાજ દુરાગ્રહી છે, તેથી તે તારી ઘંટી ગમે તે પ્રકારે લીધા વિના રહેશે નહીં, માટે તું વિચારીને વેચાતી દે તો તેમાં તને બહુ લાભ છે. તારે જોઇએ તો બમણી કે તેથી પણ વધારે કિંમત માગ, પણ તું સમજીને આપ, નહીંતર વખતે નાહક હેરાન થઇશ." ત્યારે તે ઘંટીનો ધણી બોલ્યો કે "કદાપિ તેઓ મને વીશ ગણી કિંમત આપે

તોપણ મારે એ ઘંટી વેચવી નથી. માટે આપણા રાજા સાહેબને મારી સલામ સાથે ના પાડજો."

એના એવા અમર્યાદ ઉત્તરની રાજાને જ્યારે ખબર પડી ત્યારે તે ઘણોજ કોપાયમાન થયો. ક્રોધાવેશમાં તેણે હુકમ આપ્યો કે જાઓ સિપાઇઓ, એ ઘંટી એકદમ ત્યાંથી તોડી પાડો. તેના હુકમ પ્રમાણે જ્યારે તે ઘંટી તોડી નાખવા માંડી ત્યારે તેનો ધણી નમ્રતાપૂર્વક કહેવા લાગ્યો કે— કાંઈ ફિકર નહીં, ભલે, મારી મરજીથી વિરૂદ્ધ મારી ઘંટી તોડી પાડવા દો; પણ રાજા સાહેબે કદી પણ વિસરી જવું જોઇતું નથી કે પ્રુશીઆ દેશમાં અદલ કાયદાઓ છે, અને શ્રીમંત તેમજ ગરીબને સરખોજ ઇનસાફ મળેછે." પોતાની ઘંટી તોડી પાડયા પછી તેણે રાજા સાહેબની સામે અદાલતમાં ફરિયાદ કરી. સાક્ષી પુરાવાથી તેણે ત્યાં સાબિત કરી આપ્યું કે–રાજા સાહેબે સ્વછંદે વર્ત્તી મારી રજા વિના એ ઘંટી તોડી નંખાવી. ન્યાયાધીશો નિષ્પક્ષપાત હતા. તેઓએ અભિપ્રાય આપ્યો કે– "સઘળી બાજુથી વિચાર ને તપાસ કરતાં સાબિત થાયછે કે રાજા સાહેબે વગર વિચાર્યે આવું ગેરવાજબી પગલું ભર્યુંછે, તેથી આ ચુકાદો અમે ફરિઆદીના લાભમાં કરીએ છીએ. તહોમતદાર રાજાએ તેની ઘંટી તરત બંધાવી દેવી, એટલુંજ નહીં પણ તેને નાહક આટલો હેરાન કર્યો તેના બદલામાં નાણાની અમુક રકમ તેને આપવી."

આ ફેંસલો સાંભળીને રાજા જરા પસ્તાયો તો ખરો, પણ તેણે જ્યારે ઉંડો વિચાર કર્યો ત્યારે તે અપૂર્વ આનંદ પામ્યો. પોતાના રાજ્યમાં વાજબી કાયદા અને તે યથાર્થ અમલમાં લાવવાને અનિષ્પક્ષપાત ન્યાયાધીશો છે તે જાણીને તેને બહુજ સંતોષ થયો. પછી ન્યાયાધીશોએ આપેલો ચુકાદો તેણે ખુશીથી સ્વીકારીને તે ફરિઆદીને તેની અસલ જગોપર તાકીદથી બીજી ઘંટી બંધાવી આપી તેમજ નાણાની અમુક રકમ સુપ્રત કીધી.

એ વાતને કેટલાંક વર્ષ વીતી ગયાં પછી એજ કુટુંબનો એક ફ્રાન્ક નામનો પુરૂષ, કે જેને એ ઘંટી વારસામાં મળી હતી તે ઘણોજ નિર્ધન અ-

વસ્થામાં આવી ગયો. પોતાનું ચરિતાર્થ ચલાવવાને પણ તેની પાસે પૈસા રહ્યા નહીં ત્યારે તે ઘંટી વેચવાનો નિર્ણય કરીને તેણે ફ્રેડ્રિક વીલીઅમને આ પ્રમાણે પત્ર લખ્યો.

નામદાર સાહેબ,

જે ઘંટી વિષે તમારા અને મારા વડીલ વચ્ચે વાંધો પડયો હતો, અને જે ઘંટી પછવાડેથી તમે મારા વડીલ પાસેથી વેચાતી લેવાની ના પાડી હતી, તેજ ઘંટી વિષે હાલ તરત હું તમને કાંઇ જણાવવા માગુંછું. અને તે એ છે કે પ્રુશિઆ દેશમાં લડાઇ ચાલવાથી હાલમાં ઘણાંક ઘર માઠી હાલતે પહોંચ્યાંછે, અને તેવીજ દુર્દશા મારા કુટુંબની પણ થઈછે. માટે હું તમને ઘણીજ નમ્રતાથી લખી જણાવુંછું કે જો એ ઘંટી તમે હમણાં ખરીદ કરવાને ખુશી હો તો હું તે વેચવાને તૈયાર છું, અને તે વેચવાથી મારી અવદશા અળગી થશે એમ હું માનુંછું."

પ્રત્યુત્તરમાં ફ્રેડ્રિક વીલીઅમે નીચે પ્રમાણે જણાવ્યું હતું.

મારા પ્રિય પડોશી,

હું તમને એ ઘંટી કદી પણ વેચવા દેવાનો નથી. જ્યાંસુધી તમારા કુટુંબનો એક પણ માણસ જીવતો રહે ત્યાંસુધી તે ઘંટી તમારાજ અખત્યારમાં રહેવી જોઈએ, કારણ કે તે પ્રુશિઆ દેશના ઇતિહાસના લાભને માટે તે મહા ઉપયોગી છે. દ્રવ્યની અડચણથી તમે માઠી સ્થિતિ ભોગવોછો, એ જોઇને હું અતિશે દિલગીર છું. આ સાથે હું તમને ૬૦૦૦ ડાલર મોકલુંછું, અને આશા રાખું છું કે એ રકમ તમને તમારો ઘરસંસારી વહીવટ ચલાવવાને કામમાં આવશે.

હમેશાં તમે મને તમારો પ્યારો પડોશી ગણજો,

ફ્રેડ્રિક વીલીઅમ.



## સ્વદેશ મમતા.

### પીટર ધિ ગ્રેટ.

રૂશિઆનું રાજ્ય આજે આખી દુનિઆની દૃષ્ટિ પોતાની ભણી ખેંચેછે, તેમજ એ દેશનો આજે દિનપ્રતિદિન અભ્યુદય થતો જાયછે, તે પ્રતાપી પીટરના અપ્રતિમ પ્રયત્નનું સુફળ છે. દેશોદયને માટે એના સર-

ખી કાળજી રાખી સતત શ્રમ કરનાર ભૂપાળ પૃથ્વીની પીઠપર બીજો કોઈ થયો હોય એમ અમારા જાણવામાં નથી. રૈયતનું કલ્યાણ કરવામાં તે જેટલો રંજીત થતો તેટલો બીજા કશાથી થતો નહોતો. વાસ્તવિક જોઇએ તો તે પોતાના સુખ સારૂ નહીં પણ પ્રજાના સુખ સારૂજ જનમ્યો હતો. જંગલી રૂશિયાને સુધારી જંગલમાં મંગળનો પાયો નાંખવા અને ભવિષ્યમાં તેને મહાન્ કીર્તિ અપાવવાને માટેજ જાણે તે આ અવનિમાં ઉતરી આવ્યો હતો. એના ભગીરથ યત્નથી જેમ આજે તેમજ તત્સમયે પણ આખી અવનિને તેણે અચંબામાં નાંખી હતી. આજે પ્રત્યેક રુશિઅનના મનમાં તેના વિષે પૂજ્યબુધ્ધિ છે, તેમજ દુનિઆના બીજા ભાગના સમજુ માણસો પણ તેના સતત ઉદ્યોગ તર્ફ સાનંદાશ્ચર્યની નજરથી નિહાળીને તેને સાબાશી આપેછે.

પીટર ઈ૦ સ૦ ૧૬૭૨ માં જન્મ્યો હતો. એના પિતાનું નામ આલેકસિસ અને માતાનું નામ નાતાલિઆ હતું. એ આલેકસિસે પણ દેશોન્નતિ માટે પુષ્કળ શ્રમ કર્યો હતો. તે મુઆ પછી તેનો પાટવી કુમાર થિઓડોર ગાદી ઉપર બેઠો, તે શરીરે અશક્ત હોવાથી તેની તર્ફથી તેની મહત્વાકાંક્ષી પણ કુભાંડી બેન સોફાયા શિરજોરીથી રાજ્યકાર્યભાર વેહેતી હતી. રાજ્યનો નિષ્કંટક અમલ પોતાના હાથમાં આવવા માટે તેણીએ ઘણા નિરપરાધી અમીર ઉમરાવોનો નિર્દયપણે ઘાત કરાવ્યો હતો. તેનાથી જો બને તો પીટરનું પણ કાટલું કાઢવાને તે ચૂકે તેવી નહોતી. નાહકથી રાજ્ય મેળવવા માટે માણસોને કેવાં ને કેટલાંબધાં દુષ્ટ કર્મો કરવાં પડેછે તે આ મહાપાતકી સોફાયાનાં કાળાં કર્મ વાંચવાથી આપણને સેહેજ જણાઈ આવે છે. એવાં નીચ માણસો પોતાના કરતાં આગળ વધનાર માણસ ભણી હમેશાં દ્વેષની દૃષ્ટિથી જુએછે, અને ઘોર કાવતરાં કરી તેમની અધમાધમ દશા કરતાં પાછું વાળી જોતાં નથી.

ગિનીસ નામના મહા વિદ્વાન્ અને વિચક્ષણ મહેતાજીના હાથ નીચે પીટર કેળવાતો હતો. પીટરનાં બાળપણનાં શુભાચરણ, તાર્કિક બુદ્ધિ અને

વિદ્યાજ્ઞાનમાં આગળ વધવાની ચપળતા જોઇને સોફાયાના મનમાં દ્વેષનો પ્રચંડ ભડકો સળગ્યો, તેથી તેણીએ પીટરને આગળ વિદ્યાભ્યાસ કરતો અટકાવ્યો, પણ તેની માએ બીજા શિક્ષકો રાખી તેને ઘટિત કેળવણી અપાવી હતી. જૂના વખતના આપણા દેશી રાજ્યના કેટલાક કારભારીઓ રાજાઓને ભણવા દેતા નહોતા તેનું કારણ પણ એજ કે તેઓ અજ્ઞાન રહે તો પોતાનાં કાળાં કામમાં અંતરાય રૂપ થઇ ન પડે.

થીઓડોરે એવું ઠરાવ્યું હતું કે પોતાની પછી પોતાના સાવકા ભાઇ પીટરને પાયતખ્તપર બેસાડવો, તેથી કેટલેક કાળે એ રાજ્ય તેના હાથમાં આવ્યું, તે પેહેલાં સોફાયાની મરજી વિરૂધ તે ઓટોકેસા ફેદિરૈના લાપુચીન સાથે પરણ્યો હતો.

ઈ. સ. ૧૬૯૬માં પીટરને રાજ્યની નિષ્કંટક સત્તા પ્રાપ્ત થઇ, ત્યારે તે અઢાર વરસનો હતો. તેનામાં જવાહીર કેટલું છે તે જોવા જાણવાનો હવે વખત આવ્યો. સ્થાન મળ્યા વિના શક્તિની ખબર બહુધા પડતી નથી. પીટર પછી પોતાના રાજ્યમાં અનેક પ્રકારના સુધારા કરવામાં પ્રવૃત થયો. લશ્કરની સ્થિતિ, તેમજ મુલકી ખાતામાં સુધારણા કરવામાં તેણે લક્ષ દોડાવ્યું.

નવિન વહાણો જોવાં અને તે પોતાને હાથે ચલાવવવાને તેનામાં અસાધારણ હોંસ હતી. યથાનુક્રમે તે વહાણ હંકારવાના કાર્યમાં પ્રવીણ થયો. તે જબરો ઉદ્યોગી અને આગ્રહી હતો. જે કામ તેણે હાથમાં લીધું હોય તે કદી નિરાશ થઈને તે પડયું મૂકતો નહોતો, તેથી ગમે તેટલું અઘરૂં કામ તેને આધીન થઇ જતું હતું; વહાણ ચલાવવામાં તે પોતાના ગુરૂ કરતાં પણ વધારે જ્ઞાતા થયો એ તેના આગ્રહ અને સતત શ્રમનું સુદષ્ટાંત છે.

લશ્કર અને આરમારમાં સુધારણા કરવી એ બે બાબતને તે અતિશય અગત્યની ગણતો હતો. લશ્કરી પોશાકમાં તેણે સાનુકૂળ સુધારો કર્યો હતો. બંદરોને સુધારીને યોગ્ય નૌકાના સાધનથી વ્યાપારમાં વૃદ્ધિ કરવાની તેની શુભ ધારણા હતી; એ માટે તેણે પરદેશી કારીગરોને સારા દરમાયાથી પોતાના રાજ્યમાં નોકર રાખ્યા હતા. કેટલાક મિથ્યા દેશાભિમાનીની પેઠે

તે એમ કહેતો નહોતો કે આપણે બધી વાતે પૂર્ણ છીએ, અને હવે સુધારાની આપણે કાંઇ અગત્ય નથી. પોતાનું તે સૌ સારૂં અને પારકાનું સૌ નરતું એવો ગર્વ રાખનાર માણસની પતિત દશા થયા વિના કદી રહેતી નથી. માણસે ન્યાયદૃષ્ટિથી જોઇ વિચારીને દુનિઆના સુધારા વધારાગાં આગળ પડતો ભાગ લેતા રહેવું એમાં શ્રેય છે.

પીટરે માલની આવકનિકાસની જકાત અરધોઅરધ ઘટાડી નાખી હતી, અને એમ કરવાથી તેને ઉલટો વધારે પૈસો ઉપજવા લાગ્યો અને વ્યાપારીઓ પણ સંતોષ પામ્યા. જે રાજ્યમાં જકાતનો દર ભારે હોયછે ત્યાં વ્યાપાર છૂટથી ચાલતો નથી તેથી રાજા પ્રજા એ ઉભયને નુકસાન થાયછે એ દેખીતું છે.

એણે આઝોફ ઉપર હુમલો કર્યો પણ તેમાં તેના એક નિમકહરામ ચાકરના ફુટવાથી તેની હાર થઇ તોપણ તે હિંમત હાર્યો નહીં. **"પેહેલો ફટકો એ અરધી જીત"** છે એમ માનીને.તેણે પુનઃપ્રયત્ન કર્યો. લશ્કર બરાબર સજ્જ કરી બીજી વખત હુમલો લેઇ ગયો અને તેમાં યુક્તિપ્રયુક્તિથી તે શેહેર તેણે સર કર્યું.

યુરોપખંડના બીજા દેશો સાથે તેણે પોતાના દેશની સરખામણી કરી જોઈ તો તેમાંની ઘણીખરી બાબતમાં પોતાનો દેશ અવ્યવસ્થિત સ્થિતિમાં જોઇને એ સ્વદેશપ્રેમી બાદશાહના દિલમાં બહુ ખેદ થયો. તેને જણાયું કે પોતાની પ્રજાના ચંચળ માણસોને વિદેશ મોકલીને ત્યાંની હુન્નરકળામાં હોશિઆર કરવા એ લાભકારક છે, બેસી રહેવાથી કાંઈ સિદ્ધિ થવાની નથી. **"ફરે તે ચરે, અને બાંધ્યો ભૂખે મરે,"** તથા **"પ્રયત્ને પ્રભુ સહાય"** એ બે કેહેવત તેને મનપસંદ હતી અને તેને અનુસરીને તે ચાલતો હતો. પછી તેણે ૬૦ માણસોને વીણી કાઢીને વેનીસ તથા લેગહોર્નમાં વહાણ બાંધવા અને તે બરાબર ચલાવવાનું શિક્ષણ લેવા મોકલ્યા, તથા બીજા ૪૦ માણસોને એજ કામને માટે હોલાંડ ભણી રવાના કર્યા. યુદ્ધકળામાં પ્રવીણતા પામવા સારૂ કેટલાક હિંમતવાન માણસોને જર્મની તર્ફ જવાની આ-

જ્ઞા કરી. જે દેશ જે જાતની કળામાં કુશળ ગણાતો હોય તેવી જાતની કેળવણી લેવાને તે તર્ફ પીટર પોતાની પ્રજાને મોકલવા લાગ્યો એ તેનું ઉંચું ડાહ્યપણુ દર્શાવી આપેછે. વળી વધારે સાનંદાશ્ચર્ય પામવા યોગ્ય તો એ છે કે એણે જાતે પણ હોલાંડ, જર્મની અને ઇટાલી ઇત્યાદિ દેશમાં પ્રવાસ કરી ત્યાંની ગ્રહણ કરવા યોગ્ય કળાની કેળવણી લેવાનું નકકી કર્યું. વ્હાલટેર નામનો વિખ્યાત ગ્રંથકાર કહેછે કે-“પ્રાચીન અને અર્વાચીન ઈતિહાસ તમામ ઉથલાવી નાખીએ તોપણ પચીશ વર્ષનો જુવાન બાદશાહ અન્ય દેશની રાજ્યવ્યવસ્થા તેમજ હુન્નરકળાનું જ્ઞાન મેળવવા સારૂ પોતાનું રાજ્ય છોડીને પરદેશમાં ગયો હોય એવું એકે ઉદાહરણ મળવાનું નથી.” આજ સુધીમાં પીટર જેવો પાદશાહ પૃથ્વીપર કોઇ થયો નથી અને થવાની આશા પણ લાગતી નથી. રાજવૈભવ અને બીજાં વિવિધ પ્રકારનાં સુખોપભોગ છોડી રાજીખુશીથી વિદેશમાં વૈતરૂં કરવા બીજું કોણ જાય? અમે આગળ જણાવ્યું છે તેમ પીટરે પોતાના સુખ તર્ફ લક્ષ આપ્યું નથી; પણ તેણે માત્ર પોતાની પ્રજાનું કલ્યાણ કરવામાં અને પોતાના દેશનો મોભો વધારવામાંજ ઉચ્ચ પ્રતિનું સુખાનંદ માનીને સંતોષ મેળવ્યોછે. ખરા મહાન્ પુરૂષનું એજ લક્ષણ છે. જનરલ ગાર્ડન નામના વિશ્વાસુ સરદારને પોતાની ગેરહાજરીમાં બંદોબસ્ત રાખવા સારૂ મોસ્કોમાં મૂકીને પીટર પાદશાહ પ્રવાસ કરવા ચાલ્યો.

રાજાના વેષમાં જઇશ તો મારા મનોરથ સિધ્ધ થશે નહીં, એમ લાગવાથી તે સાધારણ માણસનો વેષ લેઇને હોલાંડમાં જવા નીકળ્યો. તેણે પોતાની સાથે માત્ર છ માણસને નોકર તરીકે રાખ્યા હતા. ઝાડામ નામે શેહેરમાં તેમને કીસ્ત નામનો માછી મળ્યો, જે અગાઉ રૂશિઆમાં આવી ગયો હતો. પીટર બાદશાહને એક વહાણમાં જાતે હલેસાં મારતો જોયો ત્યારે તેની અચરતીનો કશો પાર રહ્યો નહીં. પછી પીટરે તે માછીને પોતાની પાસે બોલાવીને તેની જોડે પ્યારથી વાતચીત કરી અને કહ્યું કે મને તારી પાડોશમાં એક મકાન ભાડે લઈ આપ, અને હું રાજા છું એમ તું કૃપા કરીને કોઇને કહીશ નહીં. પીટરને કેટલાક માણ-

સો પૂછતા હતા કે તમે કોણ છો? ત્યારે તે નમ્રતાથી જવાબ આપતો હતો કે હું પરદેશી સુતાર છું અને રજી ખાવાને અહીં આવ્યોછું ! એમ છતાં તેની રેહેણી, કરણી અને વાણી ઉપરથી કેટલાક જાણતા હતા કે આ સુતાર નહીં પણ કોઇ અમીર માણસ છે; પછી ધીમેધીમે દેશ પરદેશના ઘણા માણસોના જાણવામાં આવ્યું કે રૂશિઆનો બાદશાહ હુન્નર શીખવા હોલાંડમાં ગયોછે.

એક વાર ઇંગ્લાંડનો ડયુક ઑફ્ માલબરો તેને પોતાની નજરે જોઇને ઘણો સાનંદાશ્ચર્ય પામવા વહાણ બાંધવાના કારખાનામાં આવ્યો; પણ પીટર સાધારણ પોશાકમાં બીજા રોજગાર મજૂરોની સાથે મજૂરી કરતો હોવાથી એ ડયુક તેને ઓળખી શક્યો નહીં.

એકવાર બીજા ગૃહસ્થના કારખાનામાં રહીને તેણે કેટલાએક ત્રાપા બનાવી આપી તેની મજૂરીના પૈસા મેળવ્યા, પછી તે બોલ્યો કે બહુ સારૂં થયું; આ પૈસા ખરચીને હું મારે માટે પગરખાં લેઈશ, પછી તે તરત મોચીની દુકાને દોડ્યો અને પેલા પૈસા આપી જોડા ખરીદ કરી, તે પેહેરીને ઘણો ખુશી થયો, અને તે બોલ્યો કે–"આ જોડા મેં મારા ખરા પરસેવાથી મેળવ્યાછે !" પરસેવો ઉતારીને પેદા કરેલા પૈસાથી જ્યારે કોઇ સમજુ માણસ કાંઇ વસ્તુ મેળવેછે તે જોઇને તેને સ્વાભાવિક રીતે ઘણો આનંદ થયા વગર રહેતો નથી. પીટરે માત્ર ત્યાં વહાણ બનાવવાનીજ માહીતી મેળવી એમ નથી, પરંતુ તેણે બીજા પણ ઘણા હુન્નરો હાથ કર્યા હતા. શારીર અને વૈદ્યકશાસ્ત્ર વિષે જ્ઞાન મેળવવા તે પ્રખ્યાત વૈદ્યોની વારંવાર મુલાકાત કરતો અને શસ્ત્રક્રિયા ચાલતી હોય ત્યારે તે બનાવ પોતાની નજરે નિહાળતો.

હૉલાંડનાં જૂદાંજૂદાં શેહેરમાં થઈને તેણે નવ માસ ગુજાર્યા પછી અન્ય દેશમાં જવાની તેને જીજ્ઞાસા થઇ, ત્યારે તે પોતાના કારખાનાના માણસોને મળી ભેટીને ઇંગ્લાંડ તર્ફ જવા નિકળ્યો. ત્યાંના રાજાએ

તેને માટે લાયક તજવીજ કરી હતી. પીટરને ત્યાં ગુપ્તપણે રહેવાની ઇચ્છા નહોતી, પણ તેણે એટલું કહાવી મોકલ્યું હતું કે મને રાજા તરીકે નહીં પણ એક ગૃહસ્થ તરીકે ગણીને મારો સત્કાર કરશો તો હું વધારે ખુશી થઇશ. એ પરથી તેની ઇચ્છાનુસાર ગોઠવણ થઈ. સંખ્યાબંધ માણસો તેને જોવાને આવતા, તેથી તે ઘણો કંટાળી જતો હતો. ઇંગ્લાંડમાં તેણે જાતે કામ કર્યું નહીં પણ તે ગોદી વગેરેનું કામ વારંવાર જોવા જતો. વળી તેણે ત્યાં આરમારની વ્યવસ્થા અને વહાણ બાબત ઘણીક બારિક સમજણ મેળવી હતી તે પોતાના દેશની આરમાર સુધારવામાં તેને બહુ કામ લાગી. તે જે કાંઇ ચમત્કારી વસ્તુ જોતો તે વિષે સંખ્યાબંધ સવાલો પૂછીને માહીતી મેળવતો, અને એવી આશ્ચર્યકારક વસ્તુઓ ખરીદી શકાય તેમ હોય તો તે ખરીદતો હતો.

પોતાના દેશમાં લઇ જવા વાસ્તે એણે ઇંગ્લાંડમાંથી બસેં કારીગરો વીણી કાઢી તેમના પગાર વિષે બંદોબસ્ત કીધો હતો.

પછી મોસ્કોમાં ફિતુરી માણસોએ બંડ કર્યુંછે એવો તેને સંદેશો મળવાથી તે તરત સ્વદેશમાં ગયો, અને પોતાના ધાક અને પ્રબળથી તે બંડ સમાવી દેઇ બંડખોરોને સખ્ત શિક્ષા કરી એટલે દેશમાં પાછી સમાધાનિ થઈ.

લશ્કરી માણસો વગેરેના બેડોળ અને અગવડવાળા પોશાક વગેરેમાં સુધારણા કરવા તેણે તે તમામ લોકોને સૂચના આપી કે–અમુક મુદતમાં સર્વે જણે પોતાના ડગલાની લંબાઈ અને દાઢી મૂછ કાપી નાંખવી. એમાં જેઓ કસૂર કરશે તેમની પાસેથી દોઢસો રૂપિઆ દંડના લેવામાં આવશે. પછી તેણે છાપખાનાં ચાલુ કર્યાં, નાવિક વગેરે વિદ્યા શીખવાની નિશાળો સ્થાપી. પરદેશ સાથે વ્યાપાર ખેડવાની પોતાની પ્રજાને પરવાનગી આપી, એથી દેશને મહાભારત લાભ થયો. સ્ત્રી પુરૂષોનો સંયુક્ત મીલાવડો કરવાની બંધી હતી તે તેણે દૂર કરી. એ કાળે એ દેશમાં એવો રીવાજ હ-

તો કે મોટા લોકોને પરણુવાની ઈચ્છા હોય ત્યારે શેહેરની સરૂપા કુમારિકાઓને એક સ્થળે એકડી કરતા અને તેમાંથી જે ગમે તેની સાથે લગ્ન કરવાનો ધારો હતો, તે બદલીને હાલની યુરોપિઅન રીતિને અનુસરીને પ્રીતિવિવાહ કરવાનો રીવાજ પાડયો. તે જેમ બીજાને બોધ આપતો તેમ તે પોતે પણ આચરતો હતો. "કહેવું કાંઇ અને કરવું કાંઇ" એવા વર્તનને તે અંતઃકરણથી ધિક્કારતો હતો.

આસપાસનાં બંદરો હાથ કરી તેને મજબૂત પાયાપર મૂકવા માટે તેણે એકાદ બે નાની લડાઈઓ કરી પણ તેમાં તેને ધારેલી ફતેહ મળી શકી નહીં. પછી તેણે નાર્હા શેહેરને ઘેરો ઘાલ્યો તેમાં તેની શરમભરેલી હાર થઇ અને તેના લશ્કરને ઉભી પૂછડીએ નાસવું પડ્યું. એમાં વધારે અચરતીભરેલું એ છે કે દુશ્મનોનું લશ્કર ૮૫૦૦ માણસોનું હતું પણ પીટરના લશ્કરમાં ૮૦૦૦૦ માણસો હતાં એમ છતાં તેઓનો પરાભવ થયો. રણક્ષેત્રમાં કાંઈ મોટી સંખ્યાવાળા જ હમેશાં જીતી જતા નથી, પણ શૂરાતન, હિંમત અને યુક્તિવાળા માણસોજ બહુધા ફાવી નીકળેછે. પીટરનું લશ્કર મોટું હતું એ ખરી વાત, પણ તેનો મોટો ભાગ કવાયત અને અનુભવ વગરનો હતો. પીટર હાર્યો પણ તેની હિંમત હારી નહોતી. હવે તેણે બેવડા ઉત્સાહથી પુનઃ યુદ્ધ કરવાની તૈયારી કરવા માંડી.

**"એક વાર ભીખે તો બીજીવાર શીખે"** તેમ તેણે અપૂર્વ ખંતથી પોતાના લશ્કર વગેરેમાં વિશેષ સુધારો કર્યો, અને તેનો લાભ તેને મળ્યા વિના રહ્યો નહીં. ત્યારપછી તેણે કેટલીક લડાઇઓ કરી તેમાં તેના પાસા પોબાર પડયા, અને એમ થવાથી તેની રગમાં ઉત્સાહનું નવું રક્ત ઉમેરાયું.

એણે પીટર્સબર્ગ નામે શેહેર વસાવ્યું તેમાં તેને અસાધારણ શ્રમ કરવો પડયો હતો. એ સ્થાને બીજો કોઈ સાધારણ રાજા હોત તો તે કદી પણ એવે સ્થળે એવું દીવ્ય શેહેર વસાવી અને આબાદ કરી શકત નહીં એ નિઃસંદેહ છે. એ શેહેર અને તેની આસપાસ કિલ્લો બાંધતાં,

તેની જમીન કીચડવાળી હોવાથી આશરે એક લાખ મજૂરો મરણ પામ્યા હશે. એ શેહેરમાં વસવા જવાને ઘણાખરા માણસો ચોખ્ખી ના પાડવા લાગ્યા ત્યારે પીટરે પંડે જઇને ત્યાં મુકામ કર્યો, અને **"બાદશાહ ત્યાં બજાર"** એ કહેવતાનુસાર પછી બીજા હજારો લોકોને ત્યાં વસવાની ફરજ પડી, અને લાલચ ઉત્પન્ન થઇ. હાલ એ શેહેર દુનિઆનાં સુંદર શેહેરોમાંનું એક ગણાયછે, અને તે વ્યાપારનું એક મુખ્ય મથક થઈ પડયુંછે.

પીટરને સંખ્યાબંધ વહાણો બનાવવાની ઝપાટાબંધ તૈયારી કરતો જોઇને એક વાર પાટ્રીક ગાર્ડને તેને નમ્રતાપૂર્વક પૂછયું કે—મહારાજાધિરાજ, તમે આટલાંબધાં વહાણો બનાવોછો પણ તેને રાખશો કયાં? ત્યારે તેણે જવાબ આપ્યો કે—" એ વિષે તમારે ચિંતા કરવાની કશી અગત્ય નથી. મારી ખાતરી છે કે મારાં વહાણો પોતપોતાને માટે અનુકૂળ બંદરો શોધી લેશે," અને ખરેખર થયું પણ એમજ.

પીટર બાદશાહે ઘણી લડાઈઓ કરી હતી તેમાં સ્વીડનના રાજા ચાર્લ્સ સાથે કરેલું યુદ્ધ કદી નહીં ભૂલાય એવું પ્રચંડ હતું. એમાં ચાર્લ્સ રાજાના આશરે દશ હજાર માણસો કપાઇ મુઆ અને તે નિરૂપાય થઇ નાસી ગયો. તુર્કીમાં જઇને તેણે ત્યાંના સુલતાનને પીટર જોડે લડવાને ઉશ્કેર્યો. એ વાતની પીટર બાદશાહને ખબર પડી ત્યારે તેણે પોતાના રાજ્યનો બરાબર બંદોબસ્ત કર્યો, અને પછી તે તુર્કી સાથે લડવા ગયો, તેમાં તેનાપર વિવિધ આફતો વરસી, અને આખરે કેટલીક સરતોથી તુર્કીના સરદાર સાથે સલાહ કરવાની મહા દુ:ખદાયક ફરજ તેને માથે આવી પડી.

પીટરનો પાટવી પુત્ર આલેકિસસ ઘણો નિમકહરામ, દુર્વ્યસની અને મૂર્ખ હતો. તે પોતાના પિતાની સામે અનેક પ્રકારનાં કાવતરાં કરતો હતો. પીટર સરખા પ્રતાપી પુરૂષને ત્યાં આવો કુપુત્ર હોય એ બહુ શોકજનક વાત છે. એ પ્રેમાળ પિતાએ પોતાના પુત્રને સમજાવવામાં કશું બાકી રાખ્યું નહોતુ તેમજ તેને સુધરવાને અને પોતાના પ્રબોધ વિષે વિચાર કરવાને વારંવાર મુદત આપી હતી, પણ અફસોસ કે તે એકનો બે થયો

નહીં. તેના નાલાયક દોસ્તો તેને જેમ દોરતા તેમ તે દોરાતો. પોતાના પૂજ્ય પિતાની નાહક નિંદા કરતો અને મનસ્વી રીતે વર્તતો. પીટર બાદશાહે આખરે નિષ્પક્ષપાત માણસોનું પંચ નીમીને તેને વિષે તપાસ કરાવી તેમાં તે ખરેખર અપરાધી ઠર્યો અને તેથી પંચે તેને દેહાન્તદંડની શિક્ષા કરી, તે અમલમાં આવતા પેહેલાં તે આજારી પડયો અને થોડા દિવસમાં મરણ પામ્યો. નઠારી સોબતનું પરિણામ નઠારૂં આવ્યા વિના કદી રહેતું નથી.

પીટરે પોતાના રાજ્યમાં એટલાબધા સુધારા કર્યા હતા કે તે બધા લખવા બેસીએ તો પૃષ્ટનાંપૃષ્ટ ભરાઇ જાય. ટુંકામાં એટલુંજ કે સુધારાની ઉંચી પંક્તિએ પહોંચેલા દેશમાંથી એણે જે રીતરીવાજ, હુન્નર કારીગરી, ન્યાયસૂત્ર અને વિદ્યા એમાંનું જે જે સારૂં જોયું તે તે પોતાના દેશમાં દાખલ કર્યું.

પીટરે પોતાની રાજગાદી પોતાની વ્હાલી, વિચક્ષણ, દયાળુ, હિંમતવાન, અને ખરી સલાહકાર રાણી કેથેરાઇનને આપવાનું ઠરાવી, હજારો માણસોની સમક્ષ તેણીને રાજ્યાભિષેક કર્યો, તે સમયે મહોત્સવ થયો હતો. પછી થોડી મુદતમાં એટલે તારીખ ૨૮ જાન્યુઆરી ઇ. સ. ૧૭૨૫ ને દિવસે આ મહા પ્રતાપી, સ્વદેશોદ્ધારક અને વિશ્વવિખ્યાત બાદશાહ શાંતિથી મરણ પામ્યો. એ કાળે એ બાવન વરસની ઉમરનો હતો.

એ ઘણો સાદો અને સુજ્ઞ હતો. ઉત્સાહી અને આગ્રહી હતો. મહા ઉદ્યોગી અને મહાત્વાકાંક્ષી હતો, તેમજ શૂરો અને સત્યપ્રિય હતો. ખાલી ભભકો તેને કદી ગમતો નહીં. તે કેટલો પરોપકારી હતો તે અગારે કહેવું પડે તેમ નથી. તે કેટલીવાર ક્રૂર કહેવાયા છતાં અંતરથી ક્રૂર નહીં હતો. તે જબરો ને હિંમતવાન હતો. પ્રથમ જે લોકો એને વખોડતા તેજ લોકો પછી એને વખાણુતા હતા. એ પરાક્રમી પાદશાહનું નામ દેવ સરખું પૂજ્ય મનાયછે. એણે આ સૃષ્ટિમાં જન્મ ધર્યાનું સાર્થક કર્યુંછે એમાં કોઇ ના પાડી શકશે નહીં. સતત ઉદ્યોગથી કેમ વધાયછે એને માટે પીટર એ એક ભવ્ય નમુનો થઇ ગયોછે. ખરેખરી મોટાઇ વગર

"મોટો" એવું અપૂર્વ માનસુચક પદ પ્રાપ્ત થઈ શકતું નથી. પ્રજાએ પરમ સંતુષ્ટ થઇને એને ધિ ગ્રેટ (મોટો—પરાક્રમી) એવો ખિતાબ આપ્યો હતો. આપણા દેશી રાજાઓ ઘણી બાબતમાં એનું અનુકરણ કરે તો તેઓ પોતાનો અને પોતાની પ્રજાનો અભ્યુદય કરી શકે તેમ છે, પણ અફસોસ કે કેટલાક પ્રમાદી અને મોજશોખી રાજાઓને એવું સ્વપ્નું પણ આવવું મુસ્કેલ છે! સારા રાજાની પ્રાપ્તિ થવી એ પ્રજાના મહા સુભાગ્યની વાત છે. એ ઉદ્યોગમૂર્ત્તિ પોતાનું ઉત્તમોત્તમ નામ અવનિમાં ચિરકાળ મૂકી ગયેલછે. ધન્ય છે તેના જીવિતને! અને બલિહારી છે એના ઉદ્યોગ અને આગ્રહને! રૂશિયન પ્રજા રંજિત થઇને સદા સર્વદા હર્ષગર્જના કરેછે કે—"પરમ પરાક્રમી પીટરનો જય!"

---

## જનરલ ગારિબાલ્ડી.

ઈટાલીનો ઉદ્ધારકર્ત્તા, ઉન્નતિશીલ મનનો, અલૌકિક ગુણગણાલંકૃત, આ ઓગણીશમી સદીનો ધીરવીર, રાજનૈતિક, અને નિઃસ્વાર્થી નરરત્ન જનરલ ગારિબાલ્ડી ઇટાલીના નાઇસ નામના નગરમાં ઇ૦ સ૦ ૧૮૦૭ ના જુલાઇ માસની ૨૨ મી તારીખે જન્મ્યો હતો. તેનાં માતતાત છેક નિર્ધન હતાં. ગારિબાલ્ડી ખારવા અને માછીઓની સોબતમાં ઉછર્યો. યુદ્ધકળામાં કાબેલ થવાની એને અધિક ઉમેદ હતી, પણ તેમાં પ્રવીણ થવાને તેને સાનુકૂળ સાધનો નહીં હતાં. એમ છતાં પોતાથી બની શક્યો તેટલો પ્રયત્ન કરીને તેણે એ વિષયનું થોડુંઘણું જ્ઞાન સંપાદન કર્યું હતું. સ્વદેશને સ્વતંત્ર કરવાની એના અંતરમાં અપૂર્વ ઇચ્છા હતી તેથી એ વિષયમાં કેમ વિજય મેળવવો તેનું તે વારંવાર ચિંતવન કરતો હતો.

પછી સ્વદેશ છોડી ફ્રાન્સમાં વસવાની તેને ફરજ પડી. ત્યાં જઇને પણ તે નિરાંતે બેઠો નહીં. ઇટાલી શી રીતે સ્વતંત્રતા મેળવી શકે એ વિષે તેણે અનેક વિષયો પ્રકટ કીધા હતા. પરદેશી સત્તાને પાયમાલ કરવાનો પ્રયત્ન કરનારી જે જે ખાનગી મંડળીઓ ઈટાલીમાં ઉત્પન્ન થઇ હતી તેઓને તેણે અનુમોદન આપ્યું, એટલુંજ નહીં પણ એવી મંડળીઓને વિશેષ

ઉત્તેજિત કરવા માટે તે તેમાં અંતઃકરણથી ભાગ લેતો હતો. દેશની દુર્ગતિ તેના મનમાં કાંટાની પેઠે ભોંકાતી હતી. સ્વદેશને સારૂ આત્માર્પણ કરવાને પણ તે અતિ ઉત્સુક હતો સ્વદેશપ્રેમમાં તે મત્ત થયો હતો, સ્વદેશપ્રેમે તેના પ્રેમાળ હૃદયને પરમ ઉત્સાહિત કર્યું હતું, સ્વદેશના શ્રેયને અર્થે ગમે તેટલા જોખમભરેલા કાર્યમાં ઝંપલાઇ પડવાને તે એકપગે થઇ રહ્યો હતો. તેનો જન્મ, વાસ્તવિક વદીએ તો ઇટાલીના પુનરોદ્ધારને અર્થેજ થયો હતો.

ઇ૦ સ૦ ૧૮૩૪ માં ઇટાલીઅનોએ જે બંડ કર્યું હતું તેમાં તે બહાદુર પુરૂષ સામેલ હતો. એ બંડ નિષ્ફળ થયું. તે પકડાયો અને ફાંસીનો હુકમ થયો, પણ એવામાં તેને લાગ મળવાથી તે નાસીને ટ્યુનીસ જતો રહ્યો. પછી દક્ષિણ અમેરિકાના રિઓગ્રેનેડાના પ્રજાસત્તાક રાજ્યની ઉપર બ્રાઝીલ તૂટી પડ્યું હતું, તેમાં તે પ્રજાસત્તાક રાજ્યની વહારે ધાયો. એને એમાં કશો સ્વાર્થ નહીં હતો. પણ ગમે તે પ્રજાની સ્વતંત્રતાને સારૂ ખરા દિલથી સહાય થવાને તેની તરવાર સદા તૈયાર હતી. જળ અને સ્થળપર તેણે ઘણી લડાઇઓ ચલાવી, એમાં તેણે પોતાનું પૂર્ણ પરાક્રમ પ્રદર્શિત કરીને ત્યાંની પ્રજાનો ભારે પ્યાર જીતી લીધો હતો. આ લડાઇમાં એક વાર જોગજોગે તે પકડાઇ ગયો. શત્રુઓએ તેને ઘણું દુઃખ દીધું, પછી કેટલીક સરતથી તે છૂટ્યો એટલે તરતજ પાછો આવીને એ લડાઇમાંજ તેણે નિડરપણે ઘુમવા માંડ્યું.

ઇ૦ સ૦ ૧૮૪૮ માં ઇટાલીમાં લડાઇ સળગવાથી ગારિબાલ્ડી પોતાના કેટલાક સિપાઇઓને લેઇને વાયુવેગે ત્યાં જઇ પહોંચ્યો. પેલેસ્ટ્રીનાની લડાઇમાં નીઓપાલિટન લશ્કર બહુ મોટું હતું તોપણ તેણે તેને ધૂળધાણી કરી નાંખ્યું. પછી વેલેટ્રીનું યુદ્ધ થયું તેમાં તે જખમી થયો પણ તેણે જય મેળવ્યો. એની દીર્ઘદૃષ્ટિ અને અદ્ભૂત હિંમતથી ફ્રેન્ચ લશ્કર સામે એક માસ સુધી ટકી શકાયું. એ લડાઈ એમનેએમ ચાલુ રાખવાની તેની સલાહને બીજા આગેવાનોએ અનુમતિ આપી નહીં ત્યારે તે ત્વરિત સેનમે-

રિતો તર્ફ ચાલ્યો ગયો. તેની સ્ત્રી વીરત્વ બતાવવામાં અને પોતાના પતિને હિંમત આપવામાં વિખ્યાત હતી તે આ કાળે મરણ પામી, તોપણ તે નાહિંમત થયો નહીં, પણ યુક્તિથી જીનોઆ ભણી નાસી ગયો, અને ત્યાંથી અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનમાં જઇને ઉદર નિમિત્તે સાબુ અને મીણબતી બનાવવાના ધંધામાં પ્રવૃત્ત થયો.

પછી ૧૮૫૪ માં તે પાછો ઇટાલી આવ્યો અને સાર્ડિનિઆના કિનારા પાસે કાપ્રેરા ગામમાં ખેતીવાડી કરીને તે પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. એ સમયે એ દેશમાં અગાઉની પેઠે રાજપ્રકરણી છૂપી મંડળીઓ ઘણી હતી. એવી મંડળીઓનું મુખ્ય જીવન તે ગારિબાલ્ડી હતો. તેની સલાહ અને મદદ સિવાય ધારેલા મનોરથ ફલિભૂત થવાની આશા નહોતી. એ તમામ મંડળીઓનું કેંદ્ર ગારિબાલ્ડી હતો. તે જેમ ઇટાલીને તેમજ અન્ય દેશને મોહક થયો હતો. એ સૈનિક પુરૂષ પ્રત્યે ઇટાલીઅનોની પૂજ્ય બુદ્ધિ હતી. આગળથી સંકેત કરી રાખ્યો હતો તે પ્રમાણે તે દેશના ઘણા ભાગમાં આસ્ટ્રીયનોની સામે બંડ ઉઠયાં તેમાં ઇટાલીઅનોની ફતેહ થઈ તેનો ખરો યશ સ્વદેશાનુરાગી ગારિબાલ્ડીને છે. રાજાની આજ્ઞાથી તેણે ૧૭૦૦૦ માણસનું લશ્કર ઉભું કર્યું હતું. એ લશ્કરે જે પરાક્રમ કર્યાં તેનું તાદૃષ્ય ચિત્ર આપવું અશક્ય છે. એ લશ્કર સાથે મહાવીર ગારિબાલ્ડીએ અહીંથી તહીં ઘુમીને જાણે તે સર્વવ્યાપક હોય એમ શત્રુઓને બતાવી આપી તેમનાં મન ધૂજાવી નાંખ્યાં, તેમનાં ગાત્ર નરમ ઘેંસ જેવાં કરી મૂકયાં અને તેમની આશા નષ્ટ કરી દીધી. ઉપરાઉપરી લડાઈઓ કરીને તેણે શત્રુઓને એવા તો નબળા અને ભયભીત બનાવી દીધા કે તેઓ તેનું નામ સાંભળી સો ગાઉ નાસવા લાગ્યા. ગારિબાલ્ડી એ નામ સાંભળીને તેઓના પગ ભાગી જતા. તેઓ ગભરાતા, અને કાયર ને કંપાયમાન થઇને ઉભી પૂછડીએ રણક્ષેત્રમાંથી પલાયન કરી જતા. ગારિબાલ્ડીના પ્રચંડ યુદ્ધથી ઇટાલીના કેટલાક મુલકને સ્વતંત્રતા મળી. વિદેશીનું કાસળ ઘણા ભાગે નીકળી ગયું. પછી ગુણવાન્ ગારીબાલ્ડી શસ્ત્ર છોડીને પાછો પોતાના ખેતીવાડીના કામમાં પ્રવૃત્ત થયો. ધન્ય છે એને !

આસ્ટ્રીયનોથી છૂટા પડેલા પ્રાંતોએ સાર્ડિનિઆના સ્વદેશાભિમાની અને સુધરેલા રાજા વિકટર ઈમાન્યુઅલની સત્તા નીચે રહેવું એમ ગારિબાલ્ડીની સલાહ હતી. ઈટાલીનું ઐક્ય કરવાને ઉત્સાહી આગેવાનોનો એવો અભિપ્રાય હતો કે નાનાંનાનાં રાજ્યોને તોડી પાડી વિકટર ઇમાન્યુઅલને આખા દેશનું આધિપત્ય આપવું. સિસિલી અને નેપલ્સની રૈયત પોતાના નૃપતિથી કંટાળી ગઇ હતી તેથી ઇ૦ સ૦ ૧૮૬૦ માં ૧૦૦૦ માણસો લેઇને ગારિબાલ્ડી ત્યાં ઉતરી પડયો. તેને સહાય થવાને સંખ્યાબંધ માણસો આવી મળ્યાં. રાજના લશ્કરને હરાવી એણે પાલર્મો શેહેર સર કર્યું. પછી ત્યાંથી તે નેપલ્સ તર્ફ ગયો. ત્યાંની પ્રજાએ એને રાજ્યનો પ્રમુખ ઠરાવ્યો પણ એ નિર્લોભી નરરત્ને તે પદ લેવાની ના પાડી. પછી લોકોએ તેની સલાહ પ્રમાણે સાર્ડિનિયાનું આધિપત્ય સ્વીકાર્યું.

ગારિબાલ્ડીની એ પણ એક મોટી ખૂબી હતી કે જંગમાં ઉતરવું હોય ત્યારે કેશરીસિંહની પેઠે અડગ હિંમતથી આવી મળતો, અને જેવી તે કામની સમાપ્તિ થઇ એટલે પાછો તે પોતાના વાનપ્રસ્થાશ્રમમાં જતો.

ઇ૦ સ૦ ૧૮૬૨ માં કેટલાક વાલંટીયરો (પોતાની ખુશીથી વગર પગારે લડવા નીકળનાર)ને લઇને તે રોમ તર્ફ જવા નીકળ્યો, તેની સામે વિકટર ઇમાન્યુઅલે સબળ સેના મોકલી, કેમકે ગારિબાલ્ડીનું એ કામ તેને લગારે પસંદ નહીં હતું. એસ્પ્રોમોન્ટે આગળ લડાઇ થઇ તેમાં ગારિબાલ્ડીનું લશ્કર વેરણખેરણ થઇ ગયું. તે જખમી થયો, પકડાયો અને એને કેદી બનાવીને લેઇ ગયા. એ ખેદકારક સમાચારથી આખા યુરોપમાં હાહાકાર થઇ ગયો. દેશોદેશથી ઘણા શાણા સદ્‌ગૃહસ્થો એની સંભાળ કરવાને સત્વર દોડી આવ્યા. એને આરામ થયા પછી ઇટાલીની સરકારે એને માફી આપી.

ઇ૦ સ૦ ૧૮૬૪ માં તે આનંદ મેળવવા ઇંગ્લાંડમાં ગયો. તેનું સન્માન કરવાને તે આખો દેશ એકપગો થઇ રહ્યો હતો. ઠામઠામ એને મીજબાનીઓ અને માનપત્રો અપાયાં. આવું અપૂર્વ માન બીજા કોઇને અગાઉ મળ્યું નહીં હોય. આપણા માજી પ્રસિદ્ધ પ્રધાન ગ્લાડસ્ટોન પ્રેમ;

પુષ્પથી ગુણવાન્ ગારિબાલ્ડીને વધાવી લેઇને પૂર્ણાનંદ પામ્યો હતો. દેવાંશી નર ગારિબાલ્ડીના જેઓને દર્શન ન થયાં તેઓ પોતાને મહા અભાગી માનવા લાગ્યાં હતાં. આનું નામ તે કીર્તિ.

ઈ. સ. ૧૮૬૭ માં રોમમાં પ્રચંડ બળવો થયો, અને પોપને ત્યાંથી નાસી જવું પડયું. એ પ્રમાણે ગારિબાલ્ડીને તક મળવાથી તે ત્વરિત રોમ તર્ફ દોડી ગયો, પણ એટલામાં બળવાખોરનો પક્ષ તુટી જવાથી અને એનું કાંઇ ન ચાલવાથી તે કેદી તરીકે પકડાયો. પોપે તેને બંધીખાને નાખી તેનાપર સખ્ત ચોકી મૂકી પણ તેમાંથી તે યુક્તિથી નાસી ગયો. પછી ફ્લૉરન્સમાં જઈ લશ્કરનો જમાવ કરી રોમપર પુનઃ ચડી આવ્યો, અને એકવાર તો તેને પોપની સત્તામાંથી તે સ્વદેશપ્રેમી ખેડૂતે સ્વતંત્ર કર્યું, પણ પછી ફ્રેન્ચ સરકારે પોપની મદદમાં ભારે લશ્કર મોકલ્યું તેમાં ગારિબાલ્ડી પરાજિત થયો અને દુશ્મનોના હાથમાં કેદી તરીકે પકડાયો. આ વખતે તેની જીંદગી મહા જોખમમાં હતી. તેને બચાવવાને યુરોપના ઘણાખરા રાજ્યોએ ભલામણ કરી તેથી આખરે એને છોડી દીધો.

ઇ. સ. ૧૮૭૪ માં એ બહુ કંગાળ થઇ ગયોછે એવું જણાઇ આવવાથી એના મિત્રોએ એને પૈસાટકાની મદદ કરી. ૧૮૭૫ માં તે ઈટાલીની પાર્લામેંટમાં નીમાયો. પછી એની અતૂલ રાજસેવાથી પરમાનંદ પામીને કૃતજ્ઞતાની એક નાની નિશાની તરીકે રાજાપ્રજાએ એને ૪૦૦૦૦ રૂપિઆ અપાવ્યા, જે એણે સ્વીકાર્યા.

આ નિર્માની મહાત્મા તા. ૩ જી જુન ૧૮૮૨ ને દિવસે સ્વર્ગે સિધાવ્યો. એ સ્વદેશત્રાતાના મૃત્યુના મહા શોકકારક સમાચાર સાંભળીને સુધરેલી દુનિઆ અતિશે દિલગીર થઈ હતી. જે મરણથી અવનિના એક છેડાથી બીજા છેડા સુધીની પ્રજામાં શોકાશ્રુની ધારા ચાલે તેનુંજ નામ મરવું. એવા મરણ પામેલા મહાત્માઓ યાવત્ચંદ્રદિવાકરો જીવતા છે એમ માનવું. કીર્તિરૂપે, સુયશરૂપે જેમનાં શુભ નામ પ્રજામાં પ્રેમથી ગવાયછે, ધન્ય છે તેમનાં જીવિતને। તેઓએ જન્મ ધર્યો પ્રમાણ. માતૃભૂમિના કલ્યાણને અર્થે જેઓએ તક મળતાં પણ કમર ન કસી અને સ્વાર્થલંપટતા

દર્શાવી તેમનાં જીવતરને ધિક્કાર ! ઈટાલીના અનન્ય ઉપાસક અને અંતરાત્મા, સ્વતંત્ર અને સ્વદેશાભિમાની, સાહસિક અને સંતોષી ગારિબાલ્ડીના, આવો આપણે ગુણાનુવાદ ગાઈએ. એ દયાળુ અને દેશભકતના પવિત્ર નામપર આવો આપણે પ્રેમપુષ્પની વૃષ્ટિ કરીએ ! નિરાશ થઈ પડેલ ઈટાલીને પુનર્જિવન આપનારના પ્રભુત્વની પ્રશંસા કર્યે પાર આવે તેમ નથી. એનાં વીરત્વ, શુદ્ધ ભાવના અને નિર્લોભતાને માટે એ મહાત્માને આખું જગત્ એક જીભે વખાણેછે.

એ વિરલ મહાપુરૂષ પોતાના મૃત્યુપત્રમાં પોતાના પ્રેતને અગ્નિસંસ્કાર કરવાનું લખી ગયો હતો, પણ એમ કરવાથી તેને આપવા ધારેલું મહાભારત માન આપી શકાય એમ નહીં હોવાથી તેને બહુ ભારે સન્માન અને ઠાઠમાઠ સહિત ભૂમિદાહ કીધો હતો.

એ પુરૂષે પોતાને હાથ આવેલું તાજ વિકટર ઇમાન્યુઅલને પેહેરાવી દીધું તેથી સાબિત થાયછે કે એને રાજપાટ મેળવવાની તૃષ્ણા નહોતી. એણે જે આટલોબધો મહાભારત શ્રમ કર્યો તે માત્ર ગમે તે પ્રજાને સ્વતંત્રતા અપાવવા સારૂ જ. એ એક ગરીબ ખેડૂત હતો પણ તેના નામનો એટલો બધો પ્રતાપ હતો કે તે જ્યાં જતો ત્યાંથી એને વગર પગારનું લશ્કર મળી રહેતું. તે ઘણીવાર ઘવાયો, કેદ પકડાયો, ફાંસીની સજાના જોખમમાં આવ્યો પણ અડગ હિંમત રાખીને કૃતકૃત્ય થયો. એની અપૂર્વકીર્તિ અનંતકાળ વિરાજમાન રહેશે. ધન્ય છે એવા અદ્વિતીય મહાત્માઓને !

## સીન્સીનેટસ.

"સ્વદેશમમતા એ સ્વાભાવિક, લાભકારક ને મોટો સદ્ગુણ છે."

**નવલરામ.**

ઇ. સ. પૂર્વે પાંચમી સદીમાં રોમમાં પ્રજાસત્તાક રાજ્ય હતું. એ કાળે ત્યાં આગેવાન લોકો માંહોમાંહી લડી મરતા હતા. હીરોડોટસે બંડ કરીને રોમનો એક વિભાગ પોતાને સ્વાધીન કર્યાથી તેને તે વખતના "કૉન્સલ" (રાજ્યના વડા) વેલેરીઅસ પબ્લિકોલાએ હરાવી કાઢયો પણ તેમાં તે

(કૉન્સલ) માર્યો ગયો. પછી પ્રજાએ બહુ મતે સીન્સીનેટસ નામના ખેડૂતને 'કૉન્સલ' તરીકે ચુંટી કાઢ્યો, તે સમયે તેને એ વિષે કશી ખબર પણ નહોતી. રાજસભા તર્ફથી કેટલાએક પુરૂષો તેને અભિનંદન આપવા, અને આ પ્રતિષ્ઠિત પદવીપર વેળાસર પધારવાની વિનંતિ કરવા ગયા તે વખતે તે ગરીબ ગામડીઆ જેવો પોશાક પેહેરીને પોતાના ખેતરમાં હળ હાંકતો હતો! તે આબરૂદાર દેખાવના પુરૂષોનું મંડળ પોતાની ભણી આવતું અવલોકીને એ અચરજ પામ્યો. એણે પોતાના બળદોને અટકાવ્યા અને એ લોકો ત્યાં કેમ આવેછે તે વિષે પૂછપાછ કરવાને તે ઉભો રહ્યો.

મંડળી તેની સન્મુખ આવી. તેમાંથી એક સદ્ગૃહસ્થે તેને કહ્યું કે આપ જરા વધારે સારો પોશાક પેહેરી આવો એટલે આપને અમે કેટલીક વાત વિદિત કરીએ. એ સાંભળીને સીન્સીનેટસ પોતાની ઝુંપડીમાં જઈને વધારે સારાં વસ્ત્ર પેહેરી આવ્યો, ત્યારે તે મંડળીનો એક આગેવાન સદ્ગૃહસ્થ બોલ્યો કે "મને જણાવતાં બહુજ આનંદ થાયછે કે રોમન રાજસભાએ આપને 'કૉન્સલ' તરીકે ચુંટી કાઢ્યાછે, અને તેને માટે આ મંડળી આપને અભિવંદન સાથે અભિનંદન આપેછે," એમ કહીને તેણે તેને ઉમદા ઝભો પેહેરાવ્યો, પછી તેને રોમ પધારવાની ઘણાજ માનપૂર્વક વિનંતિ કરી. સીન્સીનેટસને આવા વ્યવસાયમાં પડવાની મુદ્દલ ઇચ્છા નહોતી તેથી એ મંડળીને શો ઉત્તર આપવો તેના વિચારમાં તે પડ્યો. પછી થોડી વારે તે બોલ્યો કે "આ વરસે હું મારા ખેતરમાં કાપણી કરી શકીશ નહીં," એમ કહીને તે રોમ ગયો.

સ્વદેશપ્રેમી સીન્સીનેટસ સાદો, સત્યવાદી, સંતોષી અને સુપંથે ચાલનાર નરવર હતો. જો કે એ ખેડૂત હતો તોપણ તેનામાં સ્વાભાવિક રીતે રાજ્યદ્વારી વિષયની ઉંડી સમજણ અને શક્તિ હતી. એણે સ્પષ્ટ દર્શાવી આપ્યું હતું કે એને ચુંટી કાઢનારાઓ ખરા પરીક્ષક હતા.

રાજ્યમાં થયેલું બંડ એણે યુક્તિથી એકદમ સમાવી દીધું. નવી યોજનાથી ન્યાય ખાતાને સારા ધોરણપર મૂક્યું. આખી પ્રજામાં શાંતિ ફે-

લાવી અને દેશને આબાદ કરવાનો સુયત્ન કીધો. એના સુલેહભરેલા રાજ વહિવટથી પ્રજા પરમ સંતુષ્ટ થઇને તેની પ્રશંસા કરવા લાગી.

રાજ્યના વડા તરીકેની એની મુદત પૂરી થઇ એટલે તે ઘણો આનંદ પામ્યો. કૉન્સલની જીંદગી કંટાળાભરેલી માનીને તે તેનાથી દૂર રહેવા માગતો હતો. ખેડૂતની જીંદગી તેના મનથી બહુજ ખુશીજનક હતી. કૉન્સલની કિંમતી પદવીપર લાંબી મુદત રહેવાનું તે અંગીકાર કરે એવી અભિલાષાથી રાજસભાએ એને બહુબહુ લાલચો બતાવી હતી, પણ આ પ્રમાણિક અને સંતોષી પુરૂષે તેની કશી પરવા રાખી નહીં.

તેના ગયા પછી કેટલેક મહિને રાજ્યમાં પાછી ગરબડ થઇ. લોકો માંહોમાંહી શત્રુતા માંડી બેઠા. એટલે આગળની પેઠે ટંટાફીસાદનું પાછું જોર વધ્યું. આવો બખેડો બેસાડી દેવાને સીન્સીનેટસ સૌથી વિશેષ યોગ્ય અને અનુભવી છે એમ જાણીને રાજસભાએ તેને 'કૉન્સલ' તરીકે ફરીથી ચુંટી કાઢયો. એ સમયે પણ સીન્સીનેટસ જાતે ખેતીના કામમાં મંડયો હતો. લોકોના અતિશય આગ્રહથી આ બીજી વખત પણ એ પદવી તેણે માન્ય રાખીને પ્રજાની આબાદી વધારી. એના રાજકીય દૈવતનાં આજે પણ ભારે વખાણ થયા વિના રહેતાં નથી.

રાજસભાએ એની રાજસેવાથી રાજી થઇને જણાવ્યું કે શત્રુ પાસેથી સંપાદન કરેલી જમીનમાંથી તમારે જોઇએ તેટલી તમે બક્ષીસ રાખો, ત્યારે આ સ્વદેશત્રાતા ને શાણા સીન્સીનેટસે તે માગણીની ઉપકાર સાથે ના પાડી. પણ એક શેર સોનાનું તાજ લશ્કર તર્ફથી અતિ આદરપૂર્વક તેને આપવામાં આવ્યું તેજ માત્ર તેણે માન્ય રાખ્યું. લોભમાં લોભ તેને એટલો હતો કે પોતાના ખેતરમાં પંડે જઇને ખંતથી ખેતી કરવી ! એ સિવાય તેને બીજી કશી લાલચ નહોતી. સ્વદેશાભિમાન અને સંતોષાદિ સદ્ગુણથી સુજ્ઞ સીન્સીનેટસ એટલી તો સુકીર્તિ સંપાદન કરી ગયો છે કે તેટલી કીર્તિ બીજા ભાગ્યેજ પામી શકશે. અહો ! ઝુંપડાંમાં રહેનારો ખેડૂત પણ કેવો સ્વદેશવત્સલ થઇ શકેછે ?

## વિલિયમ ટેલ.

"It is the duty of a pious man to love God and his country."

**Atkinson.**

"ઇશ્વર અને સ્વદેશને ચાહવો એ દરેક ભક્તિમાન માણસની ફરજ છે."

**એટકીન્સન.**

એ સ્વિત્ઝર્લાંડનો વતની હતો. એનો જન્મ ઇ. સ. ૧૨૭૫માં થયો હતો. તે ખેતીનો ધંધો કરતો. સ્વિત્ઝર્લાંડ દેશ હાલ પ્રજાસત્તાક રાજ્યનું સુખ ભોગવેછે તેનો મૂળ પાયો આ મહા હિંમતવાન ખેડૂતે નાખ્યો હતો. એ વખતમાં જર્મનિના બાદશાહની સત્તા સ્વિઝ લોકપર ચાલતી. પણ આસ્ત્રિયાનો કોઇ જૂલમગાર રાજા થયો તેણે સ્વિત્ઝર્લાંડ જીતી લઇ ત્યાં પોતાની સત્તા પૂર્ણ જોસ્સથી ચલાવી મહા જૂલમ કરવા માંડયો. પહાડી દેશના લોકો લડવૈયા અને શૂરા હોયછે એવાજ સ્વિઝ લોક પણ છે. તેમનાથી આ જૂલમ ખમાયો નહિ, તેથી તેઓ સામા ઉઠયા. તેઓમાં વિલિયમ ટેલ આગેવાન હતો. આસ્ત્રિયાની સરકારે ગેસ્લર નામના માણસને સ્વિત્ઝર્લાંડનો સૂબો નિમ્યો હતો. તે ઘણોજ જૂલમી હતો. એના જૂલમથી લોકો ત્રાહેત્રાહે કરવા લાગ્યા. વહુ દીકરીઓની લાજ લૂટાવા લાગી. માણસની આંખોપર ડામ દેવા લાગ્યા. આવો જૂલમ શું શૂરા લોક સહન કરે ખરા કે? વિલિયમ ટેલ ધીરજ રાખી જોયા કરતો તે હવે હિંમતથી બહાર પડયો. તેણે અને તેના દીકરાએ રાત્રે ડુંગરામાં ફરી લોકોને ભેગા કર્યા અને તેમને ધીરજથી સમજુતી આપી કે આપણે સામા થયા વિના છૂટકો નથી, પણ તમારે અવિચારીપણું કરવું નહીં. જ્યારે સામા થવાનો સમય આવે ત્યારે આગેવાનોએ ડુંગરા સળગાવવા. એ નિશાની સમજીને બીજા ભાઇબંધોએ તરત તૈયાર થઈ જવું. આવો સંકેત પાકક પાયે કરીને તે પોતાના ગામમાં આવ્યો. બજારના ચોકમાં જુએછે તો જૂલમગાર બાદશાહની ટોપી ત્યાં ટાંગી હતી, જે લોક નીકળે તે ટોપીને સલામ કરીને જાય, અને સલામ કર્યા વિના જાય તેને પકડી

બંધીવાન કરવો, એવો હુકમ ફરમાવીને જૂલમી હાકેમ ગેસ્લર સિપાઇઓ સહિત સામો બેસી ચર્ચા જોતો હતો. સ્વતંત્ર મિજાજનો વિલિયમ ટેલ ત્યાંથી નીકળ્યો; અને જાણીજોઇને સલામ કર્યા વિના ચાલ્યો ગયો. સિપાઇઓએ તરત તેને પકડીને પેલા પાપી સૂબા પાસે મોકલ્યો. ટેલનો દીકરો એજ કારણસર અગાઉથી કેદ પકડાયો હતો, અને હવે તેનો પિતા પકડાયો. વિલિયમ ટેલ ઘણો હિંમતવાન અને હોંશિયાર છે તથા આખા દેશમાં એના જેવો કોઈ તીર મારનાર પ્રવીણ નથી એવી વાત તે સૂબાના કાનપર આવી ચૂકી હતી. જૂલમગાર માણસો ઘણુંકરીને બાયલા, બીકણ અને જૂઠા હોયછે, તેવોજ આ સૂબો પણ હતો. આ પકડાયેલો શખ્સ વિલિયમ ટેલ છે એ વાતની તેને ખબર પડતાં તેનું કાટલું કાઢી નાંખવાનો તેણે નિશ્ચય કર્યો. કારણ કે તે પોતે એનું નામ સાંભળી ડરતો હતો. સૂબાએ ટેલને પૂછ્યું કે તારૂં નામ શું? તેણે કહ્યું મારૂં નામ વિલિયમ ટેલ! હિંમતભરેલો જવાબ સાંભળી સૂબાએ કહ્યું કે તું તીર મારવામાં ઘણો હોંશિયાર કહેવાયછે માટે તારા દીકરાને માથે સેબ ફળનું નિશાન મૂકી સો વારને છેટે તેને ઉભો રાખુંછું; તીર મારીને એ નિશાન તારે પાડી દેવું, તેમાં તારા પુત્રને ઇજા ન આવે તો તમારા બંનેના ગુન્હા માફ થાય.' આ પ્રમાણે મારૂં કહ્યું તું નહીં કરે તો તમને (બાપ દીકરા) બન્નેને હું મરાવી નાંખીશ. સૂબાને એ બ્હાને ટેલનેજ હાથે તેના પુત્રનો નાશ કરાવવો હતો અને પછી ટેલનું કાટલું કઢાવવું હતું. વિલિયમ ટેલે વિચારી જોયું તો બીજો ઉપાય હાથ ન લાગવાથી તેમ કરવાની હા પાડી. ઠરાવ પ્રમાણે તેના પુત્રને માથે નિશાન મૂકી સો વારને છેટે તેને ઉભો રાખ્યો. બહાદુર વિલિયમ ટેલે એક તીર ગુપ્ત રીતે કેડમાં ખોસ્યો અને બીજો તીર હાથમાં લીધો. બરાબર ધ્યાન રાખી, પ્રભુનું નામ લઇને તેણે નિશાન ઉપર તીર ફેંક્યો. ઇશ્વરકૃપાથી નિશાન ઉડી ગયું અને દીકરો સહીસલામત બચ્યો! આ જોઇ જોનારા ઘણુંજ આશ્ચર્ય પામ્યા. પેલા પાપી ગેસ્લરને તો ખાતરીજ થઈ કે આ મહાવીરને

આ વેળા જો જીવતો જવા દઇશ તો ફરીથી તે મારે હાથ પડવાનો નથી, અને તે દેશમાં મોટું બંડ ગચાવશે. એમ વિચાર કરેછે એવામાં તેની નજર વિલિયમ ટેલે કેડમાં ખોસેલા બીજા તીર ઉપર પડી અને તરતજ તેને તેમ કરવાનું કારણ પૂછ્યું. વિલિયમે પ્રથમતો માન્યું નહીં, પણ સૂબાએ તેને માફી આપવાનું વચન આપ્યાથી તે સિંહની પેઠે ઘુરકીને બોલ્યોઃ હે દુષ્ટ, જો મારા પુત્રને કાંઈ ઈજા થઇ હોત, તો આ તીરથી હું તારો પ્રાણ લેવાનો હતો! "આ મર્દાઈના બોલ સાંભળી સૂબો તો સંતાઇજ ગયો અને પોતાના સિપાઇઓને હુકમ આપ્યો કે તેને પકડી કેદ કરો. આ રીતે તે વિશ્વાસઘાતી સૂબાએ પોતાનું બીજી વારનું પણ વચન તોડયું અને બિચારા ભલા ટેલને તરતજ બેડીઓ પેહેરાવવામાં આવી, એટલુંજ નહિ પણ તેને બંડખોર ગણી મુલક પાર લેઇ જવાનો વિચાર કર્યો. સૂબો પંડે બીકણ હતો અને દેશમાં બળવો થવાની તૈયારી હતી માટે પોતાના તાબાના સરદારને અખત્યાર સોંપી પોતે પોતાના વતનમાં જવાનું ધાર્યું. સાથે ત્રીશ હોંશિયાર સિપાઈઓને લીધા અને બિચારા પણ બહાદુર વિલિયમ ટેલને પણ જોડે લીધો. મોટી હોડી તૈયાર કરાવી રાત્રે ચલાવી. એ વેળા ડુંગરપર ભડકા દેખાયા. તે ભાળી આ બહાદુર દેશાભિમાની નર પોતાની ધારેલી ધારણા પાર પડેલી જોઈને આનંદ પામ્યો. આગળ ચાલતાં વાયુ પ્રતિકૂળ થયો તેથી હોડી ડામાડોળ થઇ ડૂબવાની તૈયારી પર આવી. વિલિયમ ટેલ હોડી હાંકવામાં પણ ઘણોજ હોંશિયાર છે એવી ખબર સિપાઇઓને હતી તે વિષે તેમણે સૂબા સાહેબને વાત કરી. સૂબાએ તરતજ તેને છૂટો કરાવી હોડી હંકારવા બેસાડયો. સારી રીતે હોડી ચલાવી તેણે સર્વને જીવતા રાખ્યા. પ્રભાત થયું ત્યારે હોડી જ્યાંથી બેઠા હતા ત્યાં કાંઠે પહોંચી તેવોજ વિલિયમ ટેલ ગુપચુપ પોતાનું ધનુષ્ય ચડાવી કૂદીને નાઠો અને જંગલમાં જતો રહ્યો.

વિલિયમ ટેલને નાસી ગયો જાણી તેને પકડવાનો અને ન પકડાય તો તેના કુટુંબને હેરાન કરવાનો વિચાર સૂબાએ કર્યો. વિલિયમ ટેલ આ

વેળા એક ઝાડની પોલમાં સંતાઇ બેઠો હતો તેણે સિપાઇઓ સહિત સૂબાને આવતો જોયો, અને તેગનો નઠારો વિચાર પોતાને કાને પડયો. પેલાઓએ આ બહાદુર નરને દીઠો નહીં. આ સારો લાગ છે એવું વિચારી વિલિયમ ટેલ એકદમ નિડરતાથી ધનુષ્ય ચડાવી બાહાર નીકળ્યો, અને પેલા સૂબા ઉપર એક તીર એવી યુક્તિથી લગાવ્યો કે ટપ દઇને તેના પાપી પ્રાણ નીકળી ગયા ! સ્વદેશાભિમાની વિલિયમ ટેલની આ કેવી અસાધારણ હિંમત ! પેલા ઘણા જણ, વળી હથિયારબંધ ઘોડેસ્વાર હતા તેગની સામે એકલો ધનુષ્ય લઇ નીકળ્યો એ કેવું સાહસ ! હિંમતવાન માણસો એવા સાહસિક જ હોયછે, અને "**હિંમતે મરદ તો મદદે ખુદા**" એ કેહેવત પ્રમાણે પરમેશ્વર આખરે તેની ફતેહ જ કરેછે. અલબત કષ્ટ તો વેઠવું પડે ખરૂં ! કારણ કે કષ્ટ વિના કીર્તિ મળતી જ નથી. સિંહને ભાળીને શિયાળ નાસે તેજ રીતે પેલા સિપાઇઓ તો જીવ લઇને નાઠા ! અને આ સ્વદેશપ્રેમી પુરૂષ પોતાના મિત્રોને જઈ મળ્યો. સૂબાના મરણના તેગને સમાચાર આપી રાજીરાજી કર્યા અને પછી તેમણે થોડા વખતમાં તેની મદદથી આસ્ટ્રિઅનોને હાંકી કહાડયા અને સ્વિતઝર્લાંડને સ્વતંત્ર કર્યો જે આજ પણ છે. ધન્ય છે ધનુષ્યધારી વિલિયમ ટેલને ! એવા વીર પુરૂષ વિશ્વમાં વિરલ જ ઉત્પન્ન થાયછે.

## કોદરસ.

એથેન્સના છેલ્લા રાજા કોદરસના અમલમાં સ્પાર્ટન લોકોએ તેના રાજ્યપર હુમલો કીધો હતો. એ વખતે તેનું લશ્કર નાનું ને નબળું હતું. તેનાથી સ્પાર્ટન સરખા પ્રબળ શત્રુઓનો પરાજય થઇ શકે તેમ નહોતું, આવી દુર્બળ સ્થિતિ જોઇને કોદરસને લાગ્યું કે જો હું સામો થઈશ તો તેનું ફળ માત્ર એજ મળશે કે ગ્રીસના હજારો માણસો દુશ્મનોને હાથે નાહક કપાઇ મરશે, તેથી હવે શું કરવું તેના વિચારમાં તે હતો, એવામાં એના એક ગુપ્તદુત પાસેથી નીચે લખેલી ખબર તેના જાણવામાં આવી.

સ્પાર્ટન લોકોમાં એ કાળે એવો રીવાજ હતો કે જયારે તેઓને કાંઇ

અગત્યનું કાર્ય માથે લેવું હોય, ત્યારે તેઓ પોતાની દેવીને પૂછતા હતા કે આ કામમાં ફતેહ મળશે કે નહીં ? આ કાળે પણ તેઓએ એવો પ્રશ્ન પૂછયો, તેનો તેઓને પ્રત્યુત્તર મળ્યો કે જો કોદરસ બાદશાહને તમે જાણે કે અજાણે મારી નાંખશો તો તમારો કદી પણ વિજય થવાનો નથી. આ સાંભળીને તેઓએ પોતાના લશ્કરમાં હુકમ કર્યો કે કોદરસ રાજાપર કોઇએ ઘા કરવો નહીં.

એ વાત તે રાજાના જાણવામાં આવી એટલે તેણે વિચાર કર્યો કે મારી પ્રિય પ્રજાના રક્ષણાર્થે મારો આત્માર્પણ કરવો એ મારી ફરજ છે. હું જો યુક્તિથી શત્રુને હાથે માર્યો જઇશ તો મારા તાબાના હજારો મનુષ્યો માર્યા જતા અટકશે. થોડાંઘણાં વર્ષમાં મારે મરવું તો છેજ ત્યારે આ વખતે હજારો લોકોના બચાવ કરવા મરવું એ હજારો દરજ્જે ઉત્તમ છે; એમ વિચારીને આ દેશાભિમાની રાજા—મહાત્મા પોતાનો વેશ બદલીને રાતે છાનોમાનો સ્પાર્ટન લશ્કરમાં ઘુસી ગયો. ત્યાં જઇ એક સિપાઇ સાથે ફિસાદ કરવાથી તેણે તેને મારી નાંખ્યો. બીજી સવારે સ્પાર્ટન લોકોને ખબર પડી કે રાતે જે માણસ માર્યો ગયો તે કોઇજ નહીં પણ કોદરસ રાજા પંડે હતો, ત્યારે તેઓ બહુજ ભયભીત થયા. હવે પોતાની દેવીનું વચન સત્ય ઠરશે એમ તેઓને લાગ્યા વિના રહ્યું નહીં. લડશું તો બેશક પરાજય પામીશું એવા અંદેશાથી એક વાર પણ લડાઇ કર્યા વિના ઘેરો ઉઠાવીને તેઓ ત્યાંથી પલાયન કરી ગયા.

ગ્રીક લોકોને એ વિષે ખબર પડી ત્યારે તેઓએ પોતાના રક્ષણકર્ત્તા રાજાને માટે બહુજ શોક કીધો. સ્વદેશપ્રેમી કોદરસ પોતાનું કિંમતી નામ ચિરકાળ મૂકી ગયોછે. રાજા તો તેનું નામ કે જે પ્રજાને દુઃખે દુખી થાય. ધન્ય છે એવા રાજા–મહારાજાઓને !

---

## સીસોફાબીઅસ.

"જે પોતાના દેશને માટે આત્માર્પણ કરેછે તે પોતાના નામની સુવાસ સંખ્યાબંધ સદીઓ સુધી પોતાની પાછળ રાખી શકેછે" પેકીન ગેઝેટ.

એ રોમન પ્રજાસત્તાક રાજ્યનો કૉન્સલ હતો. એ વખતમાં એ

લોકોને વારંવાર પોતાના દુશ્મનો સાથે લડવું પડતું. સીસોફાબીઅસના અમલમાં વીએનટીસ નામના શત્રુઓથી સંરક્ષણ કરવા તેઓને સરહદ ઉપર સંખ્યાબંધ માણસોનું લશ્કર રાખવું પડતું. ઉપરાઉપરી લડાઇ કરવાથી ખજાનો ખૂટી ગયો હતો, તેથી તેઓ ઘણા ચિંતાતુર થયા હતા. એ જોઇને સીસોફાબીઅસના મોટા ખાનદાને મોટા મન અને અમૂલ્ય દેશમમતાથી રાજસભા પાસે માગણી કરી કે સરહદને માટે જોઈતું લશ્કર અમે અમારા ખાનગી ખરચે પૂરૂં પાડવા ખુશી છીએ માટે તેનો આપ કૃપા કરી સ્વીકાર કરશો તો અમે સંતોષ પામીશું." આ સ્વદેશમમતાની માગણી મોટા આભાર સાથે માન્ય રાખવામાં આવી. આખા દેશમાં સીસોફાબીઅસ કુળના સ્વદેશાભિમાનની બહુજ સ્તુતિ થવા લાગી.

રાજસભાની મંજુરી મળી એટલે તરતજ એ નામાંકિત કુળમાંથી ૩૦૬ બહાદુર પુરૂષો સરહદના બચાવ માટે બહાર પડયા. દેખાવે તેઓ એવા ભવ્ય હતા કે દુશ્મનોનાં દિલમાં ઘણી ધાક ઉપજાવી શકતા. તેમના દેશહિતકારીપણાથી રોમન લોકો એટલા રાજી થયા કે આ ફાબી ખાનદાનના દેશાભિમાની લશ્કરને વિજય મળે એટલા માટે એઓએ દેવમંદીરોમાં પ્રભુપ્રાર્થના કરી.

સરહદ ઉપર આવેલી ક્રીમેરા નામની નદી પાસે એક ઉંચા પહાડપર તેઓએ મજબૂત કિલ્લો બાંધ્યો. વીએનટીસ લોકની સરહદ પાસેજ હતી તેને તેઓ કંટકરૂપ થઇ પડયા, તેથી તે લોકોએ બહારથી મદદ મંગાવીને લશ્કરની તૈયારી કરી. રોમન ફાબી લશ્કર તેમનાપર વારંવાર હલ્લો કરી લૂટી લેવા લાગ્યું, તેથી વીએનટીસ લશ્કરે રાતોરાત આસપાસના પહાડી સ્થળો પોતાને હાથ કરીને તેને મજબૂત કર્યાં. એ વાત બિલકુલ રોમન લશ્કરના જાણવામાં આવી નહીં. તેમને ફસાવવા માટે વીએનટીસ લશ્કરે મેદાનમાં પુષ્કળ ઢોરને ચરતાં મૂકી દીધાં, તે લૂટવા માટે ફાબી ખાનદાનના લગભગ સઘળા માણસો ત્યાં કૂદી પડયા, એટલે સંખ્યાબંધ શત્રુઓએ તેમને ઘેરી લીધા, ઝપાઝપી બહુ જોરમાં ચાલવા

લાગી. રોમન લશ્કરે શત્રુઓના સંખ્યાબંધ માણસોનો સંહાર વાળવામાં કશી ગણુા રાખી નહીં, પણ અફસોસ કે તેઓમાંનો એક પણ માણસ ત્યાંથી જીવતો જવા પામ્યો નહીં.

આ સ્વદેશાભિમાની પુરૂષોને માટે રોમન લોકો અતિશે ખેદ પામ્યા. આખા દેશમાં હાહાકાર વ્યાપી રહ્યો. મરનારા પ્રત્યે પોતાની મમતા અને ઉંડી લાગણી બતાવવા માટે આખા દેશે બહુજ શોક પાળ્યો. હજી પણ રોમન પ્રજા તેમને બહુ મમતાથી યાદ કરેછે. જગત્‌માં એવાજ પુરૂષોને જન્મ્યા જાણુવા કે જેઓને પાછળથી પ્રજા સપ્રેમ સંભારે.

## હોરેશ્યસ.

ઇટાલીના મહા બળવાન્ રાજા પોરસીનાએ રોમન રાજ્યપર પ્રચંડ હુમલો કીધો હતો. તેમની સામે યુદ્ધ કરવાને રોમન લોકો ટૈબર નદીના પુલપર તૈયાર થઈને ઉભા હતા. બન્ને લશ્કર વચ્ચે લડાઇ થઇ અને તેઓ લાંબા વખત સુધી બહાદુરીથી લડયા. બન્ને બાજુના સંખ્યાબંધ લડવૈયાઓ કપાઈ મુઆ. પછી રોમન લોકો નાસવા લાગ્યા. સઘળા રોમનો નાસી ગયા પણ પબ્લીઅસ હોરેશ્યસ નામનો એક સુદૃઢ ને સ્વદેશાભિમાની, કે જેની એક આંખ યુદ્ધમાં ગઇ હતી તે પુલનો દરવાજો ઘેરીને ઉભો રહ્યો. તેને જોઇને બીજા બે રોમનોપર સારી અસર થઇ, તેથી તેઓ તેને સહાય થવા તેની પાસે આવી ઉભા. દુશ્મનનું લશ્કર પોતાના ગામમાં આવતું અટકાવવા માટે રોમનોએ તે પુલ ભાંગી નાંખવા માંડયો; તેનો થોડો ભાગ હજી સંધાએલો હતો તેનો લાભ લેઇને હોરેશ્યસે પોતાના પેલા બે સહાયકને સમજાવીને શેહેરમાં મોકલ્યા અને પોતે એકલોજ ત્યાં અડગ ઉભો રહ્યો. પછી તે પોતાના શત્રુઓને મોટેથી કહેવા લાગ્યો કે—અરે નીચ ગુલામો, તમે પોતે તો ગુલામગીરી કરતાં શરમાતા નથી, પરંતુ અમે જેઓએ સ્વાતંત્ર્ય મેળવવા હિંમત બીડીછે તેઓને તમે તમારા જેવા નીચ કરવા માગોછો ? શરમ છે તમને ! યાદ રાખજો કે હું તમને કદી ફાવવા દઇશ નહીં.

એમ કહીને તે નદીમાં કૂદી પડયો. દુશ્મનોએ તેના તર્ફ બહુ તીર ફેંકયા પણ તે સર્વે નિષ્ફળ ગયા. તે તરીને પોતાના શેહેર તર્ફ ગયો. રોમનોએ તેને પોતાના રક્ષણકર્ત્તા તરીકે ભારે માન આપ્યું, તેના સ્મરણને માટે તેની પીતળની મૂર્તિ પ્રસિદ્ધ સ્થળે ઉભી કીધી, અને એક દિવસમાં તે એક હળથી જેટલી જમીન ખેડી શકયો તેટલી જમીન રોમની રાજસભાએ તેને બક્ષીસ આપી. બહાદુર હોરેશ્યસ "**રોમને બચાવનાર**" તરીકે પોતાનું નામ અમર કરી ગયોછે. એ સ્વદેશપ્રેમી પુરૂષની જીંદગી સફળ થઇ સમજવી. ધન્ય છે એવા મહાત્માઓને ! અને ધન્ય છે રોમની વીરભૂમિને કે જ્યાં નિરનિરાળે પ્રસંગે એવા અલૌકિક પુરૂષો ઉત્પન્ન થયાછે.

---

## મૅરીઆ ડી સોઝા અને તેણીના સુપુત્ર.

અમેરિકાના એક શેહેરમાં ડચ લોકો ઘણો જુલમ કરતા હતા, ત્યારે બ્રાઝીલના લોકો તેમની સામે થઇને લડવા લાગ્યા. એ લડાઈમાં મૅરીઆ ડી સોઝા નામની સ્ત્રીના બે પુત્ર પણ સામેલ થયા હતા તેમાં તેઓ બાપડા કપાઇ મુઆ. એ ખબર જ્યારે તે બાઇએ જાણી ત્યારે તેણીએ કશો પણ ગભરાટ કે નિરાશા બતાવ્યાને બદલે પોતાના બીજા બે પુત્રો જેઓ બાર અને ચૌદ વરસની વયના હતા તેમને પોતાની કને બોલાવીને કહ્યું કે—પ્યારા પુત્રો, હું દિલગીર છું કે તમારા બન્ને ભાઇઓ લડાઈમાં કામ આવી ગયા, પણ તેથી આપણે ગભરાવું જોઇએ નહીં. એઓ દેશ તર્ફની પોતાની ફરજ બજાવતાં સ્વર્ગવાસ પામ્યા તેથી તેમાં સંતાપ કરતાં સંતોષ વધારે છે. હું કહુંછું કે મારા પુત્રો તમે પણ એ લડાઈમાં જાઓ. તમારે તમારા જ્યેષ્ટ બાન્ધવોનું વેર લેવું જોઇએ. ડરવું નહીં પણ હિંમત રાખી લડવું. દેશ તર્ફની ફરજ બજાવવી. પુત્રો, રખે તમે પાછી પાની કરતા. દુશ્મનોથી ડરીને રખે તેમને પીઠ બતાવતા. મારા પુત્રો તમારી જનનીને લજવશો નહીં. વિજય કરીને પાછા આવજો. મોતથી ડરશો નહીં, અને તમારી ફરજને વિસરશો નહીં.

એના પુત્રો પણ એના જેવા સ્વદેશપ્રેમી હતા. તેઓ પોતાની માતાને નમન કરીને બોલ્યા—માતાજી, લાવો અમને અમારી સમશેર આપો એટલે સંગ્રામમાં શત્રુઓ સામે લડાઈ કરવાને અમે સત્વર કુચ કરીએ. એ સુપુત્રો તત્કાળ ત્યાંથી વિદાય થયા અને થોડાજ દિવસમાં વિજય મેળવી તેઓ પાછા આવ્યા સાબાશ! અને મૅરીઆ ડી સોઝાને સહસ્ર વાર સાબાશ તેની સ્વદેશમમતાને માટે!

# કૈસરેહિન્દ વિક્ટોરિઆની કાબેલિઅત.

મહા ભાગ્યશાળી અને અતિ યશસ્વી મહારાણી વિક્ટોરિઆને રાજ્ય ગાદીપર આવ્યાને ૫૪ વર્ષો વીતી ગયાંછે. એટલાંબધાં વર્ષ સુધી ફતેહમંદીથી રાજ્ય ચલાવવું એ પરમેશ્વરની પૂર્ણ કૃપા હોય તોજ બની શકે છે યુરોપખંડમાં એવો રીવાજ છે કે જ્યારે કોઈ રાજ્યકર્ત્તા ૫૦ વર્ષ સુધી રાજ્યગાદી ભોગવે ત્યારે તેના માન માટે એક અસાધારણ તેહેવાર પાળવો. એ તેહેવાર 'જ્યુબિલિ' ના નામથી ઓળખાયછે. આપણી પ્રૌઢ પ્રતાપી મહારાણી શ્રી વિક્ટોરિઆને તખ્તનશિન થયાને પચાશ વર્ષ થયાની ખુશાલીમાં જ્યુબિલિનો તેહેવાર તા. ૧૬ મી ફેબ્રુઆરી સને ૧૮૮૭ ને દિવસે આ દેશમાં બહુ મોટી ધામધુમથી પાળવામાં આવ્યો હતો, અને તેને લીધે એ અવસરે આખો હિન્દ હર્ષનાદથી ગાજી ઉઠયો હતો.

જગદ્ વિખ્યાત વિક્ટોરિઆનો જન્મ ઈ. સ. ૧૮૧૯ ના મે માસની ૨૪ મી તારીખે થયો હતો. તેઓ ઈ. સ. ૧૮૩૭ માં પોતાના કાકા વિલિયમનું મૃત્યુ થયા પછી તખ્તનશિન થયેલાંછે. એમના પિતા ડયુક ઑફ કેન્ટ તન્દુરસ્ત, સ્વતંત્ર, સમયપાલક, સંતોષી અને હિંમતવાન હતા. વિક્ટોરિઆની માતાનું નામ વિક્ટોરિયા મેરી લુઈસા હતું. આપણી કૈસરેહિન્દ વિક્ટોરીઆની માત્ર આઠ માસની ઉમર થઈ એટલામાં તેમનો પિતા મરણ પામ્યા, તેથી વિક્ટોરિઆને સઘળો આધાર પોતાની વિધવા

માતાનો રહ્યો. ૩૧ વર્ષની ઉમરમાં તેમની માતાને બીજીવાર વૈધવ્યદશા પ્રાપ્ત થવાથી તેઓ ઘણી મુશ્કેલીમાં આવી પડયાં. વળી ડયુક ઑફ કેન્ટ તેમને ગરીબ હાલતમાં મૂકી ગયો હતો, તે વિષેની પણ ઘણી ચિંતા હતી.

રાજતેજોમયી વિકટોરિઆ ઘણી જાતના ઈલમ હુન્નરમાં હોંશિઆર છે. યુરોપખંડમાં હાલ જેટલી ભાષા બોલાયછે તે તમામ ભાષા તેઓ અચ્છી કાબેલિઅતથી બોલી શકેછે. થોડી મુદત થયાં તેમણે હિન્દી ભાષાનો પણ અભ્યાસ કરવા માંડયોછે અને તેમાં પણ તેમણે ફતેહ મેળવીછે. નાનપણથીજ એમને ગાયન ઉપર સ્વાભાવિક પ્રીતિ છે. પોતાની છઠ્ઠી વર્ષગાંઠને દહાડે માર્લબરોના મહાલયમાં રાજાની સલામતીનું રાજગીત તે શાહજાદીએ બહુજ મધુરતાથી ગાઈને શ્રોતાજનોની સાબાશી મેળવી હતી. તેઓ ઘણી જાતનાં વાજિંત્રો ભારે ચાલાકીથી બજાવી જાણેછે. ગાયનનો શોખ જેમ રાજરાજેશ્વરી વિકટોરિઆને છે તેમ તેમના દાદાને પણ હતો. તેઓ જ્યારે ખુશીમાં આવીને ગાયછે ત્યારે તેમનો અવાજ ઘણોજ મીઠાશ ભરેલો સંભળાયછે. જે કોઈ કેસરેહિન્દ વિકટોરિઆનું ગાયન સાંભળે તેનું દિલ ખુશખુશ થઈ જાય. વિકટોરિઆનાં માતાજી પણ ગાયનમાં ઘણાંજ પ્રવીણ હતાં.

મહારાણી સાહેબ ચિત્ર પાડવામાં પણ મહા કુશળતા ધરાવેછે. તેઓની પીંછી ભલભલા ચીતારાને હઠાવે તેવી કેળવાયેલીછે. એમના ગુરૂએ એક વાર કહ્યું હતું કે "જો એ શાહજાદી વિકટોરિઆના નશીબમાં રાજગાદી ભોગવવાનું સરજ્યું ન હોત તો તે વખતની એ એક એકકી ચિત્ર પાડનારી થઈ શકત, અને તેણીની હરીફાઈ કરવાને એ કાળે કોઇ પણ હામ ભીડી શકત નહીં." કૈસરેહિન્દ વારંવાર પોતાના ગુરૂને જણાવતાં કે "ચિત્ર પાડવામાં મને જેટલી મજા પડેછે તેટલી બીજા કશામાં પડતી નથી." તેઓ જ્યારે જૂદીજૂદી જાતનો અભ્યાસ કરવાથી થાકી જાયછે ત્યારે આશાએશ મેળવવાને અને પોતાના મનને ગમત આપવાને તેઓ પોતાની પીંછી લેઈ પોતાને મનગમતાં ચિત્ર પાડવામાં મું-

થાઈ જાયછે.

એક વાર એમના ઉસ્તાદે એમને કહ્યું કે—"મારી એક ઓળખાણ-વાળી સ્ત્રી છે તે તમારા હાથનું પાડેલું ચિત્ર પોતાની પાસે રાખવાને ઘણીજ ઈન્તેજાર છે." એ સાંભળી વિક્ટોરિઆ ખુશી થયાં અને કહ્યું કે "હું પ્રભુ પાસે માગુંછું કે સન્નળાની શુભ મુરાદ પાર પાડવાને તે મને શક્તિવાન કરે." એમ કહીને કલમ રંગમાં બોળીને બોલ બોલતાગાં તેમણે એક અશ્વનું મુખ ચીતરીને પોતાના ઉસ્તાદ મિ૦ વેસ્ટઆલ મારફત તે સ્ત્રી તર્ફ મોકલાવ્યું. તે જોઇને પેલી સ્ત્રી બહુ સંતુષ્ટ થઇ. પછી તેણીએ તે ઉસ્તાદને કહ્યું કે—"આ ચિત્ર ખુદ વિક્ટોરિઆએ પાડયુંછે એમ કોઇ માનશે નહીં, માટે આ ચિત્ર નીચે તેમની સહી કરાવી આપો તો ઘણું સારૂં." આ વાત પેલા ઉસ્તાદ મારફત મહારાણીએ સાંભળી ત્યારે તેઓ હસ્યાં, અને પછી ખુશમિજાજથી પેલી ઈન્તેજાર સ્ત્રીની માગણી પૂરી પાડવા તે ચિત્ર નીચે પોતાની સહી કરી આપી.

જેમ ચિત્ર, ગાયન અને નૃત્ય, તેમજ હિસાબ કિતાબમાં પણ મહા-રાણી વિક્ટોરીઆ મહા નિપુણ છે. ઘણાજ ગુંચવણભરેલા હિસાબ એક કસાએલા મહેતાજીની પેઠે જોતજોતામાં તેઓ ગણી આપેછે. એ વિના બીજા અનેક વિષયમાં તેઓએ પોતાની કાબેલિઅત પ્રદર્શિત કરીછે.

જેઓ ખોટી મોટાઇને વશ ન થતાં, પોતાની શક્તિ ન હોય એવી બાબતમાં ગમે તેટલી ઇચ્છા છતાં પોતાનું મન મારેછે તેનાપર નામ-દાર મહારાણી વિક્ટોરિઆ ઘણા રંજિત થાયછે તે નીચેની વાત ઉપરથી નિવેદન થશે.

એકવાર તેઓ એક ઝવેરીની દુકાને ગયાં ત્યારે ત્યાં એક જુવાન બાઇ સોનાની સાંકળીઓ પસંદ કરતી હતી. એક સાંકળી જે ઘણી મોંઘી કિંમ-તની પણ ભારે ભભકાદાર હતી તે તેણીને બહુજ ગમી, એમ છતાં તેણીએ એક સસ્તી સાંકળી લીધી અને તેનાથી સંતોષ પામીને તે બિચારી ત્યાંથી ચાલી ગઇ. તેણીના ગયા પછી વિક્ટોરિઆએ પેલા ઝવેરીને પૂછ્યું

કે એ બાઇ પોતાના હાથમાં ઘડીકમાં આ ભભકાદાર સાંકળી લેતી અને રાજી થતી, અને ઘડીકમાં તેનાથી ઉતરતી લેતી. અને આખરે તે પેલી હલકી સાંકળી કેમ લેઈ ગઇ? મને લાગેછે કે તેને આ ભભકાદાર સાંકળી સૌથી વધારે ગમી હતી. એ સાંભળીને તે ઝવેરીએ ઉત્તર આપ્યો કે–"એ બાઈ કૂળવાન પણ પૈસેટકે ગરીબ છે. તે બહુ સમજુ અને વખતની જાણુ છે. આ ભભકાદાર સાંકળી તેણીને બહુજ ગમી એમ હું પણ જાણુંછું, પરંતુ તેનું ભારે મૂલ્ય સાંભળ્યા પછી તેણીએ થોડીવાર સુધી વિચાર કર્યો અને આખરે તે હલકી સાંકળીપર સંતોષ પામીને તે લેઇ ગઇ. એનું કારણ એ કે તેણીની પાસે વધારે પૈસા નહીં હોય, તેથી કરજ કરીને ભભકાદાર સાંકળી વહોરવાનું તેણીને દુરસ્ત લાગ્યું નહીં હોય—" એ ઉપરથી નામદાર વિકટોરિઆએ તે વિશેષ મૂલ્યવાન સાંકળી ખરીદ કરી અને તે બાઇ તર્ફ મોકલાવી દીધી. તે સાથેની ચિઠ્ઠીમાં તેમણે લખ્યું હતું કે "તમારી કરકસર અને તમારૂં મન મારવાના ગુણથી હું મહાનંદ પામીને તમને પસંદ પડેલી સાંકળી તમારા તર્ફ ભેટ મોકલુંછું તે કબૂલ રાખજો."

વિલિઅમ રાજા મરણ પામ્યા પછી થોડા કલાકે એમને એ વર્ત્તમાન વિદિત કરવાને ત્રણ રાજ્યાધિકારીઓ એમના મકાનપર ગયા ત્યારે તેઓ ભર નિદ્રામાં પડયાં હતાં. એવી મીઠી ઉંઘમાંથી ઉઠાડવાની એમની સખીએ ચોખ્ખી ના પાડી, ત્યારે તે અધિકારીઓએ જણાવ્યું કે અમે એક ઘણુજ મહત્વના કામે આવેલા છીએ અને તેથી નામદાર વિકટોરિઆને જગાડયા વિના ચાલે તેમ નથી. એ માગણી માન્ય રહી અને મહારાણી વિકટોરિઆ તરત બહાર આવ્યાં એટલે આવેલા અધિકારીઓએ તેમને ઇંગ્લાંડની રાણીને છાજતું માન આપીને અભિનંદન આપ્યું અને સર્વ હકિકત નિવેદન કીધી. પોતાનો કાકો મૃત્યુ પામ્યા સાંભળીને પ્રેમાળ શાહજાદી વિકટોરિઆની આંખમાં આંસુ ટપકયાં. પછી તેમણે પોતાના ગુરૂની સાથે ઘુંટણમડીએ પડીને પ્રભુપ્રાર્થના કીધી.

મહારાણી વિકટોરિઆ કરકસર કરવામાં પણ ઘણાં કુશળ છે. તખ્તનશીન થયા પછી પેહેલી ફરજ તેમણે એ બજાવી કે પોતાના માતપિતા-

એ કરેલું કરજ થોડા વખતમાં વાળી આપ્યું. કરજ ઘણું મોટું હતું, પણ મહારાણીએ પોતાના ખર્ચમાં ઘણો ઘટાડો કરીને તે ફીટાડયું. ફાકટની ફીશીઆરી કરવી એ એમને અંતઃકરણથી નાપસંદ છે. કરકસરને માટે તેઓ એક કિંમતી દૃષ્ટાંતરૂપ છે. તેમને પ્રતિવર્ષે આશરે ૬૦૦૦૦૦૦ રૂપિઆની પેદાશ છે તેમાંથી યોગ્ય બચાવ કરીને આજસુધીમાં કેટલાક ક્રોડ રૂપિઆની મૂડી કરીછે. આપણા ઘણા ઉડાઉ રાજા રાણાઓ નામદાર વિક્ટોરિયાની નકલ કરે તો તેઓને કેટલો બધો લાભ થાય? પોતાનાં ઘરખરચનો હિસાબ મહારાણી સાહેબ પોતે રાખેછે ને એક વિવેકી વણિક જેવી કરકસરથી પોતાના મહાલયનો વહીવટ ચલાવેછે.

એઓ જેમ કરકસર કરેછે તેમ પોતાના શુભેચ્છકો અને સેવા બજાવનારની કદર પણ કરતાં આવ્યાંછે. પોતાના શિક્ષકને એમણે બીશપની પદવી આપી અને તેની વડી પુત્રીને પોતાની હજુરમાં રાખી. કેટલાકને નાઇટનો ખેતાબ આપીને તેઓ નવાજ્યાંછે અને કેટલાંકને ધન આપીને ન્યાલ કીધાંછે. અસંખ્ય કૃપાપાત્ર જનોપર એઓ વખતોવખત કૃપાદૃષ્ટિ બતાવતાં આવ્યાંછે.

પોતાની પાસે જે લેખપત્ર સહી માટે લાવવામાં આવેછે તે સંપૂર્ણ વાંચી વિચારીનેજ તેઓ સહી કરેછે. તેઓ ગાદીપર બેઠાં પછી તેમના એક વજીરે કાંઈ કાગળો તપાસવા માટે તેમની મેજપર મૂકયા. એમાં આંકડા હારબંધ હતા. એ સર્વ ગણવાનું કાર્ય કંટાળાભરેલું હતું એમ છતાં નામદાર વિક્ટોરિઆએ ધીરજ રાખીને એકેએક આંકડો તપાસીને તેના સરવાળા ગણી જોયા અને પછી તે વજીરને જણાવ્યું કે હું ધારતી હતી તેમ એ આંકડાઓ બરાબર–અચૂક છે.

વળી એક અઠવાડીયું વીતી ગયું એટલે ખજાનચીએ થોડા કાગળો સહી લેવા તેમની આગળ મૂકયા. બીજે દિવસે તેની નકલો સહી માટે આવી તે કાગળો ગણી જોઇને મહારાણીએ તે કોશાધિપતિને પૂછ્યું કે કાલે તમે કાગળો આપી ગયા હતા તે ચૌદ હતા. તે મેં તપાસી જોયાછે, પણ આજે તેની નકલમાં બેનો વધારો કેમ જણાયછે? ખજાનચીએ

ખુલાસો કર્યો કે ચૌદ કાગળો આપી ગયા પછી બીજા બેની અગત્ય માલમ પડી તેથી તે સાથે આણ્યાછે. તે સાંભળીને મહારાણી સાહેબ બોલ્યાં કે—ઠીક છે, એ બે કાગળો હમણા તો અહીં રહેવા દ્યો. હું એને પ્રથમ તપાસીશ અને પછી સહી કરીશ; કેમકે બરાબર તપાસ્યા વિના એક પણ કાગળપર મારાથી સહી થવાની નથી. આવી ખબરદાર રાણી આપણા ઉપર અમલ ચલાવેછે. એક વાર એક બહુજ અગત્યના દસ્તાવેજપર તાકીદથી સહી કરી આપવાને લોર્ડ મેલબોર્ને મહારાણીને વિનંતિ કીધી ત્યારે તેઓ બોલ્યાં હતાં કે—"મારા લૉર્ડ. એક વખત કામ કરવા અગાઉ બે વખત વિચાર કરવાનું મને શીખવેલુંછે અને તેની આગળ રાજપાટની અગત્ય હું સાંભળવા કે સમજવા માગતી નથી."

નામદાર વિકટોરિયા પોતાના મામાના દીકરા પ્રિન્સ આલબર્ટ સાથે પરણ્યાં હતાં.

પોતાનાં બાળકોને મહારાણીએ પોતે ધવરાવેલાંછે, એ આપણી આજકાલની કેટલીક છીછરી શેઠાણીઓને ધડો લેવા યોગ્ય છે. ભાડુતી ધવરાવનારીઓથી બચ્ચાંઓને બહુ પ્રકારનાં નુકસાન થાયછે, તે એવી લાડકી (!) શેઠાણીઓએ ભૂલી જવું જોઈતું નથી. નામદાર વિકટોરિયા ચાર શાહજાદા અને પાંચ શાહજાદીઓની માતા થયેલાંછે. તેઓએ પોતાનાં બચ્ચાંઓને પોતે જાતે ઘરકેળવણી આપીને પોતાની ફરજ પૂર્ણપણે બજાવીછે. પોતાનાં બાળકોને લાયક હુન્નરની કેળવણી આપવાને પણ તેઓ ચુક્યાં નથી.

મહારાણી વિકટોરિયા પોતાનાં બચ્ચાંઓને ખોટાં લાડ લડાવતાં નથી એ પણ એમની મોટી ખુબી ગણવી યોગ્ય છે. એકવાર તેમની બે કુંવરીઓએ બ્લૅકીંગનું બ્રશ લેઈને એક દાસીનો ચેહેરો તથા કપડાં બગાડી નાંખ્યાં. નામદાર વિકટોરીઆને પોતાના પ્રાણવલ્લભ પ્રિન્સ આલબર્ટ મારફત આ વાતની ખબર પડી ત્યારે તે સદ્ગુણમૂર્તિ પોતાની એ બે શાહજાદીઓને પકડીને એ દાસીના ઓરડામાં લેઇ ગયાં અને તેમની પા-

સે તે દાસીની માફી મંગાવી એટલુંજ નહીં પણ તેણીઓની ગજવાણ-રચીમાંથી એક સુંદર પોશાક મંગાવીને તે દાસીને ભેટ અપાવ્યો, અને હવે કદીપણ આવું નાલાયક કામ નહીં કરવાને પોતાની કુંવરીઓને કિંમતી બોધ આપ્યો.

વિશ્વવિખ્યાત વિજયવંત વિક્ટોરિઆ માયાળુ, મીલનસાર, સભ્ય, સાદાં, સંતોષી અને સ્વતંત્ર સ્વભાવનાં છે.

પ્રભુ! અમારી એ પ્રૌઢ પ્રતાપી, મહારાણ, મહાદેવી, મહારાણી સાહેબની સુખસંપત્તિ અને સુકીર્તિમાં સદા સંવૃદ્ધિ કરો!

---

# રણવીર.

## નેપોલીઅન બોનાપાર્ટ.

ઈટાલીના એક મોભાદાર વતનીના વંશમાં જગપ્રસિદ્ધ નેપોલીઅન થયો. એના પિતા ચાર્લ્સ બોનાપાર્ટે પાઇઝામાં કાયદાનું જ્ઞાન મેળવ્યું હતું. તે દેખાવડો, ચતુર અને સ્વદેશાનુરાગી હતો. તે જનરલ પાઓલીનો પરમ મિત્ર હતો. તે ટિશાઆ રેમોલાઇન વેરે પરણ્યો હતો. એ સ્ત્રી સુશિક્ષિત, સરૂપા અને શૂરી હતી. જ્યારે તેનો પતિ જોખમમાં હોય ત્યારે તે ઘોડેસ્વાર થઇ તેને સહાય થવા હિંમતથી બહાર પડતી હતી.

નેપોલીઅનનો જન્મ કોર્સિકાના એજેશિઓ શેહેરમાં તારીખ ૧૫ મી ઑગસ્ટ સને ૧૭૬૯ ને રોજ થયો હતો. તે દિવસે રોમન કેથોલિક પંથનો મહોત્સવ હોવાથી મૅડમ બોનાપાર્ટ દેવળમાં ગઇ હતી, અને ત્યાંથી એકદમ પાછી ફરીને તેણીએ નેપોલીઅનને જન્મ આપ્યો હતો. જો તે થોડી વધારે વાર દેવળમાં રહી હોત તો નેપોલીઅનનો જન્મ દેવળમાંજ થઇ જાત!

છેક બાલ્યાવસ્થાથીજ પોતાનું વલણ કેવું હતું તે વિષે લખતાં નેપોલીઅન પોતે કહેછે કે—"હું ધામધુમીઓ અને કજીઆખોર હતો. હું કોઈથી ડરતો નહીં. હું કોઇને મારતો, કોઈને ધસડતો અને સૌને ડરાવતો હતો."

બાળપણમાં તેની વ્હાલી રમવાની ચીજ આશરે ત્રીશ શેર વજનની પીતળની તોપ હતી, જે તેના અભ્યાસની નિશાની તરીકે એજેશિઆમાં હજુસુધી સાચવી રાખવામાં આવીછે. નેપોલીઅન જન્મથી ફ્રેન્ચ હતો. સ્વદેશાભિમાનનું ઝરણુ તેનામાં નિરંતર વહ્યા કરતું હતું. કાર્ડિનલ ફેસ્કના કબજાનું એક ખેતર હતું ત્યાં ઉનાળામાં તેની મા સાથે તે જતો. આ ખેતરની વચમાં એક નાની ટેકરી હતી, અને એની પાસે એક ગુફા હતી. ઓલીવ, અખોડ વગેરેનાં વૃક્ષથી તે ગુફા ઘેરાયેલી હતી. તેમાં નેપોલીઅન વારંવાર પ્રવેશ કરતો અને પોતાના દેશને શી રીતે જીતીને તાબે કરવો તેનો તે વિચાર કરતો.

નવમે વરસે બ્રીએનની પાદશાહી લશ્કરી શાળામાં તેણે પ્રવેશ કર્યો અને ત્યાં પાંચ વરસ અભ્યાસ કર્યો. તે સમયની તેની રહેણીકરણીનો ગતિ અનુભવ ધરાવનારા કેટલાએક માણસો કહી ગયાછે કે નેપોલીઅન તેના અંગવર્ણ અને કરડી મુખાકૃતિ વગેરેને માટે જાણીતો થયો હતો. જ્યારેજ્યારે તેના શિક્ષકો અને સોબતીઓ સાથે તે બોલતો ત્યારેત્યારે તેની વાણીમાં કઠોરતા વસેલી દેખાતી હતી. તે પ્રીતિપાત્ર સ્વભાવનો નહોતો. તે થોડાબોલો હતો. તેને કોઇ અંતરનો મિત્ર નહોતો, તોપણ જ્યારે તે ઈચ્છતો ત્યારે તે પોતાના સોબતીપર સ્નેહની અસર કરવાને શક્તિમાન થતો. બ્રીએનથી જ્યારે તેને પારીસની લશ્કરી શાળામાં મોકલવામાં આવ્યો તે વખતે એ શાળાના તપાસનારે તેના વિષે મત લખ્યો હતો કે—'તેણે ચોથું ધોરણ પૂરૂં કર્યુંછે. તે શરીરે મજબૂત અને તન્દુરસ્ત છે. ગણિતશાસ્ત્રનો તેને શોખ છે. ઈતિહાસ અને ભૂગોળમાં ઠીકઠીક જાણેછે. લૅટિન વગેરે ભાષામાં કાચો છે. તે ઉત્તમ ખલાસી નીકળશે." લડાઈ કરવાનો તેને કુદરતી શોખ હતો, અને તેની નાનપણની રમતગમતમાં ભવિષ્યની જીંદગીનાં ચિન્હ દૃષ્ટિગમ્ય થતાં હતાં. ઇ. સ. ૧૭૮૩ ના શિઆળામાં બહુજ બરફ પડવાથી બહાર નીકળી શકાય તેમ નહીં હતું, ત્યારે શ્રમશીલ નેપોલીઅન પોતાની નિશાળના સોબતીઓ સાથે બરફના કિલ્લા બાંધીને લડાઇ ચલાવતો. તે બીજાના કિલ્લાપર હુમલો કરતો અને પોતાનો કિલ્લો બહાદુરીથી બચાવતો.

એક વખત બ્રીએનની પડોશમાં એક મેળો ભરાવાનો હતો તેમાં તેની શાળાના અભ્યાસીઓને જવાની આજ્ઞા મળશે નહીં એવી વાત બહાર આવી હતી. એ ઉપરથી યુક્તિવાળા નેપોલીઅને પોતાના સોબતીઓને સલાહ આપી કે વાડીની દીવાલ નીચેથી છુપી રીતે ખોદી રાખવી. પછી પાદરીઓ અને શિક્ષકો પોતાના શિષ્યોને શાળામાં પુરી તાળું મારીને જતા હતા તે પેહેલાં નેપોલીઅન પોતાના સોબતીઓ સાથે મેળામાં આવી પહોંચ્યો હતો. દીવાલ એકાએક અને અણધારી ઘસી પડવાથી શિક્ષકો પાછા ફર્યા, અને આવીને જુએછે તો દીવાલ નીચે એક મોટું બાકોરૂં નજરે પડયું. એકવાર એમ બન્યું હતું કે નેપોલીઅન પોતાની નિશાળમાં અમર્યાદ રીતે વર્ત્યો તેથી તેને વર્ગમાંથી બહાર કાઢી પશ્ચાતાપ દર્શાવનારો પોશાક પેહેરાવવામાં આવ્યો; તેથી એ ગર્વિત છોકરાનો દાબી રાખેલો જુસ્સો એકદમ ઉભરાઇ આવ્યો, અને તેણે પોતાના મહેતાજી પર હુમલો કીધો. અંતે તેના ગણિતશિક્ષકે વચ્ચે પડી તેની શિક્ષામાં ઘટાડો કરાવ્યો ત્યારેજ તે શાંત થયો.

ઇ૦ સ૦ ૧૭૮૫ ના ફેબ્રુઆરીમાં તેનો પિતા મરણ પામ્યો ત્યારે તે ૧૬ વરસનો હતો. એજ વરસના સપ્ટેમ્બર માસમાં તેને તોપખાનામાં લેફ્ટેનન્ટની નોકરી મળી. પછી ૧૭૯૨ માં તેને કેપ્ટનની પદવી પ્રાપ્ત થઇ. દિનપ્રતિદિન તેના હૃદયમાં અનિવાર્ય રાજ્યલોભે નિવાસ કર્યો, પર્યંતે ૧૭૯૯ માં તેણે ફ્રાન્સની શેહેનશાહત તાબે કરી. પછી ઇંગ્લાંડનો પરાજય કરવાનું મહાભારત કામ તેણે માથે લેવાનો મનસુબો કીધો. તે કાળે ઇંગ્લાંડના પ્રખ્યાત શૂરવીર સરદાર નેલસનના આધિપત્ય નીચે તે દેશનું નૌકાબળ પ્રશંસાપાત્ર સત્તા ધરાવતું હતું. એથી ઉલટું ફ્રેન્ચ લોકો સ્થળયુદ્ધમાં જેવા બહાદુર હતા તેવા જળયુદ્ધમાં તેઓ નહીં હતા. આ સઘળી બીના છતાં નેપોલીઅન કહેતો કે—**"દુનિઆપર કશું અશક્ય નથી."** પછી તેણે હિંમત અને યુક્તિથી ઇંગ્લાંડપર ચડાઇ કરી પણ કેટલીએક લડાઇઓમાં તેણે સખ્ત હાર ખાધી.

યુરોપખંડના દરેક રાજ્યના ઇતિહાસમાં નેપોલીઅનનું નામ નોંધાએલુંછે. કારણ કે એના જીવનકાળમાં તે ત્યાંનાં તમામ મોટાં રાજ્યો સાથે લડયો હતો, અને આખરે ફતેહ પામ્યો હતો. આસ્ટ્રિઆ, રૂશિઆ, ઇંગ્લાંડ, સ્પેન, પોર્ટુગાલ, ઇટાલી, હોલાંડ, પ્રુશિઆ અને સ્વીડન આદિ યુરોપનાં તમામ મોટાં રાજ્યોને તેણે લડાઈમાં હરાવ્યાં હતાં, અને આખા યુરોપમાં એક વખત એવો પણ આવ્યો હતો કે લોકો નેપોલીઅનના નામથી ત્રાહેત્રાહે પોકારતા હતા. નેપોલીઅન જે ધારતો તે કરતો. જેમ વાયુ આગળ તણખલું ઉડેછે, તેમ તેના ફુંફાડા આગળ સર્વ ઉડી જતું. તે અજિત કહેવાતો. આગળ કહ્યુંછે તેમ કોઇ પણ કામ માણુસથી ન બની શકે એમ તે માનતો નહીં. એકવાર કોઇએ તેને કહ્યું કે-"આસ્ટ્રિઆપર ચડાઇ લેઇ જતાં આલ્પ્સ પર્વત આપણા લશ્કરને આડો આવશે તેનું શું કરશો?" તેના જવાબમાં આત્મબળનો અભિમાની બહાદુર નેપોલીઅન બોલ્યો કે—"આલ્પ્સ પર્વતથી પણ મારી સામે ટકી શકાશે નહીં." પોતાના બળનો પોતાને કેટલોબધો વિશ્વાસ ? પછી તેનો બોલેબોલ ખરો પડયો. તેણે આલ્પ્સ પર્વતનો કેટલોક ભાગ ખોદાવીને, પોતાના લશ્કરને જવા માટે પાંસરો દોર રસ્તો કર્યો. મનુષ્યની ઇચ્છાશક્તિ કેટલીબધી પ્રબળ છે તે આ મહાન્ હિંમતવાન પુરૂષના ચરિત્રથી આપણને સાફ સમજાયછે.

નેપોલિઅન એવો દૃઢતાવાળો અને ઉદ્યોગી હતો કે જ્યારે તે કામપર બેસતો ત્યારે તેને પોતાની જાત ઉપર પણ દયા આવતી નહીં, તો પછી બીજા ઉપર તો આવેજ કયાંથી? કલાકના કલાકતો શું પણ દહાડાના દહાડા સુધી તે કામપર લાગ્યો રહેતો. તેના કેટલાક સીપાઇઓના અભાવને લીધે તેને એક વખત ફ્રાન્સની ગાદી છોડીને એલ્બાના ટાપુમાં રહેવું પડયું હતું, પણ પછી થોડા વખતમાં તેણે ફ્રાન્સનું તખ્ત પાછું મેળવ્યું. યુરોપખંડની ઘોર ખોદનાર નેપોલીઅનનો ૧૮૧૫ ની પ્રસિદ્ધ વોટરલુની લડાઇમાં ઇંગ્લાંડના શૂરવીર સરદાર ડયુક ઑફ વેલિંગ્ટને સખ્ત

પરાજય કર્યો, પછી તેને પકડીને સેંટહેલીનામાં કેદ રાખવામાં આવ્યો હતો. **"શેરને માથે સવાશેર હોયજ."**

નેપોલીઅન જો કે વિદ્યાનો વ્યસની નહીં હતો તોપણ જ્યારે તે સેંટહેલીનામાં બંધીવાન હતો ત્યારે તેણે ફ્રાન્સ માટે કાયદાનું એક પુસ્તક લખ્યું હતું, જેને ઘણું કિંમતી ગણવામાં આવેછે.

નેપોલીઅન ઘણો સ્વાર્થલંપટ અને લોભી હતો. દયા અને પરાર્થ વિનાનું પરાક્રમ લુખું ગણાયછે. અને સ્વાર્થી અને બેહદ લોભી માણસના અંતે એવાજ હાલ થાયછે. એનામાં એવા બે મોટા અવગુણ હતા તે સાથે એનામાં બીજા ઉત્તમ ગુણો પણ હતા, તે આપણે ભૂલી જવા જોઇતા નથી. આપણે તો હંસની પેઠે સાર ગ્રહણ કરવો એજ શ્રેયસ્કર છે. આપણને સદ્‌ગુણ સાથે કામ છે. દુર્ગુણ સાથે નથી.

જેમ એક દુર્ગુણની પછવાડે બીજા કેટલાક દુર્ગુણો લાગેલા હોયછે, તેમ એક સદ્‌ગુણની પછવાડે કેટલાક સદ્‌ગુણ પણ લાગેલા હોયછે. યુદ્ધચાતુર્યનો ગુણ જેનામાં હોય તેનામાં બીજા કેટલાક ગુણ હોય તોજ યુદ્ધ ચાતુર્ય દીપી નીકળે. તેજ રીતે આ પ્રખ્યાત પુરૂષમાં હિંમત, દૃઢતા, અખંડ ઉદ્યોગ અને ધૈર્ય આદિ ઘણા પ્રશંસનીય ગુણ પણ હતા. સદ્‌ગુણ ગ્રહણ કરો અને દુર્ગુણથી દૂર રહો.

---

## લોર્ડ નેલસન

આ મહાન્ દરિઆઇ વીરની બાલ્યાવસ્થાજ તેના સ્વદેશીઓની સ્તુતિને પાત્ર છે તો પછી પાકી વયનાં તેનાં પરાક્રમો કેમ ન હોય? ઇંગ્લાંડના નૉર્ફોક પરગણામાં આવેલા બર્નહામથૉર્પના રેકટર, રેવરંડ એડમંડ નેલસનનો તે પાંચમો પુત્ર હતો. તેની માતું નામ કેથેરાઇન હતું જે પોતાનાં અગિઆર ફરજંદમાંનાં આઠને મૂકીને મરણ પામી હતી. હોરેશીઓ નેલસન તે વખતે નબળા બાંધાનો નાદાન છોકરો લાગતો હતો, પણ તેની માના મોત પછી તેના મામાં કૅપ્ટન સકલીંગે પોતાના એકાદ ભાણેજને માટે ગોઠવણ કરવાને રેવરંડ એડ્મંડ નેલસનને લખ્યું, ત્યારે આ દરિઆઇ પેહેલવાન નશીબ અ-

જમાવવાને સમુદ્રપર્યટનનાં જોખમો માથે લેવા બહાર પડયો.

હોરેશીઓ ૧૭૫૮ ના સપ્ટેમ્બરની ૨૯ ગીએ જન્મ્યો હતો તેથી જ્યારે તેની મા ૧૭૬૭ માં મરી ગઈ ત્યારે તે માત્ર નવ વરસનો હતો. ૧૭૭૦ માં ફૉકલૅન્ડ ટાપુની તકરારમાં સ્પેનની સામે લડાઈ ઉઠાવવાને મદદ કરવા માટે 'રેઇઝનેબલ' નામના વહાણમાં કેપ્ટન સકલીંગની નિમણુક થયાની ખબર એક ગામઠી વર્ત્તમાનપત્રમાં તેણે વાંચી કે તરતજ, ત્રણ વરસ પેહેલાં તેના મામાએ આપેલ વચનનો અમલ કરવા તેને અરજ કરવી એમ નિશ્ચય કરી તેણે પોતાનો ભાઇ વિલિઅમ, જે તેના કરતાં અઢાર મહિને મોટો હતો તેને કહ્યું કે—તું આપણા પિતાને લખ કે આમારા મામાને લખી હોરેશીઓનો કાંઇક બંદોબસ્ત કરાવો. કારણ કે તે હવે બાર વર્ષની પુખ્ત વયે પહોંચ્યોછે.—રેવરંડ નેલસન તે વખતે બાથ શેહેરમાં હતો તેણે હોરેશીઓ માટે પોતાના સાળાને લખ્યું જેના જવાબમાં કેપ્ટને જણાવ્યું જે—"બિચારા હોરેશીઓએ શું દીઠું ભાળ્યુંછે? નબળા બાંધાનો, બાર વરસની નાદાન વયનો એ પોરિઓ શું ઉકાળશે? પણ તેની મરજી હોય તો ભલે આવતો. પેહેલી વખત અમે લડાઇમાં જોડાશું કે તરતજ તોપના પેહેલે ભડાકે તે ઉડી જવાનો."—એવો પ્રતિકૂળ મત હોરેશીઓ નેલ્સને સાંભળ્યો પણ તેથી તેનું મન જરાએ ડગ્યું નહીં. તેને પોતાની જાત ઉપર બહુજ શ્રદ્ધા હતી.

નાના નેલસનની નિશાળની જીંદગી તેની દયા અને મજબૂત મનના ઘણા દાખલા આપેછે, જેમાંના ઘણાખરાનું તેના નાના સોબતી કેપ્ટન મૅનબી (વહાણ ડુબતી વખતે પોતાની જીંદગી બચાવવાનું યંત્ર શોધી કાઢનાર) એ તાદૃશ્ય ચિત્ર આપેલુંછે. મોટી ઉમરમાં મેળવેલી નાઈલ, બાલ્ટીક અને ટ્રફાલગર જેવી મહાભારત જીતોથી, તેનાં બચપણનાં પરાક્રમો કાંઇ ઓછું આશ્ચર્ય ઉપજાવે એવાં નથી. જ્યારે તે છેક નાનો હતો ત્યારે એક ગાય હાંકનાર છોકરાને સાથે લઈ તેણે પક્ષીનો એક માળો ચોરી લીધો અને નાસી ગયો. તેની પાછળ શોધખોળ થઇ રહી. કેટલાક

કલાક સુધી આગળ શોધ ચલાવતાં એક નાના વેહેળાને કિનારે નિરાંતે બેઠેલો તે માલુમ પડયો કે જે વેહેળો તે ઓળંગી શકયો નહીં. તેને જોયો કે તરતજ તેની ઘરડી દાદી મોટેથી બોલી, "મને અચંબો થાયછે કે કદાપિ ભૂખને લીધે નહીં, તો બીકને લીધે પણ તું ઘેર કેમ ન આવતો રહ્યો?" તે બાળકે જવાબ આપ્યો, "મા, બીક! બીક મેં કદી જોઇ નથી; તે કોણ છે?" જે માણસ બચપણમાંથીજ પોતાની રમતગમતો નિડરતાથી ચલાવતો હોય તે મોટી ઉમરે બહાદુર લડવૈયા તરીકે વિજયી જીવિત નિર્ગમન કરે એ આશ્ચર્યજનક નથી. દુનિઆ ઉપરના ઘણાખરા મહાન્ શૂરવીરોનાં ચરિત્રો તપાસતાં એવા સેંકડો દાખલા મળી આવેછે.

આપણામાં કેહેવત છે કે "**પુત્રનાં લક્ષણ પારણામાંથી વરતાય**" એ પ્રમાણે જે ભવિષ્યની જીંદગી તેના કર્ત્તાએ તેને માટે નિર્માણ કરી મૂકી હતી તેના ભવિષ્યસૂચક ચિન્હો તેની બાલ્યાવસ્થામાંથી દૃષ્ટિગમ્ય થતાં હતાં. ડાઉનહામમાંના નોક્સ નામના માણસની નિશાળમાં પેહેલવેહેલો તેને મૂકવામાં આવ્યો, ત્યારે તે કાગળનાં વહાણ બનાવી, પાણીનું એક ખાબોચીયું ભરી, બજારમાં તેના નિશાળે જવાના રસ્તાપર પોતાના તે નાના કલ્પિત સમુદ્રમાં પોતાનું વહાણ હંકારતો ઘણી વખત જોવામાં આવતો હતો.

વિલિઅમ પૅટમૅન નામનો એક મોચી નેલસનના દયાળુ સ્વભાવનો એક દાખલો આપતાં જણાવેછે કે-મારે એક પાળેલું ઘેટાનું નાનું બચ્ચું હતું જે મારી સાથે ઘણું હળી ગયેલું હોવાથી દુકાનમાં વારંવાર આવતું જતું. એક દહાડો અજાણપણે તે બિચારા ઘેટાને નેલસને બારસાખ અને કમાડ વચ્ચે કચરી નાખ્યું તેથી તેને અતિશય પરિતાપથયો જે દીર્ઘ કાળપર્યંત અનિવાર્ય હતો. જરા વધારે મોટો થયો એટલે નેલસનને તેના મોટા ભાઇ વિલિઅમ સાથે નૉર્થવૉલ્શામની મોટી નિશાળમાં બેસાડવામાં આવ્યો. અહીં તેણે પેર નામના એક વિલાયતી ઝાડ ઉપર પરાક્રમ કર્યું. આ ઝાડ તે નિશાળને લગતી એક વાડીમાં આ-

વેલું હતું. જ્યારે તેને ફળ આવેલાં હોય ત્યારે અસલથી તે હાલના વખત સુધી, છોકરાઓએ તેનાં ફળ પાડી ખાવા માટે છૂટ માની લીધી હતી. તેમપણ જ્યારે આ ઝાડપર ફળ પાકપર આવતાં હતાં ત્યારે એક દહાડો એવો હુકમ થયોકે મહેતાજી રેવરંડ મી. જોન્સના ઉપયોગ અને ઉપભોગને માટે તે ફળ સાચવી રાખવાનાં છે તેથી કોઈએ ઉતારવાં કે ખાવાં નહીં. જે ઝાડને નિશાળીઆઓ આજસુધી પોતાની મિલકત માનતા આવ્યા હતા તેનો કબજો અને ભોગવટો એકાએક પોતાના શિક્ષકે છીનવી લેવાની પેરવી કરી તેથી કેટલાકનો જુસ્સો અંદરખાનેથી ઉશ્કેરાઇ આવ્યો. મના કરેલાં ફળ મેળવવાની અનેક યુક્તિઓ ઉપર તકરાર ચલાવતાં આખરે સર્વાનુમતે એક યુક્તિ સ્વીકારવામાં આવી, તે એ હતી કે તે ઝાડપર બરાબર એક બારી આવી રહેલી હતી તેમાં થઇને એક જણે રાતે તે ઝાડ પર ઉતરવું અને તે ફળનો એક કોથળો ભરી લે એટલે તેને ઉપર ખેંચી લેવો. આ યુક્તિમાં સઘળી ફતેહમંદીની આશા હતી પણ આવી યુક્તિઓમાં વારંવાર આવતી અડચણ વિષે કોઇએ વિચાર કર્યો નહીં. તે યુક્તિ અમલમાં લાવવાનું જોખમ કોણ પોતાને માથે વ્હોરી લે છે તે તેઓએ ઠરાવ્યું નહોતું. રાતે અંધારાનો વખત, બારી અને ઝાડ વચ્ચેની જોખમભરેલી ઉંચાઈ, સંખ્યાબંધ સોબતીઓએ દોરડાં બાંધીને પકડી રાખેલ બીછાનામાં નીચે ઝાડ ઉપર ઉતરવાનો અણગમતો વિચાર અને એ બધા કરતાં મના કરનાર મહેતાજીના ક્રોધાવેશનું જોખમ—એને લીધે એ પરાક્રમનું માન ખાટવું કોઇએ ડાહપણભરેલું વિચાર્યું નહીં. બધાએ ના પાડયા પછી નેલસન જેણે અત્યારસુધી આગેવાન તરીકે ભાગ લીધો ન હોતો તે હિંમતથી ઉમેદવાર તરીકે બહાર આવ્યો, અને બારીની બહાર આવી, વગર આનાકાનીએ, મોટી ખુશીથી ઝાડ ઉપર સહીસલામત ઉતરી આવ્યો. તેણે ઝડપથી ફળનો કોથળો ભર્યો અને મહા મુશીબતે તેની લૂટ સાથે ઉપર ચડયો. જેવો નેલસન પાછો પોતાના બિછાનામાં સૂતો તેવોજ તે બોલ્યો, "મારે એક પણ પેર ન જોઈએ, તમે સઘળા એ કામ

માથે લેવાને બીતા હતા તેથીજ મેં તે કર્યુંછે.'' આ દાખલો તેની સાહસિક વૃત્તિ, હિંમત અને મોટું મન સાબિત કરી આપેછે.

બંને ભાઇઓ હજી આ શાળામાં હતા તેવામાં ૧૮૭૮ ની વસંત રૂતુના એક દિવસે મળસકામાં તેઓ હજી પથારીમાંથી ઉઠયા નહોતા તે પેહેલાં, ચેથામ આગળ આવી રહેલા 'રૈઇઝનેબલ'માં નોકરીપર જોડાવાનો હુકમ હોરેશીઓપર લઈને એક ચાકર આવ્યો. તેના મોટા ભાઇથી જૂદા પડવાના વિચારને લીધે નીકળી આવેલાં આંસુ તરત સુકાઇ ગયાં અને તે ખુશ મિજાજમાં પોતાના બાપ સાથે લંડન સુધી આવ્યો. ત્યાંથી તેને એકલો ચેથામ મોકલવામાં આવ્યો. આ વખતે નેલસન માત્ર બાર વરસનો હતો. તેને વહાણુપર કોઈ લેઇ ગયું નહીં. કાંતો તેની પાસે પૈસા નહોતા અથવા તો તે છુટથી વાપરવાની તેને પરવાનગી નહોતી તેથી તે બિચારો આમથીતેમ ઉદાસ ફરતો હતો. એટલામાં તેના મામાના ઓળખીતા એક અમલદારે તેને દીઠો અને તેની દયાજનક વાત સાંભળીને તેને કાંઈ ખાવાનું અને મછવામાં બેસી વહાણુપર જવા માટે ભાડાના પૈસા આપ્યા. વહાણુપર ગયા પછી પણ તેની સ્થિતિ તેવીજ પ્રતિકૂળ હતી. તેનો મામો કેપ્ટન સકલીંગ વહાણુપર નહોતો અને તે વહાણુપર નેલસન નોકરીમાં જોડાવાનો છે એવું કોઈના જાણુવામાં પણ નહોતું. નેલસન કહેછે કે—''બીજે દહાડે મારાપર એક શખ્સે દયા આણી. ત્યાંસુધી મારો કાંઇ પત્તો લાગ્યો નહીં!''

ફોકલેન્ડ ટાપુનો સ્પેન સાથેનો વાંધો વગર લડાઇએ સલાહ શાંતિમાં પતી જવાથી નેલસન માત્ર થોડા મહિના 'રૈઇઝનેબલ' પર રહ્યો અને પછી જોન રૈથમોન નામના કેપ્ટન સકલીંગની હાથ નીચેના એક આગલા અમલદારના ઉપરીપણા નીચે 'ટ્રેડનૉટ' નામના એક વેપારી વહાણુમાં દાખલ થયો, જેમાં તેને નૌકાવિદ્યાનું સારૂં જ્ઞાન મળ્યું. એ પછી તેણે 'ટ્રાઅમ્ફ' પર બે વરસ સુધી તેના મામા નીચે નોકરી કરી પણ હવે તે આ એકજ જાતની નોકરીથી કંટાળી ગયેલો હોવાથી ઉત્તર મહાસાગરમાં નવા દેશો

શોધી કાઢવા માટે જતા કપ્તાન લટવીગના ઉપરીપણા નીચે 'કેરકાસ'માં તેને દાખલ થવાની ગરજી થઇ અને તેના ગામાની ભલામણ પરથી કપ્તાન લટવીગે તેને રાખ્યો. ૧૭૭૩ ના જુલાઈની શરૂઆતમાં બાર કરતાં વધારે ફીટ ઘટ બરફમાં 'કેરકાસ અને 'રેઇસહોર્સ' નામનું એક બીજું વહાણ ચોંટી ગયું. એક દહાડો મધ્યરાતે નેલસન તુતકપર ચોકી કરતો હતો તેવામાં એક મોટું ધોળું રીંછ, વહાણ પાસે થઈને પસાર થતું ચંદ્રના પ્રકાશને લીધે તેની નજરે પડયું. તે કેટલેક દૂર ગયા પછી નેલસને તેના એક સોબતીને પોતાની સાથે રીંછની પાછળ પડવાને સમજાવ્યો અને બંને જણ બંદુકો લઈને એક બાજુએથી ઉતરી પડયા. તરતજ એક મોટું બરફનું ચોસલું આડું આવી લાગવાથી રીંછ દેખાયું નહીં તેટલામાં કેપ્ટન લટવીગને કોઇએ ખબર આપવાથી તે ગુસ્સે થયો અને નાના નેલસનની સહીસલામતી માટે તેને ચિંતા પેદા થઇ. સાડા ત્રણ વાગતાને સુમારે બરફ ખસી ગયો અને નેલસન તેના સોબતી સાથે રીંછ ઉપર ધસી આવ્યો. કપ્તાને બંને છોકરાઓને જલદી પાછા ફરવાની નિશાની કરી. નેલસનનો સોબતી હુકમને માન આપી પાછો ફર્યો અને તેને પાછા ફરવાને કહ્યું. બચપણમાં તેમજ મોટી ઉમરે લડાઇમાંથી પાછા હઠવાની અપમાનભરેલી વર્તણુંકનો તેને મૂળથીજ તિરસ્કાર હતો તેથી તેના ઉપરીનો હુકમ તેને રૂચ્યો નહીં અને તદન અખાડા કરીને તેણે તેના પાછા ફરતા મિત્રને કહ્યું, "અરે! એ હુકમની દરકાર ન કરતો. બંદુકના મોઢાવડે મને એ ક્રૂર પ્રાણીપર એક ઘા કરવા દે અને તે તરતજ ભોંય પડશે." એકાએક બરફનું એક તોફાન આવી પડવાથી તે રીંછની નજીક આવી શકયો નહીં અને રીંછનો શિકાર કરતાં કદાચ તે પોતેજ તેનો શિકાર થઈ પડયો હોત પણ એટલામાં વહાણપરથી કપ્તાને એક મોટી બંદુકનો બહાર કર્યો તેથી ભડકીને રીંછ પુરપાટીએ દોડી ગયું અને નેલસન પાછો વળ્યો. ક્રોધાન્વિત કપ્તાને પૂછયું કે "તમે રજા વિના વહાણ છોડીને કેમ ગયા અને તમને ઇશારત કર્યા છતાં પાછા કેમ ન વળ્યા?" એ સાંભળીને નેલસને ઉત્તર વાળ્યો કે "મારા પિતાને રીંછનું ચામડું મોકલવા થાય

તેટલા માટે હું તેને મારવા ધારતો હતો."

ઈ૦ સ૦ ૧૭૭૭ માં તેણે લેફ્ટેનન્ટની પરીક્ષા પસાર કીધી, તે વખતે તેનો મામો કેપ્ટન સકલીંગ પરીક્ષકની બોર્ડનો અધ્યક્ષ હતો. તેણે આ નાના અમલદાર સાથેનું પોતાનું સગપણ જાહેર કર્યું નહીં અને બોર્ડના એક મેમ્બરે જ્યારે કપ્તાન પાસે અચંબો બતાવ્યો ત્યારે તેણે જવાબ આપ્યો કે મને ખાતરી હતી કે નેલસન ફતેહમંદ થશે અને કોઇપણ રીતે પરીક્ષામાં તેનાપર મેહેરબાની બતાવવાની મારી મરજી નહોતી. તમે જુઓછો કે હું મારી ધારણામાં ખરો હતો." બીજેજ દહાડે ૩૨ તોપના એક વહાણપર તેને બીજા લેફ્ટેનન્ટની જગો મળી. અને ૧૯ વરસની નાની ઉંમરે તે 'લિટલ લ્યુસી' નામના એક વહાણનો ઉપરી થયો. ૧૭૮૦ ની મધ્ય અમેરિકાની તેની ચડાઇમાં તેને ૭૦ માઇલની મુસાફરી પગરસ્તે કરવાની હતી. રસ્તો વિકટ અને ભયંકર પશુઓથી ભરપૂર હતો. તેના એક માણસને સાપ કરડવાથી તે જંગલમાંજ મરણ પામ્યો. નેલસન પણ વિઘ્નમાં આવી ગયો તોપણ સારા નશીબે બચ્યો. એક રાતે તે ઝાડ સાથે ઝોળી બાંધી તેમાં સોડ ઢાંસીને સૂતો હતો તેવામાં તેના ઉપર એક ઝેરી ગરોળી આવતી જોઈ પાસે ઉભેલા એક ઈન્ડીઅને તેને જગાડયો અને જેવો તે પાસું ફેરવવા જાયછે તેવોજ તેના પગ પાસે એક મોટો કાળો નાગ આવી લાગ્યો તે તરતજ તે ઇન્ડીઅનના જોવામાં આવતાં તેને મારી નાંખ્યો. અને કહેવા લાગ્યો કે, "તમે ખરેખર, કોઈ દેવતાઇ પુરૂષ છો!"

આ દરિઆઇ પેહેલવાન દિનપરદિન વધતો ગયો અને કેટલાંક વહાણોનો ઍડમીરલ થયો. ઇંગ્લાંડના ભડવીર ડયુક ઑફ વેલિંગ્ટને સ્થળ માર્ગે જેવી મહાન્ જીતો મેળવીછે તેવી આ શૂરવીરે જળમાર્ગે મેળવેલીછે. જે વખતે ફ્રાન્સમાં અને આખરે લગભગ આખા યુરોપમાં નેપોલીઅન બોનાપાર્ટની સત્તા પૂરજોસથી ચાલવા લાગી તે વખતે સ્વદેશાનુરાગી નેલસન અને વેલિંગ્ટન જેવા શૂરવીર નરો બ્રિટિશ ભૂમિપર પેદા થયા નહોત તો આજની ઇંગ્લાંડની સ્વતંત્ર ભૂમિ તેનો મોભો જાળવી શકી હોત

કે નહીં એ શકભરેલું છે. નાઇલ અને એવી બીજી મહાભારત લડાઈઓમાં નેપોલીઅનને સજ્જડ હરાવી ને નેલસને નક્કી ઇંગ્રેજોનું નામ રાખ્યુંછે ! તેજ ફ્રાન્સના લડવૈયા સાથે ટ્રફાલગરના મોટા સંગ્રામમાં ઉતરતાં નેલસનને એક ગોળી વાગી અને તેના દુઃખથી તે ઇ૦ સ૦ ૧૮૦૬ માં સ્વર્ગમાં જ્યાં મહાવીર પુરૂષો વસેછે ત્યાં તેણે પોતાનો અચળાશ્રમ કર્યો. તેની મરણક્રિયા મોટા દબદબા સાથે કરવામાં આવી હતી અને એક ભૂપાળને છાજતા ભારે લશ્કરી માન સાથે તેને ભૂમિદાહ કીધો હતો.

યુદ્ધકુશળ નેલસનના છેલ્લા સોનેરી શબ્દો આ પ્રમાણે હતા.—

**"ઇંગ્લાંડ આશા રાખેછે કે તેનો કોઇપણ લડવૈયો પોતાનો ધર્મ બરાબર બજાવ્યા વિના પાછો નહીં હઠે."**

---

## ડ્યુક ઑફ વેલિંગ્ટન.

આ એક ગરીબ સ્થિતિમાંથી વધીને મોટી પદવી પામેલો ઈંગ્રેજી સરદાર હતો. એની યુદ્ધકળા બહુ ઉંચા પ્રકારની હતી. પોતાની આખી જીંદગીમાં કોઇ પણ લડાઇમાં એ હાર્યો નહોતો એ વાત એના માનને માટે મોટા મહત્વની મનાયછે.

એ પ્રથમ પાયદળમાં નોકર હતો, ત્યાં તેની કદર ન થવાથી તેનું મન નારાજ થયું તેથી વ્યાપાર અથવા બીજા ખાતામાં નોકરી કરવાનો તેણે વિચાર કર્યો. કેટલાક વિદ્વાનો એના માનને માટે એટલું બધું લખેછે કે એ ગમે તે ખાતામાં ગયો હોત, તોપણ ત્યાં મોટી કીર્તિ મેળવત, એવો તે સકળગુણસંપન્ન હતો. એને બીજા ખાતામાં જગો ન મળવાથી લશ્કરી ખાતામાં રહ્યો અને એક અનુપમ યોદ્ધો નીવડ્યો. લશ્કરમાં દાખલ થયા પછી દશ વરસે તે હિંદમાં આવ્યો, અને ટિપુ જેવા બહાદુર રાજાને હરાવી મહીસૂરની સૂબાગીરી લીધી. ત્યારપછી મરેઠાને મોટું લશ્કર છતાં આસઇ આગળ હરાવ્યા. પછી તે ઇંગ્લાંડ ગયો ત્યાં તરત તેને લશ્કરમાં મોટી જગો મળી. પાછળ વાંચી ગયા તે રાક્ષસી પરાક્રમ વાળા નેપોલીઅન જોડે તેને ઘણે ઠેકાણે લડવું પડ્યું. તેની પાસે વધારેમાં

વખ્તારે ૩૦૦૦૦ માણસોનું લશ્કર હતું, અને શત્રુ પાસે સાડાત્રણ લાખ બહાદુર ફ્રેંચ સિપાઇઓ, નેપોલીયન જેવા અથાગ પરાક્રમી સરદારના હાથ નીચે ખડા રહેતા છતાં, તેમને ઘણી વાર આપણા વેલિંગ્ટન સરદારે હરાવ્યા, તેમજ વાટરલુના યુદ્ધમાં નેપોલીઅનને પકડી કેદી બનાવ્યો એ તેની સર્વોત્તમ યુદ્ધકળાની સાબિતી છે. તેણે યુરોપમાં નેપોલીઅન જેવા અદ્‌ભૂત સરદાર સામે જે ટક્કરો લીધીછે તે યુરોપના ઈતિહાસમાં બહુ પ્રસિદ્ધ છે. આ બાબતમાં કેવળ એની આત્મ બુદ્ધિ અને પ્રબળ એજ સર્વોપરી હતાં. સરકાર કે બીજા કોઇ તર્ફની એને બહુ મદદ નહોતી. લશ્કરને કેળવવાની તેનામાં અદ્‌ભૂત કળા હતી. દરેક સિપાઇની કેટલીક નજીવી બાબત પણ એની અજાણમાં નહોતી. રાજ્યપ્રકરણી બાબતમાં પણ તેનું જ્ઞાન બહુ સ્તુતિપાત્ર હતું. તે ઘણોજ પ્રમાણિક અને સાદો હતો. લુચ્ચાઇ, સ્વાર્થ કે તોછડાપણું એનામાં જરા પણ નહોતું. પોતાને કે પોતાના લશ્કરને, દેશ કે પરદેશમાં, પોતાના કે શત્રુના મુલકમાં જે ચીજ જોઇતી તે પૈસા આપીને લેતો. ફ્રેંચ લોકો તેના પ્રતિપક્ષી છતાં તેઓ વેલિંગ્ટન ઉપર એટલોબધો વિશ્વાસ રાખતા કે, જ્યારે ફ્રેંચ લશ્કર નીકળતું ત્યારે ફ્રેંચ લોકો ડરીને નાસી જતા, અને બ્રિટિશ સેના નીકળતી ત્યારે તેમની છાવણીમાં તેઓ પોતાનો સામાન રક્ષણ અર્થે લાવીને મૂકતા !

સ્પેન, પોર્ટુગાલ ને ફ્રાન્સની હદપર વેલિંગ્ટન લડતો હતો તેવામાં તેને માથે ઘણું કરજ થઈ ગયું હતું. માટે તેણે ઇંગ્લાંડ લખ્યું કે અમારે માથે દેવું ઘણું થઇ ગયુંછે; લેણદારો તંબુ બહાર આવી બેઠા રહેછે, તેમને મારાથી જવાબ દઈ શકાતો નથી ! કે મોઢું પણ બતાવાતું નથી ! માટે અવિલંબે નાણું મોકલો." કેવું પ્રમાણિકપણું અને ભલાઇ !

નેપોલીઅન જેવા મહાવીરને હરાવનાર બહાદુર યોદ્ધો પોતાના લેણદારોથી ડરતો એ તેના ઓહદાને કેટલુંબધું માનભરેલું ગણાય ? દરેક દેશમાં જ્યાં જ્યાં હંગામી વખતમાં દેશ કે પરદેશનું લશ્કર હરકોઈ ગામને પાદર થઇ નીકળેછે ત્યારે તે ઘણીજ રંજાડ કરેછે અને લોકો તેનાથી

બહુજ થરથરેછે. ડયુક ઑફ વેલિંગ્ટનની સેના સ્વદેશમાં તો શું પરંતુ વિદેશમાં પણ લગારે રંજાડ કરતી નહીં એ કેવું આનંદદાયક છે! બધા લશ્કરી અમલદારો એના જેવા ઉમરાવ દિલના હોય તો કેવું સારૂં?

નાનપણમાં નેપોલીઅન બોનાપાર્ટ તેમજ ડયુક ઑફ વેલિંગ્ટન પણ ઠોઠ નિશાળીઆ હતા. તેઓ વર્ગમાં ઘણુંકરીને છેલ્લે નંબરે હતા. તે સમયે લશ્કરી પરીક્ષા આજના જેવી લેવાતી હોત તો તેમાં તેઓ ફતેહમંદ થાત કે નહીં તે નક્કી કહી શકાતું નથી. એવા ઠોઠ છોકરાઓ આગળ જતાં મહાવીર પુરૂષ થઇ દુનિઆમાં પોતાનું નામ રાખી ગયા એ શું તમને થોડું આશ્ચર્યજનક જણાયછે?



## ઇસાપ.

એ અલૌકિક બુદ્ધિનો હતો. એણે જનાવરો તથ. પદાર્થો ઉપર વાતો જોડી કાઢેલીછે. એ વાર્તાઓથી રમૂજની સાથે જ્ઞાન પ્રાપ્ત થાયછે, એવી ઉપયોગી વાતોથી પણ અનેક બાબત વિષે ધડો મળેછે, અને તે માણસને કેટલાક દુરાચારથી બચાવેછે. સાધારણ વિવેચન કરતાં એવા દૃષ્ટાંત આપી કહેલી વાત વિશેષ રૂચીકર અને અસરકારક થઇ પડેછે. ઈસાપ નહોતો કાંઈ મોટો કવિ કે વિદ્વાન, નહોતો રણવીર કે નહોતો દાનવીર, એમ છતાં તેનું નામ આજસુધી માન સહિત જળવાઈ રહ્યુંછે એ કશાથી નહીં પણ માત્ર તેની શિક્ષણીય વાતો, તાર્કિક બુદ્ધિ અને સદ્વર્તનથી. એક અપ્રસિદ્ધ અને અધમ દશાનો માણસ પોતાની સુબોધક વાતો વગેરેથી કેટલોબધો વિખ્યાત થઇ શકેછે તેનો ઇસાપ એ એક ઉમદા નમુનો છે.

એ ગુલામ હતો. અંગે બહુ કદરૂપો હતો, તેમજ શુદ્ધ ભાષા બોલી શકતો નહોતો, એમ છતાં તે સુપ્રસિદ્ધ થઇ શકયોછે. એની જન્મભૂમી વિષે કોઇ પણ ખાતરીથી કહી શકતું નથી એજ એની અતિ અધમ સ્થિ-

તિની સાબિતી છે. સેમોસ બેટના વતની ઝેન્થસના તાબામાં તે ગુલામ તરીકે આવ્યો એ વાત સઘળા લેખક કબૂલ કરેછે.

એક વેપારી કેટલાક ગુલામોને વેચવા સારૂ ઈફેસસમાં લઇ ગયો હતો તેમાં ઇસાપ પણ હતો. તે શરીરે નબળો હોવાથી તેના ધણીએ તેને કહ્યું કે ઇફેસસ શેહેરમાં લેઇ જવા માટે આ ગાંસડા તૈયાર કર્યાછે તેમાંથી તું ઉપાડી શકે તેવો એક ગાંસડો તું ઉંચક. પછી ઇસાપે તેમાંથી સૌથી વધારે બોજદાર ગાંસડો ઉંચક્યો. એ ગાંસડામાં તેઓને માટે ખોરાક હતો. સૌથી અધિક તોલદાર ગાંસડો તેણે ઉંચકવાનું પસંદ કીધેલું જોઇને તેનો માલિક તેમજ બીજા ગુલામો તેની મૂરખાઇપર હસી પડયા, પણ તેમાં અંતે તેમનુંજ હાસ્ય થયું. થોડાક માઇલ ચાલ્યા પછી સૌએ તેમાંથી ટીમણ કર્યું એટલે ઇસાપનો બોજો અરધોઅરધ ઘટી ગયો. પછી સાંજે તેઓએ પોતાનો બીજી વખતનો ખોરાક લીધો એટલે ઇસાપને ઉંચકવાનું કાંઇ રહ્યું નહીં. એ જોઇને સઘળા સાનંદાશ્ચર્ય પામ્યા!

પછી તે વેપારીએ પોતાના ગુલામોને ગુજરીમાં લેઇ જઇ વેચવા માંડયા. આખરે ત્રણ ગુલામ રહ્યા, તેમાં બે ગુલામો બહુ દેખાવડા હતા અને ત્રિજો બેડોળ અંગનો ઇસાપ હતો. ઝેન્થસ નામના પુરૂષે એ બે દેખાવડા ગુલામોને પૂછ્યું કે તમે શું જાણોછો? ત્યારે તેઓએ જવાબ દીધો કે "અમે સઘળું જાણીએ છીએ." પછી તેણે કદરૂપા ઇસાપને પૂછ્યું કે અલ્યા, તું શું જાણેછે? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે "હું કશુંએ જાણતો નથી." આ ઉપરથી તેને ફરીથી પ્રશ્ન કરવામાં આવ્યો કે તારા આ બન્ને સોબતી કહેછે કે અમે સર્વ જાણીએ છીએ અને તું કહેછે કે "હું કશુંએ જાંણતો નથી" એનું કારણ શું? ત્યારે ઇસાપે તેને પ્રત્યુત્તર આપ્યો કે—"મારા આ બન્ને સોબતીઓ કહેછે કે "અમે બધું જાણીએ છીએ" ત્યારે હવે મારે જાણવાનું કશું બાકી રહેતું નથી." તેના આવા ઉત્તરથી ઝેન્થસ આનંદ પામ્યો, તેથી તેને ખરીદ કરીને તે પોતાને ઘેર લેઈ ગયો. ઇસાપે કહ્યું હતું કે "માણસની કિંમત તેના તન-

થી પણ મનથી કરવી જોઇએ. ”

કેટલીક મુદત પછી ઝેન્થસ એક બાગમાં ગયો ત્યારે ઇસાપને તે પોતાની સાથે તેડી ગયો હતો. ઝેન્થસને પ્રવીણ માણસ ધારીને માળીએ પોતાના એક સંશયનું સમાધાન કરવાને તેને વિનંતિ કરી. તેણે જણાવ્યું કે જે રોપાની હું અતિશે સંભાળ લઉંછું તેમાંના ઘણાખરા કરમાઇ જાય છે, અને કેટલાક રોપાની હું બિલકુલ દરકાર રાખતો નથી તે સ્વતઃ ફાલી ફુલીને મોટા થાયછે એનું કારણ શું હશે? એના વિષે શો ખુલાસો આપવો તે વિષે ઝેન્થસ વિચારમાં પડયો પણ તેને કાંઇ સુઝયું નહીં, ત્યારે તેની આજ્ઞા લેઇને ઇસાપે આ પ્રમાણે સમાધાન કર્યું—“જે છોડવાને પૃથ્વી પોતાના પેટમાંથી બહાર કાઢેછે તેમને પૃથ્વી પોતાની સગી મા સમજવી; પણ જે છોડવાને વિવિધ સંભાળથી અને બહુ દરકાર રાખીને ઉગાડવાનો યત્ન કરવામાં આવેછે તેમને પૃથ્વી સાવકી મા સમજવી. સાવકા છોકરાં કરતાં સગાં છોકરાંપર સ્નેહ અધિક હોય અને તેથી તે સારી રીતે ઉછરે એમાં શું આશ્ચર્ય ? ” આ જવાબથી માળી મહાનંદ પામ્યો.

થોડા માસ પછી લીડીઆના રાજા ક્રીસસે સેમીઆન લોકોને પોતાના તાબાના ગણીને તેઓને ખંડણી મોકલવાનું કહાવી મોકલ્યું. એ સાંભળીને સેમીયન લોકો ઘણા ગભરાયા. પછી તેઓએ એ વિષે દૂરઅંદેશી ઈસાપનો અભિપ્રાય પૂછયો ત્યારે તેણે જણાવ્યું કે “સ્વતંત્રતાનો રસ્તો પ્રવેશ કરતાં સાંકડો ને ખરબચડો જણાયછે, પરંતુ જેમજેમ તમે આગળ વધતા જશો તેમતેમ તે વધારે સાફ અને સપાટ દીસતો જશે.” સેમીઆન લોકો એનો મર્મ બરાબર સમજ્યા તેથી તેઓએ ક્રીસસ રાજાની સામે થવાનો નિશ્ચય કર્યો. એ વાત એલચીઓ દ્વારા તે રાજાના જાણવામાં આવી. એક ગુલામ પોતાના થોડા શબ્દોથી આખી પ્રજાપર આટલી બધી અસર કરી શકેછે એ જાણીને તે અત્યંત આશ્ચર્ય પામ્યો. પછી તેણે સેમીઆન લોકોને કહેવરાવ્યું કે—“જો તમે ઈસાપને મારી પાસે મોકલી દેશો તો હું તમારી સ્વતંત્રતા

સ્વીકારીશ." આ વાત જ્યારે ઈસાપના કાનપર આવી ત્યારે તે પોતાની ખુશીથી ક્રીસસ રાજા પાસે જવાને તૈયાર થયો. ત્યાં જઇને તેણે તે રાજાને વિનયપૂર્વક કહી સંભળાવ્યું કે—"હે રાજા, તમે એમ ધારશો નહીં કે મને મારા દેશના લોકોએ તમારા કહેણુથી લલચાઇને તજ્યોછે; પરંતુ હું જે અહીં આવ્યોછું તે મારી પોતાની ખુશીથીજ. મને કોઈ પણ પ્રકારની સજા કરતાં પેહેલાં મારા બે બોલ તમે સાંભળો એટલી મારી અરજ છે." પછી તેણે કેદ પકડાએલા તીડની વાત કહી સંભળાવી. એ વાતથી ક્રીસસ એટલો તો આનંદિત થયો કે તેણે અદ્ભૂત ઇસાપને માફી આપી અને વળી કહ્યું કે તારે બીજું જે જોઇએ તે માગ. ત્યારે મોટા મનના ઇસાપે સેમીઅન લોકોને સ્વતંત્રતા અને શાંતિ મળે એવો લેખ માગ્યો, જે મોટી ખુશીથી લખી આપવામાં આવ્યો. ઇસાપ તે લેઈને સેમોસ ગયો, અને ત્યાંના લોકોને એ વધામણીનો લેખ આપવાથી તેઓ તેનાપર એટલા રંજિત થયા કે તેઓએ તેનું એક બાવલું ઉભું કરીને ગુણજ્ઞતા દર્શાવી. ઈસાપ પછી ક્રીસસના દરબારમાં આવ્યો, અને તેના શિતળ છત્ર નીચે રહીને તેણે ઘણી મનોરંજક અને અસરકારક વાતો બનાવી.

ઈસાપ પછી પ્રવાસે નીકળ્યો, કેમકે નવુંનવું જોવા જાણવાની તેને ઘણી હોંશ હતી. ગ્રીસના રાજ્યો જોઈને તે કોરીંથ ભણી ગયો, ત્યાં તેને ગ્રીસના **સાત ડાહ્યા માણસો**ની મુલાકાત થઇ. પછી તે ઍથેન્સ ગયો. ત્યાંની પ્રજા પોતાના રાજાપર નારાજ હતી તેથી તે બીજા રાજાના તાબામાં જવાને ઈચ્છતી હતી. તે જોઇને ઇસાપે તેઓના આગેવાનોને સુબોધ આપ્યો કે—તમારા હાલના રાજા તરફથી થોડીઘણી વિપત્તિ પડતી હોય તો તે સહન કરવી એ સારૂં છે; કેમકે ભવિષ્યનો રાજા તમને જોઇએ તેવો મળશેજ એ વિષે કોઇથી નક્કી કહી શકાય નહીં. કદાચ તે આ કરતાં પણ અધિક દુઃખદાયી નીવડે તો પછી પેટ ભરીને પશ્ચાતાપ કરવાનો દહાડો આવે, અને ઉલટી અધિક ખરાબી થાય. એમ કહીને તેણે દેડકાંએ પોતાનો નિર્દોષ કાષ્ટનો રાજા બદલવાને દેવપ્રાર્થના કરતાં તેમને બગલો રાજા મળ્યો અને તેથી તેઓ હમેશને માટે કેવાં ફસાઇ પડયાં એ વાત કહી સંભળાવી.

અંતે ઈસાપ બાબીલન જઇ પહોંચ્યો. ત્યાં તેને ઇનામ ને આબરૂ પુષ્કળ મળ્યાં. તેથી તેની સ્થિતિ સુધરી. પછી તેણે એનસ નામના છોકરાને પોતાનો દત્તપુત્ર કરી લીધો. એ પુત્ર કુપુત્ર નીવડયો. ઇસાપને નવાજનાર બાબીલનના રાજા લેબીનેટસને મારી નાંખવાનું તર્કટ ઉભું થયું હતું. તત્સંબંધના એક લેખ ઉપર આ લુચ્ચા એનસે નિર્દોષ ઇસાપના નામની ખોટી સહી કરી. એ દસ્તાવેજપર ઇસાપે સહી કરીછે એમ જાણીને રાજાએ તેને ફાંસીએ ચડાવવાનો હુકમ કર્યો.

પણ ઇસાપના કેટલાક ઉમરાવ મિત્રોએ તેને યુક્તિથી બચાવ્યો. થોડી મુદત પછી એ રાજાને ઇસાપની ખરેખરી અગત્ય પડી ત્યારે તે પોતાના સાહસ કર્મને માટે બહુજ પશ્ચાતાપ કરવા લાગ્યો. એ જોઇને તેના ઉમરાવોએ ઇસાપને તેની પાસે હાજર કર્યો. ઇસાપે પોતાનું નિર્દોષપણું સાબિત કરી આપ્યું એટલે રાજાએ તેને મોટી ખુશીથી માફી આપી, પછી કેટલાંક કારણસર તેને બીજા એલચીઓ સાથે ઇજીપ્ટ મોકલ્યો. બતાવેલું કામ સંતોષકારક રીતે બજાવીને તે પાછો બાબીલન આવ્યો અને પોતાના દત્તપુત્ર એનસને કેળવણી આપવાનું કામ આરંભ્યું. તેણે પોતાના દીકરાને બહુ રૂડી શિક્ષાઓ આપી હતી તેમાંની કેટલીક આ નીચે ઉતારીએ છીએ.

"હે પુત્ર, ઢોંગ કે આડંબર કર્યા વગર સત્ય હૃદયથી સન્માન અને લક્ષ પૂર્વક પરમેશ્વરની ભકિત કર, કેમકે તે જેવો સાચો છે તેવોજ સર્વજ્ઞ છે. તારા જાહેર અને ખાનગી કૃત્યો તેમજ વિચારમાં તું સદા સંભાળ રાખ, કારણકે વિશ્વપતિ તને નિરંતર જુએછે. તેની નજર બહાર કશુંએ નથી. તારૂં અંતઃકરણ તારી સાથે સાક્ષી પૂરવાને સદા તૈયાર છે. ડાહપણ અને સ્વભાવ ઉપરથી જણાયછે કે જ્યારે તું તારાથી બની શકે તેટલું સર્વ જનનું સારૂં કરેછે ત્યારે તને ઘટેછે કે તારાં છોકરાં તર્ફથી જેવા સન્માનની તું આશા રાખે તેવુંજ સન્માન તું તારાં માતપિતાને આપ. કદાપિ તું બીજાનું સારૂં કરી શકે એમ ન હોય તોપણ તું કોઈનું નઠારૂં કરવાને તત્પર થઈશ નહીં. માણસના વિચાર અને કર્મ શબ્દવડે જણાઈ આવેછે, માટે મિથ્યા વાણી બોલવી નહીં. જ્યાંસુધી કાંઇ જાણવાનું બાકી રહે ત્યાંસુધી તું અભ્યાસ પાછળ ખુબ મંડયો રહે, અને

પૈસા કરતાં ડાહપણની કિંમત વધારે ગણ. ડાહપણ અને સદ્ગુણ એજ માત્ર અનંત અને અભંગ છે, તથાપિ તેમનું અનુભવ વગરનું એકલું જ્ઞાન તો કાંઈ કામનું નથી. દંભથી ડાહપણ દેખાતું નથી. ડાહપણ આપણને સખ્ત નહીં પણ શાણા બનાવેછે. દુર્ગુણી ન થવું એ સદ્ગુણનું પેહેલું પગથીયું ચડયા બરાબર છે. સઘળા માણસ સાથે નેકી રાખ, કોઇ માણસને જાૂઠું ન કહે, કેમકે તેથી ઇશ્વરના અપરાધી થવાયછે. સો ગરણે ગળ્યા પછી બોલવું, કારણ કે જેઓ ઘણા ગપાટી હોયછે તેમનાં સત્ય અને પ્રમાણિકપણા ઉપર વિશ્વાસ રહેતો નથી. વિવેક ને સદ્ગુણ શીખવાને સારા લોકોની મંડળીમાં વારંવાર જવું. કોઇ કોઇ વાર ખરાબમાંથી પણ સારૂં પરિણામ નીપજેછે, એ લૌકિક કેહેવત ઉપર લક્ષ આપ. લાભકારક લુચ્ચાઇ એ માણસની જબરી ભૂલ છે. સદ્ગુણ અને ન્યાય અંતે સારૂં ફળ આપનારછે. બીજાનાં કૃત્યો તર્ફ બહુ લક્ષ આપ્યા કરતાં તું તારા પોતાનાં કૃત્ય ઉપર લક્ષ આપ. કોઇને વિષે નઠારૂં બોલીશ નહીં. કોઈના આળ સાંભળવાનો કે તે બીજાને જણાવવાનો છંદ રાખીશ નહીં, કેમકે જે એમાંના એકને પણ ચાહેછે તેનાથી ઘણુંકરીને બીજું પણ થઇ જાયછે. પ્રમાણિકપણાથી ધારણા કર, અને જે બનવાનું તે ઇશ્વર ઉપર રાખ. વિપત્તિથી નિરાશ ન થવું, અને સુખથી છલકાઈ ન જવું, કારણ કે બન્ને અસ્થિર છે. જો તું આ ત્રણ વાત રાખશે તો તેથી કોઈ દહાડો તારે પસ્તાવો કરવો નહીં પડે.– ધંધા રોજગારમાં મેહેનતુ અને વેહેલા થવું, સારી ચાલે શીખવી અને સારા માણસપર ઉપકાર કરવો. યાદ રાખ કે જે વખતસર કે સમયોચિત કરવામાં આવેછે તેજ સૌથી સરસ થાયછે. એ માટે સારૂં કરવાની તક સાધવા તત્પર રહેજે. રાજા, રાજપુત્ર અને ન્યાયાધીશોનું સન્માન રાખજે અને તેમને ચાહજે; કેમકે જેઓ ગુન્હેગારને સજા કરેછે અને નિરપરાધીનું રક્ષણ કરેછે. અને એમનાં એવાં કાર્યોથી પ્રજા નભી શકેછે."

ઇસાપ બાબીલનગાં બહુ માનીતો હતો. લોકો તેને અંતરથી ચાહતા હતા. રાજા તેનાપર બહુ પ્રસન્ન હતો. તે વાર્તાદ્વારાએજ બોધ કરતો. પછી તેણે ગ્રીસમાં ફરવા જવાની રજા માગી ત્યારે રાજાએ આનાકાની કીધી, પણ આખરે તેની માગણી માન્ય રાખવામાં આવી.

ગ્રીસમાં ડેલ્ફી બહુ પવિત્ર સ્થળ ગણાતું હતું. ત્યાંના લોકો અહંકાર અને અજ્ઞાનતામાં ગરક થયેલા હતા, એ વાતથી ઇસાપ અજાણ્યો હતો. "ડુંગરા દૂરથી રળિઆમણા" દેખાતા હતા તે પાસે આ-

વ્યાથી મોટા અને બેડોળ પથરારૂપે માલમ પડયા. ઇસાપે એ વિષે જાહેરમાં કેટલુંક સત્ય પણ સખ્ત વિવેચન કર્યું તેથી ત્યાંના અગ્રણીઓ તેના પર બહુજ ગુસ્સે થયા. ઈસાપને મહા નિંદાખોર ગણીને તેનો ઘાત કરવાને તેઓએ નિશ્ચય કર્યો. ઇસાપ ડેલ્ફી છોડીને ચાલી નીકળ્યો હતો તેથી તેની પાછળ માણસો મોકલીને તેને પકડાવ્યો અને તેનાપર ધર્મ સંબંધી અપરાધ કર્યાનો આરોપ મૂકયો. કુભાંડી અને ક્રૂર માણસોએ ઇસાપના સામાનમાં મંદીરનો સોનાનો પ્યાલો તે ન જાણે તેમ છુપાવ્યો હતો જે સઘળાના દેખતાં તેની પાસેથી બહાર કાઢવામાં આવ્યો. આ આળ સાબિત થયેલું સમજીને લોકો તેના ઉપર ઘણાજ ક્રોધે ભરાયા, અને ન્યાયાધીશોએ તેને ડુંગરના શિખર ઉપરથી ઢોળી પાડીને મારી નાખવાનો ઠરાવ કર્યો. આ સજા અવિલંબે અમલમાં લાવવાની ઉતાવળ કરવામાં આવી હતી. ઈસાપે આ પ્રસંગને અનુસરતી ગરૂડ અને સસલા વગેરેની વાત કહી સંભળાવીને લોકોને સમજાવ્યું કે ગરીબ ઉપર જોરાવર લોકો જે અન્યાય કરેછે તેનું તેમને ફળ ભોગવવું પડેછે. એથી લોકોના મનમાં કાંઈ દયા ઉત્પન્ન થઇ નહીં પણ ન્યાયાધીશ વગેરે આગેવાન લોકો ઉલટા તેનાપર બેવડા ગુસ્સે થયો. આખરે એને ભયંકર સ્થળે લેઇ ગયા ત્યાં પણ ઈસાપે ગધેડાં અને વૃદ્ધ માણસની વાત સંભળાવી, પણ ક્રોધાંધ લોકોપર તેની કશી સાનુકૂળ અસર થઈ નહીં. "અરે દેવ, હું કેવળ નિર્દોષ છું, એમ છતાં આ પાપી માણસો મને વગર ગુન્હે મારી નાંખેછે તેનું તું વેર લીધા વિના રહીશ નહીં" એ તેના છેલ્લા શબ્દો તે બોલતો હતો એવામાં આવેશમાં આવેલા લોકોએ તેને નીચે ઢોળી પાડયો એટલે તત્કાળ બિચારો નિરપરાધી ઈસાપ મૃત્યુ વશ થયો. સુજ્ઞ અને સત્યવાદી પુરૂષો ઘણીવાર આવા ઘાતકી અને જડસા લોકોના ભોગ થઈ પડેલછે એ ઇતિહાસ જાણનારના જાણવાની બહાર નથી.

ઇસાપના મરણ પછી ડેલ્ફીયન લોકોમાં મહા મરકી ચાલી, તે નિષ્પાપ ઈસાપને મારી નાંખવાથી ઈશ્વરનો કોપ ઉતર્યોછે એમ અસંખ્ય લોકોએ માનીને પશ્ચાતાપ કીધો, અને ઇસાપની યાદગીરીને માટે એક પીરા

મીડ બંધાવી. ઈસાપ ગયો પણ તેનું નામ અમર રહ્યું. દુનિઆમાં નામ રહે એ નાનીસુની વાત નથી. મનુષ્યની જ્યાંસુધી કીર્તિ છે ત્યાંસુધી તે હયાત છે. કીર્તિ વગરની જીંદગી શું કામની?

## સ્વતંત્રતા.

### પ્રીવર નામનો એક બંદીવાન સરદાર.

"સ્વતંત્રતાનો રસ્તો પ્રવેશ કરતાં સાંકડો અને ખડબચડો જણાયછે, પરંતુ જેમજેમ તમે આગળ વધતા જશો તેમતેમ તે વધારે સાફ ને સ્પષ્ટ દીસતો જશે." **ઇસાપ.**

"Be just and fear not" *Robson.*

"ન્યાયી થાઓ અને નિઃડર રહો." **રૉબ્સન.**

એક વાર પ્રીવરનગના લોકોએ રોમન રાજ્ય સામે બળવો ઉઠાવ્યો, ત્યારે તેના લશ્કરે તેમને પાછા તાબે કરીને, તેમના કેટલાએક આગેવાનોને પકડીને પોતાના રાજા પાસે આણ્યા; તે કાળે પ્લાટીનીયસ નામના સરદારે તેઓને ગરદન મારવાની ભલામણ કીધી. પછી તેણે તેમાંના વડા કેદીને પૂછ્યું કે— "બોલ, તારા સોબતીઓને શી શિક્ષા કરવી ઘટેછે?" તે સ્વતંત્ર અને હાજરજવાબી માણસે તરત ઉત્તર આપ્યો કે—"જેઓ પોતાની સ્વતંત્રતાને માટે ઉત્સાહી હોય અને છૂટાપણું પોતાને લાયકનું ગણે તેઓને જે સજા ઘટતી હોય તે અમને ઘટે છે." તેના આ કથનથી બીજા દરબારીઓ બહુ ક્રોધાયમાન થયા પણ પ્લાટીનીયસ તપ્યો નહીં. તેણે તે બંધીવાનને બીજો પ્રશ્ન પૂછ્યો કે—"જો રોમન રાજ્ય તમને માફી આપે તો તમે કેવી ચાલ ચલાવશો?" એ ઉપરથી તેણે સાફ ઉત્તર આપ્યો કે—"તમે અમારા પ્રત્યે જેવી ચાલ ચલાવશો તે ઉપર અમારી ચાલનો આધાર રહેશે. જો અમારી સાથે તમે માનભરેલી રીતે સલાહ કરશો તો અમારી સદાની રાજ્યભક્તિ તમે માનજો, પરંતુ તમારી સરતો જો ઘાતકી અને અમને અપમાનભરેલી હશે તો

અગારા વિશ્વાસ ઉપર તમે જરા પણ આધાર રાખશો નહીં." આવા દેખીતા ધમકીભરેલા જવાબથી રોમન દરબારીઓ બહુજ ગુસ્સે થયા, પણ મોટા મનના પ્લાટીનીયસે તેમને સમજાવી ધીમા પાડીને જણાવ્યું કે—"એ ઉત્તરમાં અપમાન જેવું કશું નથી, પણ એક સ્વતંત્ર માણસ જેવો સત્ય ઉત્તર આપે તેવોજ એ ઉત્તર છે. મોઢે મીઠુંમીઠું બોલીને પછવાડેથી સામા થઇને આપણને પરિશ્રમ આપે, તેનાં કરતાં આ જવાબ સો ગણો સારો છે." પછી આ વાત તેણે એવી તો અસરકારક રીતે સર્વના મનપર ઠસાવી કે તેથી પ્રીવરનમના લોકોને ગરદન મારવાનું બંધ રાખીને તેઓને છૂટાપણું આપ્યું. ખરા સ્વતંત્ર મનના માણસ વગર આવા બારિક વખતમાં આવો ઉત્તર આપી શકાય નહીં, અને મનની ઘણીજ મોટાઇ વગર આવો અપરાધ ક્ષમા કરીને બળવાખોરોને છૂટાપણું આપવાનું સમજાવી શકાય નહીં. ઉભય સદ્‌ગૃહસ્થોને માટે આપણા અંતઃકરણથી ઉદ્ગાર નીકળ્યા વગર રહેશે નહીં. વાહવા! ધન્ય છે!

---

# યુનાની તપસ્વી.

## ડાયોજીનીસ.

એ એશિઆખંડના સાઇનોપ શેહેરનો વતની હતો. ઈ. સ. પૂર્વે ૪૧૮ માં તે જન્મ્યો હતો. દુર્ભાગ્યે તેના પિતાપર ખોટા સિક્કા પાડવાનું તહોમત આવ્યું તેથી ત્યાંના રીવાજ પ્રમાણે તે બન્નેને દેશનિકાલ કીધા. પછી ડાયોજીનીસ ઍથેન્સ ગયો અને સાઈનીક પંથના સ્થાપનાર અંતીસ્થેનીસને તેણે અરજ કરી કે "મને આપનો ચેલો કરો." ત્યારે તેણે સમજાવીને કહ્યું કે—એમાં તારૂં કામ નહીં. છેલ્લે તેણે પોતાનો ધોકો બતાવીને ધમકી આપી કે આથી હું તારો ઘાત કરીશ માટે છાનોમાનો અહીંથી ચાલ્યો જા, પણ ડાયોજીનીસે તે ગણકાર્યું નહીં. પછી એ બોલ્યો કે આપને ગમે તો મારો અને ગમે તો જીવાડો પણ હું તમારો શિષ્ય થયા વિના રહેવાનો નથી. જ્યાંસુધી આપ મને

કહેશો ત્યાંસુધી આપના ધોકાના ગારથી હું ખસનાર નથી, તેનો એવો અત્યાગ્રહ અને પરમ ભક્તિભાવ અવલોકીને અન્તીસ્થેનીસ અતિશય આનંદ પામ્યો અને તેને પોતાનો શિષ્ય કર્યો.

ડાયોજીનીસ તે ધર્મને અનુસરતો પ્રચંડ તપ કરીને પ્રખ્યાતી પામ્યો. તે બહુ વખત સુધી ઉપવાસ કરતો, અને ખાતો ત્યારે જાડામાં જાડો ખોરાક ખાતો. તે ઘણોજ મિતાહારી હતો.

દિવસે તે ઍથેન્સના મહોલ્લાઓમાં ઉઘાડે પગે, હાથમાં લાકડી અને ખભે કોથળો લઇને નિડર થઇને ફરતો. તેનો જભો અતિશય જાડો હતો તે તેની બેવડી ગરજ સારતો હતો. દિવસનો તે ડગલો હતો અને રાતે તે બીછાનાને ઠેકાણે ઉપયોગી થતો. તે હાથમાં લાકડાનું એક વાસણ રાખતો. પછી તેણે પોતાને રહેવા સારૂ એક પીપ પસંદ કર્યું, તેમાં તે બેસતો, અને પોતે જ્યાં જતો ત્યાં તે પીપને પોતાની સાથે લેઇ જતો, અને તેમાં તે બિરાજતો! ઉનાળામાં અતિ ઉષ્ણ થયેલી રેતીપર તે આળોટતો અને શિઆળામાં જ્યાં બરફ પડયો હોય ત્યાં જઇને તેને વળગી રહેતો. એવું કરવાની તેની મુખ્ય મતલબ એ હતી કે સખ્ત ગરમી અને સખ્ત ઠંડી સહન કરવાની તેને ટેવ પડે. અજ્ઞાન લોકો તેને ચીડવતા, અપશબ્દ કહેતા તે એ શાંતિથી સહન કરતો. એક દિવસે એક છોકરો તેના કાષ્ટપાત્રમાંથી પાણી પી ગયો તેથી તે વાસણ તેણે ફેંકી દીધું. દુનિઆમાં માણસો ક્રૂવર્ત્તન રાખતા તે માટે તે તેમને વજ્ર બાણસમ શબ્દડામ આપતો. લોકોની અનીતિને માટે તે બહુ નિડરતાથી સખ્ત ભાષણ કરતો તે તેઓ ખુશીથી સાંભળતા, અને એ વિષે તેની સાથે ખૂબ જુસ્સાથી તકરાર કરતા. વાદવિવાદ કરવાથી એ લોકોની પૂર્ણ પ્રતિતિ થતી કે એ આપણાથી કોઇ પણ પ્રકારે ગાંજયો જાય તેવો નથી, ત્યારે તેઓ તેને બહુ ગાળો આપતા, પણ તેની તે કશી દરકાર રાખતો નહોતો.

ઇજીપ્ટના ટાપુ તર્ફ પ્રવાસ કરતાં એકવાર તે ચાંચીઆના હાથમાં પકડાયો, તેથી તેઓ તેને ક્રીટના ટાપુ ભણી ગુલામ તરીકે વેચવા લઇ

ગયા. ત્યાં તેને કોઈએ એવો પ્રશ્ન કર્યો કે—"તને શું આવડેછે" ? ત્યારે તેણે સત્વર ઉત્તર આપ્યો કે—"માણસને કેમ વશ કરવા તે હું સારી રીતે જાણુંછું." તેનો આશ્ચર્યકારક ઉત્તર સાંભળીને શેનીઆદીસ નામના સ્વતંત્ર અને સમજુ સદ્ગૃહસ્થે ડાયોજીનીસને વેચાતો લેઇને તરત તેને છૂટો કર્યો, અને પોતાનાં બાળકોને શિક્ષણ આપવાનું કામ તેને સોંપ્યું. આ કાર્ય તેણે બહુ ઉમંગથી બજાવીને ફતેહ મેળવી.

એક વાર ઉનાળામાં તે કારીન્થમાં તડકે બેઠો હતો ત્યારે તેને સિકંદરે જોયો, પછી તેણે તેની સાથે વાતચીત કરવા માંડી, અને છેલ્લે તે વાતથી પરમ સાનંદાશ્ચર્ય પામ્યો, તેથી તેણે કહ્યું કે—હું તારાપર બેહદ ખુશી છું. માગ, માગ; તું જે માગે તે હું તને આપું ત્યારે ડાયોજીનીસે ઉત્તર આપ્યો કે મને બીજું કશું જોઇતું નથી, પણ તું મારાપર છાંયો નાખીને મારો તડાકો રોકેછે ત્યાંથી ખસ. પછી તેઓની વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ.

**ડાયોજીનીસઃ**—તારૂં નામ શું ?

**સિકંદરઃ**—મારૂં નામ સિકંદર. તું તારા પીપમાંથી નીકળીને મારા મેહેલમાં કેમ આવતો નથી ?

**ડાયોજીનીસઃ**—એટલા માટે કે જેટલું તારા મેહેલથી મારૂં પીપ દૂર છે, તેટલુંજ મારૂં પીપ તારા મેહેલથી દૂર છે.

**સિકંદરઃ**—શું તું રાજાઓને આદરમાન નથી આપતો ?

**ડાયોજીનીસઃ**—નહીં, મને તેની કશી જરૂર નથી. રાજા એ મારા મનથી કાંઈ મહત્વની ચીજ નથી. રાજાઓ કાંઇ દેવતા નથી.

**સિકંદરઃ**—પ્લેટો પંડિત તારા જેવા વિચાર રાખતો નથી.

**ડાયોજીનીસઃ**—એ સાંભળીને હું ખુશી થાઉંછું.

**સિકંદરઃ**—કેમ વારૂ ?

**ડાયોજીનીસઃ**—કારણ કે હું ડાયોજીનીસ સિવાય અન્ય કોઈ ડાયોજીનીસના વિચારનો થાય એવું ઇચ્છતો નથી.

**સિકંદરઃ**—ડાયોજીનીસ, મારી પાસેની હરકોઇ ચીજ તને પસંદ હોય તો

મને કહે અને તે માગી લે.

ડાયોજીનીસઃ—ત્યારે જે તું મને આપી શકતો નથી એવો જે મારો સુરજનો તડકો તે તું મારી પાસેથી લે નહીં.

સિકંદરઃ—તારે શું જોઈએ છીએ?

ડાયોજીનીસઃ—જે તારી પાસે છે તેમાંનું કાંઇ નહીં.

સિકંદરઃ—આખી દુનિઆ મારા હુકમમાં છે.

ડાયોજીનીસઃ—પણ મને તેની દરકાર નથી. હું તેને ચાહતો નથી.

સિકંદરઃ—હું જીવીશ તેથી તું કાંઈ વિશેષ જીવનાર નથી.

ડાયોજીનીસઃ—તું ઈચ્છે કે નહીં તોપણ હું મરીશ.

સિકંદરઃ—હરકોઇએ સંતોષી થવાને કેમ શીખવું?

ડાયોજીનીસઃ—લોભી થવાનું ભૂલી જવાથી.

સિકંદરઃ—(પોતાના મિત્ર હેફિસ્તીઅનને કહેછે.] હેફિસ્તીઅન, જો હું સિકંદર નહીં હોઉં તો હું ડાયોજીનીસ થાઉં.

હેફિસ્તીઅનઃ—તે પાકકો છે. તેની ભાષા વજ્રબાણ જેવી, અને તેની સાથે મધુર પણ છે તેમજ વળી તે ઢંગ વગરનો પણ દેખાયછે.

સિકંદરઃ—ડાયોજીનીસ, જ્યારે ફરીથી હું આ રસ્તે નીકળીશ ત્યારે હું તને મળીશ, અને તારી સાથે વાતચીત પણ કરીશ.

ડાયોજીનીસઃ—બેલાશક.

એકવાર કોઇએ તેને પૂછ્યું કે–મહારાજ, સૌથી ભયંકર પ્રાણી કોણ? ત્યારે તેણે કહ્યું હતું કે–"જંગલી પ્રાણીઓમાં નિંદાખોર અને સુધરેલમાં ખુશામતીઓ." ડાયોજીનીસ ઈ. સ. પૂર્વે ૩૨૩ વર્ષ પર જે દિવસે સિકંદર મુઓ તેજ દિવસે મરણ પામ્યો. જ્યારે તેના જાણવામાં આવ્યું કે પોતાનું મોત પાસે આવ્યુંછે ત્યારે એ આલિમ્પિઆના રસ્તાપર બેઠો અને ઘણા માણસોની સમક્ષ તે શાંતિથી મરણ પામ્યો. તેના મોતથી લોકો બહુ દિલગીર થયા હતા.

# પકકો ઠરાવ.

## પ્રિન્સ બિસ્માર્ક.

જર્મનીનો પરમ પ્રસિદ્ધ અને પ્રવીણ પ્રધાન પ્રિન્સ બિસ્માર્ક જ્યારે છેક નાની ઉમરનો હતો ત્યારે એક દિવસે તેને નાચમાં જવાનું હોવાથી તે સમય પેહેલાં પોતાના બૂટ શીવીને તૈયાર કરી આપવાને પોતાના મોચીને હુકમ કર્યો હતો, અને તે પ્રમાણે બનાવી આપવાને મોચીએ કબૂલ પણ કીધું હતું.

પછી નાચમાં જવાને ફકત એક દહાડાની વાર હતી ત્યારે એ મોચીએ કહ્યું કે—બીજા માણસો તર્ફથી મને ઘણું કામ મળેલું હોવાથી તમારા બૂટ કબૂલત મુજબ વખતસર મારાથી તૈયાર થશે નહીં, માટે એ વિષે બીજે ઠેકાણે તજવીજ કરજો. ઘણા દિવસ થયા પરમાણું આપ્યું હતું અને વખતસર બૂટ તૈયાર કરી આપવાનું મોચીએ મોટી ખુશીથી કબૂલ કર્યું હતું, એમ છતાં રહીરહીને ફકત એક દહાડા પેહેલાં મોચીએ નાપાડવાથી તેને ગુસ્સો આવ્યો તેથી તેનો ઘાટ ઘડવાનો બિસ્માર્કે નીચે પ્રમાણે ઉપાય કર્યો.

બે મોટા, જંગલી દેખાવના અને જોરાવર કૂતરાઓને લેઈને તે તરત તે મોચીની દુકાને દોડી ગયો, અને તેને જણાવ્યું કે—જો તારી કબૂલત પ્રમાણે તું મારા બૂટ વખતસર શીવી આપીશ નહીં તો આ કૂતરા તને ચીરી નાંખશે!! આ પ્રમાણે ધમકી આપીનેજ તે બેશી રહ્યો નહીં પણ તેણે એક માણસ રોજે રાખ્યું જે આખો દિવસ પેલા મોચીની દુકાને બેશી રહ્યું, ત્યારે એ મોચીએ પોતાનું બીજું સઘળું કામ પડતું મૂકી દીધું અને પોતાના બાઈડી છોકરાંની મદદ લેઈને વખતસર તે બૂટ તૈયાર કરી આપ્યા, તે પેહેરીને હગણાના બુઢ્ઢા પણ તે વખતના બાળક બિસ્માર્ક નૃત્યક્રિડા કરવા ગયો.

ચોવીશમે વર્ષે તેને રાજ્યદ્વારી નોકરીની ઇચ્છા થઇ. રાજ્યના કોઇ

અગલદારે તેને નોકરી આપવાને બોલાવ્યો, પણ ત્યાં ગયા પછી તેને ફ્રા-ફ્રટનું દોઢ કલાક ખોટી થવું પડયું, તેથી તેને ઘણું ગાઢું લાગ્યું. પછી તે અગલદારે આવીને તેને પૂછ્યું કે કેમ બિસ્માર્ક, તમારે શું જોઇએછીએ? બિસ્માર્કે હિંમતથી જવાબ આપ્યો કે—"દોઢ કલાક પેહેલાં મારે તમારી મુલાકાત જોઇતી હતી પણ હાલ મને તેની જરૂર નથી." એમ કહીને તે ચાલતો થયો.

પોતાના પક્કા ઠરાવ અને બુદ્ધિબળથી તે દુનિઆમાં કેટલોબધો આગળ પડયોછે, તેની સત્તા અને વગ કેવી મહાભારત છે તે અત્રે કહેવાની અગત્ય નથી.

---

# મોટા લોકને મોટી જંજાળ.

## પોલ દેશનો રાજા.

"ઘણી દોલત અને વૈભવવાળા તાલેવર અને મોટા ઉમરાવ માણસોમાંના ઘણા પુરૂષોને ગરીબ પ્રમાણિક માણસ કરતાં પણ બમણી ચિંતા હોયછે."

**હિકસન.**

"મેં મારૂં બધું દ્રવ્ય ખોયુંછે, અને તેની સાથે મારા મનની સઘળી ચિંતા પણ ખોઇછે. કારણ કે હું જ્યારે દ્રવ્યવાન હતો ત્યારે પ્રત્યેક નિર્ધન માણસથી ડરતો, પણ હવે દરેક દ્રવ્યવાન મારાથી ડરશે." **એક જ્ઞાની.**

મોટા લોકોનો બહારનો મોટો ભભકો ભાળીને તેમના સુખ વિષે ઉં-ચો વિચાર બાંધવામાં ગરીબ માણસો ઘણી વાર ભૂલ ખાયછે. આપણે જેને મોટા માનીએ છીએ તેમનાં અંતરનું દુ:ખ પણ ઘણી વાર મોટું હોયછે. ઉપરના આભાસથી ઉલટુંજ ચિત્ર તેમના અંતરપટપર બહુધા જોવામાં આવેછે. ગરીબ લોકો મોટાઓનાં સુખ દુ:ખ વિષે યથાર્થ ઉંડા ઉતરતા નથી, તેથી તેઓ તેમના વિષે અદેખાઈ કરેછે, પણ કેટલીક રીતે વિચાર કરતાં મોટાઓએજ ગરીબના સાદા સુખની અદેખાઈ કરવી ઉચિત છે. ભભકાદાર પોશાક પેહેરી ગાડીઘોડે ફરનાર માણસ જેટલો બહારથી

સુખી હોયછે તેટલો તે અંદરથી ભાગ્યેજ સુખી હોયછે. મોટાઇની સાથે ઘટિત તેમજ અઘટિત બંધન પણ મોટું હોયછે. સાધારણ દૃષ્ટિએ જોતાં જે સ્થિતિ સુખદાયક જણાયછે તે મોટાઓના ગનથી બહુ વાર દુઃખદાયક હોયછે. ઇંગ્લાંડની એક રાણી એક વખતે બોલી હતી કે "મારો જન્મ આ કરતાં ગરાબ લોકોને ત્યાં થયો હોત તો હું કેવી સુખી હોત?" આવી સ્થિતિ અદેખાઇ કરવા લાયક છે કે દયાપાત્ર છે તે આપણે સેહેલથી સમજી શકીશું.

પોલ દેશનો એક રાજા એક વાર શિકારે ગયો હતો ત્યાંથી તે પોતાના અનુયાયીઓથી એકાએક છૂટો પડી ગયો. તેના માણસોએ એના વિષે ઘણીએ ખોળ કરી તોપણ તેનો પત્તો લાગ્યો નહીં. પછી ચોથે દિવસે તે એક મજૂરના વેષમાં નજરે પડયો, ત્યારે તે પોતાને માથે મોટા બોજો ઉચકીને રસ્તાપર ચાલ્યો જતો હતો. તેના માણસોએ જ્યારે તેને આ સ્થિતિમાં જોયો ત્યારે તેઓ ઘણાજ છક થઈ ગયા. તેને આવી કદી ખ્યાલમાં પણ ન આવી શકે એવી હાલતમાં જોવાથી તેઓ પ્રથમ તો મોટા વિચારમાં પડયા કે એ તેમનો રાજા હશે કે નહીં? પણ થોડી વારમાં તેમનો એ ભ્રમ ભાંગ્યો. તેઓને ખાતરી થઇ કે એજ તેમનો ખોવાઈ ગયેલો રાજા છે, ત્યારે તેઓએ તેને ઠપકો આપ્યો કે તમારા સરખા મહાન દરજ્જાના રાજાએ આવો અતિશય હલકો ધંધો કરવો વાજબી નથી. રાજા થઇને બોજો ઉચકવાનો ધંધો કરવો એ ઠીક નહીં; એ સાંભળીને રાજાએ ઉત્તર આપ્યો કે-ભાઈઓ, તમે તમારા વિચારમાં બહુજ જબરી ભૂલ કરો છો. રાજા તરીકેનો મેં જે મહાભારત બોજો પરિત્યાગ કર્યોછે તેના કરતાં આ મેં મારે માથે ઉપાડેલો બોજો ઘણોજ હળવો છે. મારે માથે રાજ્યકર્તાનો અગાધ બોજો હતો તે મેં મારી રાજીખુશીથી અળગો કર્યોછે. મારા અગાઉના બોજાની સાથે સરખામણી કરતાં આ બોજો મને ઘણોજ નજીવો લાગેછે. રાજા તરીકેની મારી કારકીર્દીમાં હું ભાગ્યેજ નિરાંતથી ઉંઘ્યો હોઇશ. આ ત્રણ દિવસમાં મેં જેવી શાંતિથી ઉંઘ કાઢીછે તેવી કદી પણ રાજાની હાલતમાં મેં કાઢી નહોતી. રાજાનો અસલ બોજો મારે હવે જોઇતો

નથી. હવે તમારે મરજીમાં આવે તેને રાજા કરો. મને એમાં કશું લેવા દેવા નથી. આવી નિરાંતની હાલત છોડી હું પાછો દરબારમાં આવું તો તે ઘેલાપણું કહેવાય. રાજાના વેષમાં આખું વિશ્વ મને કદાપિ સુખી સમજે, પણ હું પોતે જો તેમાં સુખ માનતો ન હોઉં તો બીજાઓએ માની લીધેલું સુખ મને શું કામનું? હું જ્યારે રાજા હતો ત્યારે જેટલું અન્ન જમી શકતો તે કરતાં દોઢું અનાજ ત્રણ દિવસ થયા હું જમી શકુંછું. મારી ઇચ્છામાં આવે ત્યાં હું ફરી શકુંછું, અને અનેક પ્રકારની ચિંતાથી હું મુક્ત થયોછું. આવું અખંડ સુખ મૂકી સોનાની બેડીમાં પડવું એ મને મુદલે પસંદ નથી. હવે ત્યારે વાંચનાર, તમે શું ધાર્યું? રાજાઓની, મોટાઓની સ્થિતિ બહારથી ચકચકિત જણાયછે તેવી શું અંદરથી પણ હોયછે કે? નહીં, કદી નહીં. જેમાં મનનું સુખ નહીં તે સ્થિતિને સર્વોત્તમ પદ આપવું એ કાંઈ નહીં પણ માત્ર અજ્ઞાનતા છે. એક રાજાને કોઈએ પૂછ્યું હતું કે રાજા એટલે શું? ત્યારે તેણે ઉત્તર આપ્યો હતો કે—"માનભરેલી ગુલામગીરી." એ જવાબને આપણે અસત્ય ગણી શકીશું નહીં. માતબરનું દુઃખ ગરીબ માણસ સમજી શકતો નથી. મોટા થવું એટલે સુખી થવું એમ માની લેવું એ ઘણીવાર ભૂલભરેલું જણાયછે. એક કવિએ કહ્યુંછે કે ઘણી સંપત્તિ મેળવવી એ ઘણી વખત ઘણી ગુલામગીરી કરવા બરાબર છે.

"I fear in prosperity." HODGSON.

---

## આગ્રહી.

### પાલિસિ,

એ કુંભાર જાતિનો અત્યંત આગ્રહી પુરૂષ ફ્રાન્સનો વતની હતો. પોતાની પચીશ વર્ષની ઉમરે એક ઘણો સરસ ઓપદાર માટીનો પ્યાલો તેના જોવામાં આવ્યો. તે વેળા તેને ભાતભાતની માટી વિષે જરા પણ જ્ઞાન નહોતું, તે છતાં પોતે તેવા ઓપદાર પ્યાલા બનાવવાના વિચારમાં પડયો, અને તરતજ તેણે તે વાત મનપર લીધી અને તે પાર મૂકી ત્યારે રહ્યો.

પાલિસિનાં માબાપ છેક નિર્ધન હોવાથી બાળ વયમાં તેને કાંઇ કેળવણી પણ આપવામાં આવી નહોતી. તેણે ધનનું કષ્ટ અને અન્નનું કષ્ટ અનુભવ્યું હતું. તેથી તે મોટી ઉંમરે કહેતો કે પૃથ્વી ને આકાશ એજ મારાં પુસ્તકો છે! તેના બાપ પાસેથી કાચ બનાવવાનો હુન્નર, ચીતરવાનું કામ, અને થોડું વાંચતાં લખતાં તે શીખ્યો હતો.

કાચના ધંધામાં સાર જેવું ન જણાયાથી બીજા ધંધા વાસ્તે તે દશેક વરસ ભટક્યો. ખાવા પીવાના સાંસા પડવા લાગ્યા. બચ્ચાંકચ્ચાં થયાં તેથી હવે ભટકવું પાલવે તેવું નહોતું. એવામાં ઉપર કહ્યા પ્રમાણે ઈટાલીમાં બનેલો સુંદર પ્યાલો તેના જોવામાં આવ્યો તે ઉપર તેનું મન દોડ્યું.

પોતાને તે કામનો અનુભવ તથા તેની ઉઠાવણીને વાસ્તે બિલકુલ પૈસા નહીં હોવા છતાં એવા મોટા હુન્નરમાં માથું માર્યું એજ એના અસાધારણ આગ્રહી સ્વભાવની સાબિતી છે. તેમ કરવા જતાં તે મહા મહા હેરાન થયો, ગામમાં અને કુટુંબમાં ગાંડો ગણાયો; પણ પોતાના વિચારમાં ડગ્યો નહિ અને આખરે હજારો વિદ્વાનોનો વિનાશ કરીને તે ફતેહ પામ્યો.

પોતાનાં બાઇડી છોકરાંને છોડીને ઇટાલી સુધી જઈ તે હુન્નર હાથ કરવાની તેને જોગવાઈ મળી નહિ, તેથી તેમની પાસે રહી હુન્નર હાથ કરવા સારૂ કેવળ આત્મબળ અને આત્મબુદ્ધિથીજ તે અખંડ ઉદ્યોગ કરવા લાગ્યો. પ્રથમ માટીનાં છત્રીશ નવાં ઠામ લઈને તેમના કડકા કરી નાંખ્યા. ભાતભાતનાં કરીઆણાં વાટી તેનો રસ કરીને તે કડકા ઉપર ચોપડીને પછી કાચ પકવવાની મોટી ભઠ્ઠીમાં તેઓને મૂક્યા. ખૂબ તાપ કરવાથી કાંઇક રસ ઓગળ્યો પણ પાલિસિનું મન માન્યું નહિ. તોપણ એજ ધંધા પાછળ બે વરસ સુધી તેણે એવાને એવા પ્રયોગ ચાલુ રાખ્યા. વાસણોના ત્રણસેં કટકા કરી ફરીને રસ ચોપડી ભઠ્ઠીમાં મૂક્યા, ને પોતે ભઠ્ઠી સળગાવીને ચાર કલાક સુધી તેની પાસે બેઠો. ભઠ્ઠી ટાઢી પડતાંજ કડકા કાઢી જોયા તો માત્ર એકજ કડકા ઉપર ચળકતો મીનો ઉઠી રહ્યો હતો. એટલાથી પણ પાલિસિ પરમ પ્રસન્ન થયો અને પોતાના ઉદ્યોગમાં મંડ્યો રહ્યો.

આત્યારસુધી તો તે ગામની ભઠ્ઠીમાં પોતાનાં વાસણ લઈ જતો પણ હવે તો તેણે ઘેર ભઠ્ઠી બાંધી. મજૂર, કડીયા વગેરેનું તમામ કામ પોતે જાતેજ કર્યું. ભઠ્ઠી તૈયાર થઇ એટલે કેટલાંક કાચાં ઠામ તેમાં પકવ્યાં. પછી તે ઠામ ઉપર પેલો રસ ચોપડયો, અને મીનો ચળકતો થવા સારૂ ફરીથી ભઠ્ઠીમાં મૂકયાં. પેટમાં પૂરૂં ખાવા મળતું નહિ છતાં પૈસા ખરચી ઘણાં લાકડાં લીધાં અને ભઠ્ઠી સળગાવી બેઠો. એક દિવસ ને એક રાત વહી ગયાં પણ વાસણ કાઢી જોતાં તેમાં કાંઈ શુકવાર થયો નહિ. ૪૮ કલાકથી બેઠેલો છતાં ખાવા પણ ઉઠયો નહિ અને લાકડાં નાંખી ભઠી સળગતી રાખી. હવે કલાક તો શું, પણ દહાડા ઉપર દહાડા જવા લાગ્યા; અને એ રીતે ૭ દિવસ ને ૭ રાત સુધી ભઠ્ઠીમાં બળતણ નાંખતો ગયો, પણ છેવટસુધી વાસણ ઉપરનો મીનો પીગળ્યો નહિ. આ જોઈ પાલિસિને કેટલું ખોટું લાગ્યું હશે તેનો વિચાર આપણી કલ્પનામાં સેહેજ આવી શકશે.

આટલું સંકટ પડયા પછી પણ પાલિસિ નિરાશ તો થયોજ નહિ. મીનો કેમ ચોંટતો નથી તેનાં કારણો તે ખોળવા લાગ્યો. વળી તેણે ફરી અટકળ બાંધી કે અમુકઅમુક ચીજો લઇ તેનો ભૂકો કરી વાસણ પર ચડાવું. પછી તેણે બીજાં વાસણો વેચાતાં લીધાં, તેના કકડા કર્યા, ભઠ્ઠીમાં મૂકયા, ખૂબ તાપ કર્યો, પુષ્કળ બળતણ બાળ્યું, પણ પરિણામ તો શૂન્યજ આવ્યું! કેવી નિરાશા! કેવી ફોકટ મેહેનત!

પાલિસિની પત્ની પતિવ્રતા છતાં, અન્ન પાણીના સંકટથી હેરાન થતી, બાળ બચ્ચાંવાળી, અને ઉપરાછાપરી થતા પ્રયોગોમાં નિષ્ફળતા થતી જોઈ અત્યાર પર્યંત ધીરજ રાખી રહેલી, પણ છેલ્લા પ્રયોગથી અતિ દિલગીર થઈ પોતાના પતિને તે વારવા લાગી. છોકરાંને ખાવા પીવા કે પેહેરવા ઓઢવા મળતું નથી અને નકામા પૈસા આગ ઉડી જાયછે એ વિષે વિચાર કરવાને પોતાના ધણીને તેણીએ વિનંતિ કરી. પણ પાકા વિચારનો અને સુદ્રઢ પાલિસિ તો નિશ્ચય કરીને બેઠો હતો કે ગમે તેમ કરીને પણ મીનો ચડાવવાની કળાની કળ ખોળી કાઢવી. તેથી બાઇડી બાપડી અબોલ રહી.

પાલિસિએ હવે મીનો ચડાવવાનાં વાસણ પોતે હાથે બનાવ્યાં, અને તેને રસ ચોપડી ભઠ્ઠીના મોટા તાપમાં મૂક્યાં. ભઠ્ઠી ખૂબ સળગી તેથી બળતણ ખૂટી પડ્યું. પાલિસિને લાગ્યું કે વધારે તાપ હોય તો કદાચ મીનો ચડે ખરો! એવું ધારી પોતાની વાડીમાં લાકડાંનો કઠેરો હતો તે બાળી મૂક્યો! એટલાથી પણ પૂરૂં પડ્યું નહીં તેથી ઘરનાં ટેબલ વગેરે ફુંકી દીધાં! તેથી પણ કામ પૂર્ણ ન થયું ત્યારે તેણે પોતાની રહેવાની ઝુંપડીનાં લાકડાં બાળવા માંડ્યાં !! આ ટાણે પાલિસિનો દેખાવ વિચિત્ર તરેહનો દેખાતો હતો. તેનું શરીર છેક સૂકાઇ ગયું હતું. નિરાંત કરીને ખોરાક કે ઊંઘ લાંબા વખતથી લીધાં નહોતાં. શરીર પરનાં વસ્ત્ર પણ કેટલાક દહાડા સુધી ઉતાર્યાં નહોતાં. કેવો ઉદ્યોગ, આગ્રહ અને ધીરજ! આવા અસાધારણ ઉદ્યોગથી તે છેક ગાંડા જેવો દેખાતો હતો! એવામાં ઘરનાં લાકડાં વગેરે સળગાવી દીધાં તેથી તે નક્કી દીવાનો થયોછે, એવી અસર તેની બૈરી ઉપર થયા વિના રહી નહીં. તેનાં બૈરી છોકરાં નીકળીને ગામમાં નાઠાં, અને બિચારા પાલિસિના ગાંડપણ વિષેની વાતો ફેલાવી. આથી ગામમાં પણ તેની શાખ ઉઠી ગઇ. હવે કોઇ તેને ધીરે કે ઉધારે ચીજ આપે તેવું પણ રહ્યું નહીં! ગામમાં સૌ એનો તિરસ્કાર કરવા લાગ્યા. તે નિરાશ્રય થયો, અસહાય થયો, ચિંતાતુર થયો; એમ છતાં આવા દુ:ખમાં પણ તે ધીરજ રાખીને પોતાના કામ પાછળ મંડ્યો રહ્યો. આ વેળા ઈશ્વરી કૃપાથી તેની આશા બર આવી. ભઠ્ઠીમાંથી વાસણ કાઢ્યાં તે ખાસાં ચળકતાં નીકળ્યાં! હવે પાલિસિએ તેનું કારખાનું કાઢવાનો નિશ્ચય કર્યો, પણ નાણું ન મળે! સૌ નાણાંનાં વસાણાં છે! નાણા વિના કાંઈ કામ થતું નથી. જેમને ઈશ્વરકૃપાથી નાણું મળેલું હોયછે તેઓમાંના થોડાજ તેનો યોગ્ય ઉપયોગ કરી જાણેછે. ફ્રાન્સ જેવા દેશમાં આવા પુરૂષને પણ કોઈએ આશ્રય આપ્યો નહિ. છેવટે એક ગામના પીંશીવાળાએ ૭ માસને માટે તેને ધાન્ય તથા રહેવાનું ઘર દેવાની હા પાડી. પછી તે ત્યાં રહ્યો. કામ શરૂ કર્યું પણ પેહેલી વાર તો ફતેહ ન મળી.

કારણકે ભઠ્ઠીમાં તેણે ચકમકના પથરા નાંખ્યા, તે તાપથી તપીને ફાટ્યા તેથી વાસણને બગાડી દીધાં તોપણ એ વાસણ સસ્તી કિંમતે ખપે એવું હતું, પણ ઊંચા ગનના પાલિસિને એ પસંદ પડ્યું નહીં. ૭ માસની મેહેનત છુટી પડી. પછી તે ફરીફરીને કરતો ગયો, તેમતેમ સુધારો થતો ગયો, અને આખરે કુલ ૧૬ વરસે મીનો ચડાવવાનો મોટો હુન્નર તેણે આપબળથી હાથ કર્યો. તે કૃતાર્થ થયો. એનો ઉદ્યોગ, આગ્રહ અને ધીરજ આપણને શિક્ષણીય છે. એવા ઉદ્યોગી કારીગરો ઉત્પન્ન થયા વિના આપણી મૃત થયેલી કારીગરી સજીવન થવાની આશા નથી. કલ્યાણકારી પ્રભુ કૃપા કરીને આપણા આર્યાવર્ત્તમાં એવા ઘણા પાલિસિઓ પેદા કરે એવી તેની પાસે યાચના કરો.

પુરૂષપ્રયત્નથીજ ફતેહ પામેલા પુરુષાર્થી પાલિસિની કથા હવે પૂરી થઈ. સેહેજે મળેલા મેવા મીઠાઈ કરતાં મેહેનત કરી મેળવેલી સૂકી ભાખરી પણ મીઠી લાગેછે; તેજ રીતે આ બહાદુર નરે કેવળ જાતિ શ્રમ ને જાતિ અક્કલથી કોઈના પણ આધાર કે આશ્રય વિના કેવળ અનુમાનિક રીતે ખોળ કરીકરીને, ઘણું સંકટ સહી અને અપમાનિત થઇ આ લોકોપયોગી હુન્નર હાથ કર્યો. એ વેળા એને કેટલોબધો આનંદ થયો હશે તે વર્ણવ્યો જાય તેમ નથી. ધન્ય છે એની ધીરજને ! અને આફરીન છે એના આગ્રહને ! છોકરાંને પીવા રાબડી પણ ન મળે એવા સંકટ વેઠીને મોટા હુન્નરની ખોળ કરવા પાછળ રોકાવું એ થોડી ધીરજ કે ઓછો આગ્રહ ન કહેવાય. મનુષ્ય જાતિમાં આવાં દૃષ્ટાંતો જડવાં બહુ દુર્લભ છે.

પુરૂષરત્ન પાલિસિએ અથાગ આગ્રહથી મેળવેલો હુન્નર કેવો કિંમતી હતો તે દાખલા વગર સમજાશે નહીં. થોડાં વર્ષ ઉપર લંડનમાં પ્રાચીન પદાર્થોનો સંગ્રહ વેચાયો તેમાં પાલિસિના હાથની એક રકાબી કે જેનો વ્યાસ એક ફુટનો હતો તેની કિંમતના ૧૬૧૨ રૂપિઆ ઉપજ્યા હતા ! જેવો પરિશ્રમ તેવોજ લાભ. અત્યંત આગ્રહી પાલિસિ ઉપયોગી શોધ કરીને ને પોતાની પાછળના લોકોને ઘણો લાભ કરી ઘણી કીર્તિ કમાઇ ગયો.

ત્યારે હવે કહેવા દો કે કષ્ટ વિના કીર્તિ મળતી નથી. આગ્રહ વિના આ-રંભેલું કાર્ય ફતેહમંદીથી પાર પડી શકતું નથી. ઉત્સાહ અને આગ્રહનું અ-વલંબન કરનાર મનુષ્ય શું નથી કરી શકતો ? આગ્રહથી યોગ્ય આકાંક્ષા સફળ થયા વિના રેહેતી નથી, કીર્તિ ચિરસ્થાયી થાયછે, અને બીજાઓને તેમનું ઉજ્વલ દૃષ્ટાંત સન્માર્ગક થઇ પડેછે.

## કરોળિયો અને રૉબર્ટ બ્રુસ

" જેને આગ્રહ રાખતાં આવડયો તેને કામ પાર પાડતાં આવડયું. ખં-તથી વર્તશો તો જયથી ઝળકશો." **વેબ્સ્ટર.**

" આપણી પાસે ભલે સાધારણ પ્રતિનાં હથિયાર હોય પણ જો આપણે તેને અસાધારણ ખંતથી વાપરીશું તો જે ધારીશું તે આપણે કરી શકીશું, એમ મારી ખાત્રી છે." **ફોવેલ બકસ્ટન.**

સ્કૉટલાંડનો રાજા રૉબર્ટ બ્રુસ જ્યારે ઇંગ્રેજો સાથે લડાઇ કરતો હ-તો, ત્યારે એકવાર તે દાણાની વખારમાં સુતો હતો, ત્યાં સવારમાં એક નવાઈ સરખો બનાવ તેના જોવામાં આવ્યો. એક કરોળીઓ તે ભંડારના પકવાસાપર ચડવાનો યત્ન કરતો હતો, ત્યાંથી તે પાછો જમીનપર પડયો પછી તેણે બીજીવાર ચડવા માંડયું તેમાં પણ તે પાછો પડયો, વળી તેણે ત્રિજી વખત ચડવા માંડયું તેમાં તે નિષ્ફળ થયો. ચોથી વારનું પરિણામ પણ એવુંજ આવ્યું. એ પ્રમાણે તેણે બાર વખત ચડવાનો પ્રયત્ન કીધો અને તે સઘળી વખત તે પાછો જમીનપર પડયો તોપણ તે હિંમત હાર્યો નહીં. જાણે ગમે તેટલી વખત પડીને પણ આખરે ફતેહ મેળવવાની તેણે પ્રતિજ્ઞા લીધી હોય એવું તેના આગ્રહ ઉપરથી દૃષ્ટિગોચર થતું હતું. પછી તેરમી વખત તે ચડયો અને પોતાને ધારેલે ઠેકાણે સલામત જઇ પહોંચ્યો.

કરોળીઆનો આવો અસાધારણ આગ્રહ જોઈને એ રાજાને ઘણી હિંમત આવી. તે ઇંગ્રેજો સાથે લડતાં બાર વખત હાર્યો હતો, પણ આ બનાવ જોઇને તેણે નક્કી કર્યું કે મારે હવે કદી પણ નાહિંમત થવું નહીં, પરંતુ જય મેળવતાં સુધી આગ્રહપૂર્વક મંડયા રહેવું. પછી તેણે ઇંગ્રેજો

સાથે તેરગી લડાઈ કરી અને તેગાં તેને સંપૂર્ણ ફતેહ મળી. ગાણુસ જો અખંડ આગ્રહ રાખે તો તેને વેહેલો કે મોડો જય ગળ્યા વગર રેહેતો નથી. થોડી નાઉમેદીથી આપણે નાહિંમત થવું જોઇતું નથી.

## હિંમતવાન્
## ગ્રેઇસ ડાર્લિંગ.

"Honour and shame from no condition rise;
Act well your part—there all the honour lies."

"માન અને શરમ કોઈ પણ હાલતમાંથી પેદા થતાં નથી;
તમે તમારૂં કામ સારી રીતે બજાવો–સઘળું માન તેમાં રહેલું છે."

આ વાક્યમાં કેટલી સત્યતા છે તે ગ્રેઇસ ડાર્લિંગનો ઈતિહાસ ઉત્તમ રીતે દર્શાવી આપેછે; કારણ કે તે ગમે તેવી અપ્રસિદ્ધ અને રંક સ્થિતિગાં હતી તોપણ પોતાનું કાગ સારી રીતે બજાવતાં તેણીએ એક વખત મનુષ્ય જાતગાં રહેલો ઊંચો ગુણ દર્શાવ્યો હતો, તેને લીધે સુધરેલી દુનિયાના મોટા ભાગ ઉપર દરેક દરજ્જા અને સ્થિતિના લોકોનાં ગાન અને પ્રશંસાને તે પાત્ર થઇછે. તેણીએ એટલીબધી ખ્યાતી મેળવેલી છે કે ઉંચા દરજ્જાના અમીરો અને બાદશાહી કુટુંબના ગાણુસો પણ તેણીની કીર્તિ તર્ફ અદેખાઇની નજરે જુએછે.

દીવાદાંડી સાચવવાનો ધંધો કરનાર વિલિયગ ડાર્લિંગના બહોળા કુટુંબગાંની તે એક અબળા હતી. તેનો દાદો રોબર્ટ ડાર્લિંગ પહેલાં ગરધાં વેચવાનો ધંધો કરનાર હતો અને છેવટે ફ્રાર્ન ટાપુઓના બ્રાઉન્સમૅન બેટ ઉપર તે રહ્યો હતો. તેના બાપના મોત પછી વિલિયગને તે જગો મળી અને ૧૮૨૬ગાં તે ટાપુઓગાંના લૅાંગસ્ટોનની દીવાદાંડીપર તેની બદલી થઇ. દીવાદાંડી સાચવનારગાં જે ગુણોની અગત્ય છે તે કાંઈ સાધારણ પ્રતિના નથી. તે બુદ્ધિવાળો, દ્રઢ ગનનો અને ખરૂં ખોટું પારખવાની શક્તિવાળો હોવો જોઇએ. લાંગસ્ટોનનો ટાપુ એવી જગોએ આવેલો

છે કે કેટલીક વખત તો અઠવાડીઆંનાં અઠવાડીઆં વ્યતીત થતાં તોપણ ઇંગ્લાંડના કશા વર્તમાન વિલિઅમને મળતા નહીં, અને આવા એકાંત બેટમાં પણ તે ખુશ મીજાજમાં પોતાના દહાડા નિર્ગમન કરતો. આવે સ્થળે પણ તેણે તેનાં છોકરાંઓને કેળવણીથી બેનશીબ રાખ્યાં નહોતાં—દાખલા તરીકે તેની દીકરી ગ્રેઇસ ઘણીખરી ઉમરાવની સ્ત્રીઓના જેવા દસ્કત લખી શકતી.

ગ્રેઇસ નોર્ધમ્બર્લેન્ડના કિનારા પર બેમ્બરોમાં ૧૮૧૫ ના નવેંબરની ૨૪ મી તારીખે જન્મી હતી. વિલિઅમ ડાર્લિંગનું તે સાતમું ફરજંદ હતું, તેણે તેનું બચપણ કેળવણી લેવામાં કે લૅાંગસ્ટોનના એકાંત ટાપુમાં ગાળ્યું. તે વિષે કાંઇ ખાતરીલાયક ખબર મળી શકી નથી; પણ બાલ્યાવસ્થાથી તે મોત પર્યંત તેણીએ જીંદગીનો ઘણોખરો ભાગ લૅાંગસ્ટોનમાં ગાળ્યોછે. તેની મા અને તે મળીને ઘરનો કારભાર કરતાં. તે વખતે તેમજ તેની જીંદગીનાં બાકીના વરસોમાં પણ તે થોડાબોલી અને એકાંતમાં બેસી રેહેનારી હતી. શરીરે તે સાધારણ કદની અને સુંદર વર્ણની હતી. તેના ચેહેરામાં પુરૂષનાં કશાં ચિન્હ નહોતાં. તે નમ્ર, માયાળુ અને પરોપકારી દેખાવની હતી.

ફાર્ન ટાપુઓ એક બીજાથી ઘણા દૂર છે અને વચ્ચમાં સ્થળેસ્થળે ખડકોની હારો આવેલી છે. આ ખડકો પર અગાઉના વખતમાં જ્યારે માર્ગ સૂચક કોઇ નિશાની રાખવામાં આવતી નહોતી ત્યારે ત્યાં હજારો વહાણોનો નાશ થયો હશે. પાછળની વખતમાં દીવાદાંડી બાંધ્યા પછી પણ સંખ્યાબંધ વહાણો અને મછવાઓ આ ટાપુઓ નજીક સમુદ્રને તળીએ જઇ બેઠાંછે. મી૦ વિલિઅમ હાઉવીટ નામનો એક કવિ લૅાંગસ્ટોનની મુલાકાત વિષે બોલતાં કહે છે કે—"દુનિઆ શરૂ થઈ ત્યારથી તે આજ સુધીમાં પવન, પાણી અને તોફાનને લીધે લૅાંગસ્ટોનનો ટાપુ જીર્ણાવસ્થામાં આવી ગયેલા ઘર જેવો દેખાય છે. તેના મોટા ભાગ ઉપર

ઘાસનું એક તરણું કે ધૂળની એક ચપટી પણ જોવામાં આવતી નથી.” મહાસાગરની વચ્ચે આવેલા આ એકાંત સ્થળ ઉપર ગ્રેઇસનું મન તોફાનના ભયથી અડગ બની ગયું હતું. એ રીતે સમુદ્રવાસમાં દહાડા નિર્ગમન કરતી તે બાવીશ વર્ષની વયે પહોંચી ત્યારે તેણીએ એક મહાભારત પરાક્રમ કર્યું.

સોળ હજાર મણની ‘ફોરફારશાયર’ નામની એક આગબોટ મી૦ જૉન હમ્બલના ઉપરીપણા નીચે ૧૮૩૮ ના સપ્ટેંબરની પચીશમી તારીખે સાંજના ૭ વાગતાં હલથી ડંડી જવા માટે ઉપડી. આ આગબોટ પર કિંમતી માલની કેટલીક ગાંસડીઓ અને લોઢાનાં પતરાં હતાં. વહાણના ૨૨ નોકરો સિવાય ૪૧ ઉતારૂઓ મળીને કુલ ૬૩ માણસો હતાં. આગબોટ બે વરસની હતી તોપણ તેનો કેટલોક સામાન તો સુધારી શકાય એવી સ્થિતિમાં પણ નહોતો. હલ છોડયા પેહેલાં આગબોટમાં એક ગાબડું જોવામાં આવ્યું હતું પણ તે તરતજ પુરી દીધું હતું. આગળ ચાલતાં ફલામ્બરોહેડથી થોડે દૂર ગયા પછી ગાબડું ફરીથી દેખાયું અને પાણી એકદમ ભરાવા લાગ્યું. થોડા વખત તો એન્જીનથી પાણી ઉલેચી શકાયું પણ જે વખતે આગબોટ ફાર્ન ટાપુઓમાં આવી પહોંચી તે વખતે દુર્ભાગ્યે ગાબડું ઘણું વધી ગયું અને પાણી જોસબંધ અંદર આવવા લાગ્યું. પવન કહે મારૂં કામ, અને મોજાં ઉંચાંઉંચાં ઉછળવા મંડયાં. હવે સઘળાઓએ બચવાની આશા મૂકી. આગબોટમાંથી એક મછવો દરિઆમાં ઝોકાવ્યો અને તેમાં કેટલાક જણ કૂદી પડયા. મિ૦ રયવેન રીચી નામનો એક ઉતારૂ આ વખત સુધી ઊંઘતો હતો, તેને ઉઠાડયો ત્યારે તે ભયભીત થઇ તુતક તરફ દોડી ગયો અને મછવામાં એકદમ કૂદી પડયો; પણ તેનો કાકો અને કાકી બન્ને તેમ કરવા જતાં દરિઆમાં પડયાં અને તેની દૃષ્ટિ સમિપ ડુબી ગયાં. કેટલીક સ્ત્રીઓ શોરબકોર કરવા મંડી તેમાં કેપ્ટન હમ્બલની સ્ત્રી ઘેલી થઇ ગયેલી તે તેના બેભાન પતિ પાસે આશ્રયને માટે આજીજી કરતી હતી પણ તે બિચારાના હાથમાં હવે કશો ઉપાય રહ્યો નહોતો. આખરે એક મોજું જો-

સબંધ આવી અથડાયું અને ફેરફારશાયરના બે કડકા થયા, અને બીજે સપાટે તેનું નામ નિશાન પણ રહ્યું નહીં.

નૌકા ભાંગતી વખતે નવ માણસો એક ભાગને વળગી રહ્યા હતા, તેમનો અદ્‌ભૂત પ્રકારે અને જોખમકારક સંજોગો વચ્ચે એક દેવાંષિ સ્ત્રીએ કેવી બહાદુરીથી છુટકારો કીધો તે કહાણી હવે ધ્યાન ખેંચનારી થઇ પડશે. તારીખ ૬ ઠ્ઠીની રાત્રે આઠ વાગતાં આ ત્રાસદાયક બનાવ બન્યો ત્યારથી તે બીજી સવાર સુધી તે નવે મનુષ્યો ભયંકર સ્થિતિમાં વળગી રહ્યાં. અંધારી રાત, મોજાં અને પવનનો સુસવાટો, અને દરેક તોફાની મોજું હમણા વહાણને ઘસડી જશે એવી ક્ષણેક્ષણે થતી મનની શંકાઓ વચ્ચે તેઓએ માંડમાંડ સવાર પાડી. સાતમી તારીખના પ્રભાતમાં લૅાગસ્ટોનની દીવાદાંડી પરથી ડાર્લિંગના કુટુંબે એક માઇલને છેટે એ દુ:ખપ્રદ બનાવ જોયો.

આ વખતે પવન જો કે થોડોઘણો મંદ પડયો હતો, તોપણ એ ખડકો પાસે દરિઓ શાંત હોયછે ત્યારે પણ પવન અને પાણીનું તોફાન રહ્યા કરેછે. હમેશના તરીઆ મચ્છીગારોએ પણ પચાશ પચાશ રૂપિઆની લાલચ તે વખતે તુચ્છકારી કાઢી એવો તે વખતનો ભયંકર મામલો થઇ પડયો હતો. તેથી તે બિચારા નવ જીવડાઓને ઉગારવાની એકે આશા નહોતી. તેઓને ઉંચો આભ ને નીચે અર્ણવ હતો. લૅાગસ્ટોન ઉપર આ વખતે ડાર્લિંગ કુટુંબમાં ગ્રેઈસ અને તેનાં માબાપ મળીને ત્રણ જણ હતાં. ધુમરવાળી હવામાં દૂરબીન વડે તે વહાણના ભાગને નવ જણ વળગી રહેલાં દેખાયાં. જે જોખમ ખેડવાનું કામ બહાદુરમાં બહાદુર અને મજબૂતમાં મજબૂત મનના હિંમતવાન મરદને પણ માનભરેલું થઈ પડત તે અતિ જોખમનું કામ એક અબળાએ પોતાના મનબળ અને કરબળ ઉપર આધાર રાખીને ઉઠાવ્યું એ તેણીને ઓછું માનપ્રદ નથી. એવું કહેવાયછે કે ગ્રેઇસનો પિતા આ ભયમાં ઝીંપલાવાને ધ્રૂજતો હતો પણ ગ્રેઈસની અતિ આજિજીને લીધે અને તેની મોટી મદદથી મછવો દરિઆમાં ઝોકાવ્યો અને એ પિતા પુત્રી બન્ને એકેક આટવો લેઇ તેમાં દાખલ થયાં. આ પણ

એક ધ્યાન ખેંચનારી બીના છે કે આ વખત પેહેલાં કોઇ પણ વાર ગ્રેઇસે મછવો હંકારવામાં મદદ કરેલી નહોતી કારણ કે તેનાં બીજાં ભાંડુઓને ભાગે તે કામ આવતું હતું.

ઘણી મરદામી અને હિંમતથી આખરે તેઓ તે વહાણ પાસે આવી લાગ્યાં અને નવે જણને સહીસલામત મછવામાં લઇ લીધાં ત્યારે તે સદ્‌ભાગી માણસોના આનંદનો કશો પાર રહ્યો નહીં; અને જ્યારે તેઓને માલમ પડ્યું કે તેઓને બચાવનાર બે જણમાંથી એક તો અબળા છે ત્યારે તેઓને જે સાનંદાશ્ચર્ય ઉપજ્યું હશે તેનો ખ્યાલ કરવાનું અમે વાંચનારને સોંપીએ છીએ. બચેલા માંણસો સહીસલામત દીવાદાંડીમાં પહોંચ્યા અને દરિઓ તોફાની હોવાથી તેમને શુક્રવારથી તે રવિવારની સવાર સુધી ત્યાં રેહેવું પડ્યું, જે અવસરમાં ગ્રેઇસે કરેલી તેમની પરોણાગત તેણીના માનમાં બહુ વધારો કરેછે. બચેલી મીસીસ ડૉસન જે તન અને મનની છેક નિર્બળ અવસ્થામાં હતી તેણીને ગ્રેઇસે પોતાનું બીછાનું આપ્યું અને પોતે એક મેજપર પડી રહી. બીજાઓને માટે પણ તેણીએ બીછાનાંની ગોઠવણ કરી આપી. એ રીતે તેણીએ સૌને સંતોષ્યાં. સાબાશ!

હિંમતવાન ગ્રેઇસડાર્લિંગની બાકીની જીંદગીનો હેવાલ વધારે જાણવા જોગ નથી. તેના પરાક્રમની વાહવાહ આખા યુરોપમાં ફેલાવા માંડી. વર્તમાન પત્રોમાં એ વાત પ્રગટ થઇ એટલે મોટા મોટા અને તવંગર લોકોનાં ટોળેટોળાં તે એકાંત ટાપુ પર તેની મુલાકાતે આવવા લાગ્યાં. ડયુક અને ડચેસ ઑફ નોર્થમ્બર્લૅન્ડે પોતાના એનિકકૅસલમાં તેણીને તેડી અને એક સોનાનું ઘડીઆળ બક્ષીસ આપ્યું જે તે હમેશાં કોઈ મુલાકાત લેવા આવે ત્યારે પેહેરતી. "હ્યુમેઇન સોસાઇટી" એ તેણીને માટે એક સાબાશીનો ઠરાવ પસાર કીધો અને તેના અધ્યક્ષે તેણીને એક રૂપાની ચાદાની ભેટ મોકલી; એ સિવાય બીજાં અજાણ્યાં મનુષ્યો તરફથી થોડીઘણી કિંમતની અગણિત ભેટો તેણીને મળવા લાગી. તેની બહાદુરી અને દયાનો બદલો વાળવાને એક જાહેર ફંડ ઉભું કરવામાં આવ્યું જેમાં સાત હજાર રૂપિઆ

એકઠા થયા. તેની છબી માટે ઉપરાઉપરી માગણીઓ આવવા માંડી. નાટકની તેમજ બીજી રમતગમતની સંખ્યાબંધ મંડળીઓએ પોતાના એકેક ખેલની ઉપજ તેને આપવાને જણાવ્યું, તે એવી સરતે કે ખેલ વખતે એક મછવામાં તેણીએ થોડો વખત બેસવું; પણ એવી એકે માગણી તેણીએ માન્ય રાખી નહીં. તે પોતાની અસલી સાદી રીતભાત પસંદ કરતી અને તેથી પ્રજાને પણ સંતોષ થયો હતો કે જેના ઉપર તેઓ આટલીબધી મમતા બતાવેછે તેને તે સંપૂર્ણ રીતે પાત્ર છે.

પણ અફસોસ ! કે **“ જેનો અહીં ખપ છે તેનો પરમેશ્વરને ત્યાં પણ ખપ છે.”** ગ્રેઇસ ડાર્લિંગ તેની કીર્તિવંત જીંદગી ભોગવવાને વધારે વખત જીવી નહીં. ક્રૂર ક્ષયરોગે ૧૮૪૧ માં તેના પર હુમલો કરવા માંડયો, તેથી તેની પ્રકૃતિ નાજુક થવા લાગી. હવા પાણીના ફેરફાર માટે તેણીએ ઈંગ્લાંડમાં કેટલાંક સ્થળો બદલ્યાં અને મોટામોટા તબીબોની સલાહ લીધી પણ કશી ટેકી લાગી નહીં. આખરે પોતાના પિતાની ઈચ્છાથી ગ્રેઇસ તેની બેનને ઘેર બામ્બરોમાં આવી. તેના મોત પેહેલાં તેણીએ પોતાનાં સઘળાં સગાંઓને એકઠાં કીધાં અને પોતાની યાદગીરીને માટે દરેકને એકેક ચીજ ભેટ આપી. ૧૮૪૨ ના ઑકટોબરની ૨૦ મી તારીખે તે શાંતપણે કિરતારની ઇચ્છાને આધિન થઇ. બીજે દહાડે-સોમવારની સવારે તેની પાયદસ્તની ક્રિયા થઇ તેમાં તે શેહેરના સઘળા આગેવાન ગૃહસ્થોએ ભાગ લીધો હતો.

ગ્રેઇસ ડાર્લિંગની ચાલચલણમાં આ બનાવ પણ એક જોવાજેવો છે કે તેના એ પરાક્રમ પછી તેને માટે પૈસાદાર અને આબરૂદાર ગૃહસ્થોનાં માગાં આવ્યાં પણ તે કહેતી કે “ જ્યાંસુધી મારાં માબાપ હયાત છે ત્યાંસુધી હું મારી હમણાની સ્થિતિ બદલવાની નથી.”

ગુણવાન્ ગ્રેસડાર્લિંગની હિંમત અને દયાળુ વૃત્તિ બહુજ પ્રશંસાને પાત્ર છે એમ દરેક વાંચનાર ખુશીથી માન્ય રાખશે એમ અમે માનીએ છીએ.

---

# મોડા ઉઠવાની કટેવ છોડનાર,

## બુર્ફન.

" Early to bed, and early to rise, makes a man healthy, wealthy and wise."

BENJAMIN FRANKLIN.

### દોહરો.

"રાતે વહેલા જે સુઇ, વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર."

એ વિદ્વાન્ ગ્રંથકારને સવારમાં મોડે સુધી સુઇ રહેવાની ટેવ પડી ગઇ હતી. તે સમજતો હતો કે પોતાની એ ટેવ ઘણીજ નુકસાનકર્તા છે પણ તે તેનાથી તજાતી નહોતી. દરરોજ પોતાના મનથી તે ઠરાવ કરે કે-"હવે કાલે તો મારે જરૂર વેહેલા ઉઠવું," પણ તે વ્યર્થ. એની 'કાલે' તે વેહેલો જાગે નહીં, અને કદાપિ જાગે તો આળસ તેને પથારીમાંથી બહાર પગ મૂકવા દે નહીં! ઉદ્યોગ કહે કે ઉઠ, પણ આળસ તેને તેમ કરવા દેતી નહીં. બહુ મોડેથી તે ઉઠે, અને પછી વિચાર કરે-વિમાસણ કરે કે મારી ઇચ્છા હતી તોપણ મારાથી વેહેલા ઉઠાયું નહી." હવે કાલે તો ગમેતેમ કરીને મારે જરૂર પ્રભાત થયા પેહેલાં પથારીનો ત્યાગ કરવો, એમ છતાં એ ઠરાવ પણ અમલમાં આવે નહીં. તે દીર્ઘ કાળની કટેવને આધિન થઇ પડ્યો હતો. મોડો ઉઠ્યાથી તે પોતાના મનથી શરમાતો, અને પોતાથી વેહેલું ઉઠાતું નથી તે માટે પશ્ચાતાપ કરતો; પણ અફસોસ કે પોતાની ઈચ્છાને તે પાર પાડી શકતો નહોતો. તેની સવારના પહોરની ગુલાબી ઉંઘમાંથી ઉઠવું એ તેને એ કાળે મરવા કરતાં પણ વિશેષ દુઃખદાયક લાગતું હતું.

પોતે પોતાની એ કટેવથી ઘણો કંટાળ્યો. પછી તેને એક યુક્તિ સૂઝી. પોતાને ત્યાં જોસફ નામનો ચાકર હતો તેને તેણે કહ્યું કે-જો તું કાલે મને સવારમાં વેહેલો ઉઠાડીશ તો હું તને અઢી રૂપિઆ ઇનામના આપીશ. એ સાંભળીને જોસફ ખૂબ ખુશી થયો. બીજે દિવસે તે ઘણો વેહેલો ઉ-

ઠ્યો અને પોતાના શેઠને જાગ્રત કરવા ગયો. પણ શેઠ સાહેબ ઉઠ્યા નહીં, ચાકરે વિનંતિ કરી ત્યારે શેઠ બોલ્યા કે અત્યારે મારૂં માથું દુખેછે તેથી મને બોલાવીશ નહીં. ચાકર બિચારો નિરાશ થઇને પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો.

બે કલાક પલંગમાં ગુમાવીને બુફ્ફન ઉઠ્યો અને ચાકરને પોતાની સમિપ બોલાવીને ઠપકો આપ્યો કે-કાલે મેં તને કહ્યું હતું તોપણ તેં મને કેમ ઉઠાડ્યો નહીં ? ચાકરે જણાવ્યું કે હું આપને ઉઠાડવા આવ્યો હતો પણ આપ ઉઠ્યા નહીં અને "મારૂં ,માથું દુખેછે" એમ કહ્યું એટલે હું ચાલ્યો ગયો. ત્યારે બુફ્ફન બોલ્યો કે હવે કાલે જરૂર વેહેલો ઉઠાડજે. હું બ્હાનું કાઢું તોપણ મને ઉઠાડ્યા વિના રહીશ નહીં.

બીજે દિવસે પાછો ચાકર વેહેલો ઉઠીને તેને ઉઠાડવા ગયો ત્યારે પણ **"એ દહાડા ને એ પવાડા!"** ચાકરના બોલવા પર એણે બહુજ દુર્લક્ષ દાખવ્યું. જોસકે તેને જાગ્રત કરવાને કાલાવાલા કીધા પણ તે સર્વ પાણીમાં. "આજે તો મારા જીવને બિલકુલ કરાર નથી, મને બહુ કળતર થાયછે, અને માથું ફાટી જાયછે માટે તારી કંટાળાભરેલી ટકટક છોડીને અહીં-થી ચાલ્યો જા. મારૂં માથું ફરી જાયછે." ગરીબ બિચારો ચાકર ! લાચાર થઇને બીજે દિવસે પણ ત્યાંથી પાછો ગયો. એકાદ બે કલાક વીત્યા પછી બુફ્ફન ઉઠ્યો અને ચાકરને ખૂબ ધમકાવવા લાગ્યો કે-બેસમજ, કાલે મેં તને નહોતું જણાવ્યું કે હું ગમેતેમ બ્હાનાં બતાવું તોપણ તું મને ઉ-ઠાડ્યા વિના રહીશ નહીં. આજનો દિવસ તેં ફોકટ ગુમાવ્યો; હવે કાલે ભૂ-લતો ના. આજે મેં મારો દિવસ ખોયો અને તેં તારૂં ઇનામ ખોયું. તને અને મને બન્નેને નુકસાન થયું. હવે કાલે બરાબર સાવધ રહેજે. ચાકર પોતાના મનમાં વિચારવા લાગ્યો કે આ દુઃખની વાત હવે ક્યાં કરવી ! રોજ ઉ-ઠીને વેહેલો ઉઠાડજે, વેહેલો ઉઠાડજે, એમ ઉચ્ચરેછે પણ ઉઠાડવા જઇએ તો ઉઠે નહીં અને ઉલટાં બ્હાનાં કાઢે. હવે આનો ઉપાય તે શો કરવો !

પછી ત્રિજે દિવસે તે તેને વેહેલો ઉઠાડવા ગયો, ત્યારે પણ બુફ્ફને

તેને ધમકાવ્યો અને ઉઠવાની ચોખ્ખી ના પાડી. પછી કંટાળી ગયેલા ચાકરે વિચાર્યું કે એ આજે ગુસ્સે થાય તો ભલે થાય, પણ મારે તેને ઉઠાડયા વિના રહેવું નહીં. એમ ધારીને તે તેને ખૂબ ઢંઢોળવા અને હાથ ખેંચવા લાગ્યો તેથી બુફ્ફન બહુ ક્રોધ કરીને તેને ગાળો દેવા મંડયો, પણ ચાકરે તે ગણકાર્યું નહીં, બહુ પ્રયત્ન કરતાં છતાં બુફ્ફન ઉઠતો નથી એમ જોઈને તે ત્યાંથી બહાર ગયો, અને એક મોટા વાસણમાં ઠંડું પાણી ભરી લાવીને તે સઘળું એકદમ તેનાપર ઢોળ્યું, તેથી તે તરત પોતાના પલંગમાંથી બહાર નીકળીને તેનાપર અપશબ્દનો વરસાદ વરસાવવા લાગ્યો. પછી થોડીવારે તે બરાબર શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે જોસફને બહુ સાબાશી આપી, પોતે ગાળીપ્રદાન કર્યું હતું તે માટે માફી માગી અને તેને પોતાની કબૂલત પ્રમાણે અઢી રૂપિઆ ઈનામના આપ્યા.

ચોથે દિવસે પણ તે ચાકરે તેને વેહેલો ઉઠાડવાથી તેને અઢી રૂપિઆ મળ્યા; એ પ્રમાણે કેટલાક દિવસ સુધી તે ચાકરે પ્રતિદિન અઢી રૂપિઆ ઇનામના મેળવ્યા. પછી તે શેઠને વેહેલા ઉઠવાની ટેવ પડી, અને તે પોતાની મેળે વેહેલો ઉઠવા લાગ્યો!

તે ગ્રંથકાર પોતાના એક ગ્રંથમાં નોંધી ગયોછે કે—"મેં જે પુસ્તકો બનાવ્યાંછે તેમાંનાં દશ બાર પુસ્તકોને માટે હું મારા ચાકર જોસફનો અંતઃકરણપૂર્વક ઊપકારી છું. હું મોટી ખુશીથી માન્ય રાખુંછું કે એણે જો મારી એ કટેવ છોડાવી ન હોત તો હું એટલાં પુસ્તકો ઓછાં લખી શકત, અને તેના પ્રમાણમાં મને કીર્તિલાભ—ધનલાભ પણ ઓછો થાત."

બીજો એક રમૂજી લખનાર પોતાના ગ્રંથમાં લખી ગયોછે કે—"વેહેલા ઉઠવાનો સૌથી સારો ઉપાય એ છે કે સવારમાં જેવા જાગીએ કે બીજો કાંઇ લાંબોટુંકો વિચાર ન કરતાં પથારીમાંથી એકદમ કૂદકો મારીને બહાર પડવું!" એનો ભાવાર્થ સમજીને માણસ વર્તે તો બેશક તેને ઘણો લાભ થાય.

મિ૦ ડોડ્રીજ વેહેલા ઉઠવાના સંબંધમાં એમ લખેછે કે—"કોઈ મનુષ્ય સાત વાગ્યે ઉઠવાને બદલે પાંચ વાગે ઉઠે તો તે માણસના આયુષ્યમાં

૨૦ વરસોનો વધારો થાયછે" એ વાસ્તવિક છે. વેહેલા ઉઠવાથી માણુસ ઘણું વધારે કામ કરી શકેછે અને તે પોતાનું કામ કર્યા છતાં ફુરસદ પણ મેળવી શકેછે.

ફ્રાંક્લિન કહેછે કે "જે માણુસ મોડો ઉઠેછે તે આખો દહાડો દોડાદોડ કરેછે એમ છતાં રાત સુધીમાં પણ તે પોતાનું કામ પૂરૂં કરી શકતો નથી. પ્રભાતનો સમય ઉદ્યમ કરવાને માટે ઘણો સાનુકૂળ છે. દુનિઆમાં પોતાનું નામ રાખનાર માણુસોમાંનાં ઘણાખરાં વેહેલા ઉઠનાર હતાં એમ તેમનાં વૃત્તાંત વાંચતાં આપણી પ્રતીતિ થયા વગર રહેતી નથી. પ્રશીઆનો રાજા બીજો ફ્રેડ્રિક પોતાની ઉત્તર અવસ્થામાં કે જ્યારે તેના શરીરમાં નબળાઇ આવી ગઈ હતી ત્યારે પણ તે મોડો ઉઠતો નહીં. તે પરોઢીએ ચાર વાગે ઉઠતો અને પોતાના ઉદ્યોગમાં પ્રવૃત્ત થતો. જેઓ વેહેલા ઉઠેછે તેઓ એક રીતે પોતાના વયમાં વૃદ્ધિ કરેછે. અતિ નિદ્રા એ તન મનનું વિષ છે, માટે તેનો ત્યાગ કરવો એમાં ઘણો લાભ છે. **"ઉંઘ વધારીએ તો વધે અને ઘટાડીએ તો ઘટે."** એ કહેવત બહુ અંશે સત્ય છે. માણુસ ધારે અને ખરા દિલથી પ્રયત્ન કરે તો તે પોતાની માઠી ટેવ નિઃશંક સુધારી શકે એમ ઘણાં દૃષ્ટાંતથી સિધ્ધ થાય છે.



## ફરજ.

## ઇંગ્લાંડનો પાદશાહ ત્રિજો જ્યૉર્જ અને પેહેરેગીર.

એ પાદશાહ ઇ૦ સ૦ ૧૭૮૭ માં ડ્યુક ઑફ યૉર્ક સાથે પોતાના મેહેલની અગાસીમાં ફરતો હતો, તે વખત તેણે 'કાળદર્શક' તખ્તીપર પોતાનો હાથ મૂકીને વાત કરવા માંડી, એટલે ત્યાંનો પેહેરેગીર તેની પાસે આવ્યો અને તેને કેહેવા લાગ્યો કે—નામવર પાદશાહ, આપ મેહેરબાની કરીને આ તખ્તી ઉપરથી આપસાહેબનો હાથ ઉઠાવી લ્યો, કેમકે મને મારા ઉપરી અધિકારીએ હુકમ કર્યોછે કે તું કોઇને પણ આ તખ્તીપર હાથ લગાડવા દઇશ નહીં. પાદશાહ તેનું આ કથન સાંભળીને સત્વર ત્યાં-

થી દૂર ખસી ગયો. પછી તેણે તે પેહેરેગીરના અધિકારી તર્ફે એક ચિઠ્ઠી લખીને જણાવ્યું કે, તમારા તાબામાં રહેલો અમૂક પેહેરેગીર પોતાની ફરજ બરાબર બજાવતો માલમ પડયોછે, માટે તેને લાયક બદલો આપવો. આ ઉપરથી તે પેહેરેગીરને તરત એક પાયરી ચડાવવામાં આવ્યો. ફરજ બજાવનાર પેહેરેગીર તેમજ ત્રિજા જયોર્જને માટે આપણા મનમાં માન ઉપજયા વિના રહેતું નથી. બન્ને જણે પોતાની ફરજ બરાબર બજાવી.

## એક અમેરિકન સિપાઇ.

અમેરિકામાં એકવાર એક જવાળામુખી પર્વત ફાટયો, અને તેમાંથી ધગધગતો રસ સડસડ કરતો અતોલ જથ્થામાં નીકળવા લાગ્યો, તે જોઇને લોકો પોતાનો પ્રાણ બચાવવા ત્યાંથી જેમ નસાય તેમ નાસવા લાગ્યા, પણ ત્યાં ઉભેલો એક પેહેરેગીર ત્યાંથી એક ડગલું પણ આગળ ન ખસતાં ત્યાંજ ઉભો રહયો, અને એ વિનાશક રસથી તે બળી મુઓ. એ જવાળામુખી પર્વત પાસેના શેહેરના દરવાજા આગળ તે પોતાની નોકરીપર ઉભો હતો ત્યાં ઉભા રહેવું એ તેની ફરજ હતી, તેથી તે ત્યાંથી ડગ્યો નહીં. એ સિપાઇ મૃત્યુ પામ્યો, પણ પણ તેનું નામ મૃત્યુ પામ્યું નથી. એણે દુઃખની દરકાર ન કરતાં પોતાની ફરજ પ્રાણથી પણ અધિક પ્યારી ગણી તેથી તેની કીર્તિ આજસુધી જળવાઇ રહીછે.



## મદાંધ.

### ટીમોથીઅસ.

"ઘણોજ આનંદ માણસને મગરૂર બનાવેછે."

રમાઇલ્સ.

એ પ્રસિદ્ધ સરદારે જે જે લડાઇ કરી તે તે લડાઈમાં તેણે વિજય મેળવ્યો હતો. કોઇ પણ લડાઇમાં તે હાર્યો નહોતો તેથી લોકોને તેના વિષે એટલીબધી શ્રદ્ધા બેસી ગઇ હતી કે તે હરકોઈ લડાઇમાં ફતેહ

મેળવીને આવે એમાં તેઓ કશી નવાઇ પામતા નહોતા. જીત એ તેને માટે સાધારણ થઇ પડી હતી. શત્રુઓ તેનું નામ સાંભળીને થરથરતા હતા. તેની નિરંતર ફતેહ નિરખીને લોકો તેની બહાદુરીને નહીં પણ તેની ભાગ્યદેવીને યશ આપવા લાગ્યા. એ જોઈને ટીમોથીઅસને બહુજ માઠું લાગ્યું. પોતાના વિજયનો યશ ભાગ્યદેવીને અર્પણ કરવાને તે નાખુશ હતો. તે કહેતો કે સઘળી ફતેહ મેં મારા બાહુબળથી મેળવીછે, એમાં બિચારી ભાગ્યદેવીને કશું લેવા દેવા નથી. મારો હાથ એવો તો બળવત્તર છે કે તેની આગળ તે બે ઘડી પાણી ભરે. મારી ફતેહનો યશ હું નાહક તેને ખાટવા દઈશ નહીં.

તેના આ તિરસ્કારની જ્યારે તેના શત્રુઓને ખબર પડી, ત્યારે તેઓએ તેને વિશેષ ચીડવવા માટે એક ચિત્ર બનાવ્યું. તેમાં એવો ચીતાર આપ્યો હતો કે ટીમોથીઅસ ઉંઘતો હતો અને પ્રભુકૃપાથી તેની ભાગ્યદેવી તેની પાસે ઉભી હતી, તે તેને મુલકના મુલક જીતાવતી હતી. તેણીએ એક મોટી જાળ પાથરી હતી, તેમાં પારકાં રાજ્યોનાં શેહેરો એક પછી એક આવી પડતાં હતાં. આ ચિત્ર ટીમોથીઅસના જોવામાં આવ્યું ત્યારે તે બહુજ ક્રોધે ભરાયો અને બોલ્યો કે મારી એકેએક ફતેહ મેં માત્ર મારા ભૂજાબળથી મેળવીછે. ઇશ્વર કે ભાગ્યદેવી એમાં મને સહાય આપવા આવ્યાંજ નથી.

તેના મોઢામાંથી આવાં અનુચિત અભિમાનનાં વેણ નીકળ્યાં પછી તે પ્રત્યેક લડાઇમાં પરાજય પામવા લાગ્યો, અને તેનો દહાડો પડતો આવ્યો. મનુષ્ય જાણે અહંકારમાં ચડી જાયછે ત્યારે તે આગળ પાછળનો કશો વિચાર કરતો નથી. ભાગ્ય કે ઇશ્વરને તે ગણતો નથી. તે કાળે તેના મનમાં એવીજ ધુન આવી જાયછે કે જે કરૂંછું તે હુંજ કરૂંછું. મારા જેવો પૃથ્વીના પડપર અન્ય કોઇ વીર પુરૂષ નથી, પણ તેનો એ અહંકાર સમય આવ્યાથી સત્વર નાશ પામી જાયછે. પોતાના ઉદય કાળમાં આપણે વિશ્વેશ્વરને વિસરી જવો નહીં જોઇએ. પોતાને હાથે કાંઇ પણ યોગ્ય

કામ થાય તેનો યશ જ્ઞાતા પુરૂષો ઈશ્વરને સમર્પણ કરેછે. મિથ્યા મગરૂરીથી માઠાં ફળ નીપજે છે માટે તેનાથી દૂર રહી નમ્રતા રાખવી એજ શ્રેયસ્કર છે.

---

## મેનીક્રેટીસ.

"માણસને અભિમાનથી, મળે ન કદીએ માન;
ઉલટું અપમાનજ મળે, નકી ઠરે નાદાન."

દલપતરામ.

એ મેસીડોનનો વૈદ્ય હતો. પોતાનાં કામમાં તે અતિશે કુશળ હતો. આગળ વર્ણવેલો ટીમોથીઅસ જેમ સઘળી લડાઇમાં જય મેળવતો હતો, તેમ આ વિખ્યાત વૈદ્યરાજ પોતાની પાસે આવનાર સઘળાં દરદીઓનાં દરદ મટાડી શકતો હતો. તે કાળે એવો કોઇ વ્યાધિ નહોતો કે તે એ વૈદ્યરાજ દૂર કરી શકે નહીં. તેની એ અસાધારણ કુશળતાને માટે યુનાની લોકો તેને પોતાના મોટા દેવતા "જ્યુપિટર" (બૃહસ્પતિ) સરખો માની તેજ નામથી તેને બોલાવવા લાગ્યા.

મેનીક્રેટીસ ઓછું પાત્ર હતો, તે આ માનથી બહુજ ફુલાઇ ગયો. મદમાં મસ્ત બનીને તે પછી પોતે પોતાને 'જ્યુપિટર' નામથી ઓળખાવવા લાગ્યો. રાજા એગીસીલસપર તેણે એકવાર પત્ર લખ્યો તેમાં જણાવ્યું કે-"જ્યુપિટર દેવતા, રાજા એગીસીલસની તન્દુરસ્તી ઇચ્છેછે." એ રાજા બહુજ સમજુ અને સમયસૂચક હતો તેણે ભરમમાંજ જવાબ લખ્યો કે–રાજા એગીસીલસ, મેનીક્રેટીસના મગજની સારી હાલત ઈચ્છેછે'. મતલબ કે તેના મગજની હાલત સારી નથી. કાંઇ વિકાર થયેલો લાગેછે, નહીં તો તે પોતે પોતાને જ્યુપિટર દેવતાના નામથી ઓળખાવે નહીં. માણસ તે માણસ. માણસથી દેવતા થવાય નહીં.

એ માર્મિક લેખ તેના મનપર કશી અસર કરી ન શક્યો તેથી તેણે જ્યુપિટર તરીકે પોતાને ઓળખાવવાનું પડતું મૂક્યું નહીં. તે પોતાને મહાન્ રાજા કરતાં પણ અધિક સમજતો હતો. એકવાર તેણે તે વખતના

રાજા ફીલીપ ઉપર પણ એક પત્ર મોકલ્યો તેમાં તેણે લખ્યું હતું કે– "ફીલીપ પ્રતિ–મેનીક્રેટીસ જ્યુપિટરની સલામ સાથે." ફીલીપે પણ પ્રત્યુત્તરમાં ઠાવકાઇથી લખ્યું કે– "મેનીક્રેટીસ પ્રતિ–ફીલીપ તર્ફથી તન્દુરસ્તી અને અકકલમંદી સાથે." આ લેખનો ભાવાર્થ વાંચનાર સેહેલથી સમજશે કે ફીલીપે ટુંકામાં મેનીક્રેટીસને બેવકૂફ બનાવી જણાવ્યું હતું કે તેની અકકલ ઠેકાણે નથી. આ મશ્કરો રાજા એટલુંજ કરીને બેશી રહ્યો નહીં, પણ તેણે મેનીક્રેટીસને સંખ્યાબંધ પ્રસિદ્ધ મનુષ્યો વચ્ચે બનાવીને તેની ફજેતી કરવાનો નિશ્ચય કર્યો. તેણે આ મદાંધ વૈદ્યરાજને એક મોટી ઉજાણીમાં નોતર્યો. બીજા સદ્‌ગૃહસ્થોની મેજપર તરેહવાર સ્વાદિષ્ટ પકવાન પીરસ્યાં પણ આ વૈદ્યરાજની મેજપર સુખડ અને લોબાનાદિ ધૂપ કર્યો, કેમકે જ્યુપિટર દેવતાને લોકો કાંઇ જમાડતા નહોતા પણ માત્ર ધૂપ કરતા હતા. બીજા પરોણાઓએ પકવાનોપર હાથ ચલાવવા માંડયો, ત્યારે આ દમ્ભી વૈદ્યરાજે ધાર્યું કે મને જ્યુપિટર તરીકે માન આપીને હવે મારી મેજપર પણ પકવાન પીરસશે, પણ એ વિષે તેનો કોઇએ ધડો પણ કર્યો નહીં. તે બાપડો બીજા જમનારાઓનાં મુખ તરફ ટગરટગર જોવા લાગ્યો અને ઝંખવાણો પડી ગયો. પરોણાઓ જમતાં જમતાં એક બીજા સામું જોઇ સ્મિત હાસ્ય કરવા લાગ્યા. એ રીતે આ વૈદ્યરાજને તેઓએ પૂરેપૂરા બનાવ્યા. એ દિવસ પછી તેમણે પોતે પોતાને જ્યુપિટર તરીકે લખવા બોલવાનું છોડી દીધું અને બીજાઓ તેને જ્યુપિટર કહે ત્યારે તે શરમાવા લાગ્યા.

---

## કાલીગુલા.

"જે બીજાને વિષે થોડામાં થોડું જાણેછે, તેજ પોતાને વિષે ઘણામાં ઘણું અભિમાન રાખેછે." કોલ્ટૅન.

આ રોમન શેહેનશાહ પણ અહંકારનું પુતળું હતો. તે પોતાની પ્રજા પાસે પોતાને પરમેશ્વર તરીકે મનાવીને સુખાનંદ મેળવતો. તેણે કેટલાંએક દેવાલયો બંધાવ્યાં, અને તેમાં ખરા દેવોની મૂર્તી ગોઠવવાને બદલે પોતાની મૂર્તી ગોઠવીને પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો. એક ભવ્ય દેવળમાં

તે ૫ંડે બેસતો, અને પોતાની સન્મુખ સેંકડો કિંમતી પશુ પક્ષીઓનો વધ કરાવી, તે પોતાને ભોગ મળેલો માનીને બારે ખુશી થતો. ઇશ્વર સરખો થવા માટે તેણે વરસાદના સરખી ગર્જના અને વિજળીના જેવા ચમકારા કરવા સારૂ યંત્રો બનાવરાવ્યાં હતાં. વર્ષારૂતુમાં જ્યારે ગર્જના અને ચમકારા થતા ત્યારે તે ગગન ભણી જોઇને જુસ્સાથી બોલતો કે કાંતો તમને મારૂં કે મરૂં ! એમ કહીને આ અહંકારી શેહેનશાહ પરજન્યવૃષ્ટિને શિક્ષા કરવા માટે આકાશ તર્ફ પથરા ફેંકાવતો હતો. માણસ અહંકારથી ઘણીવાર બહુજ ઘેલાઇનાં કામ કરેછે એવું કહેવાયછે તે અસત્ય નથી. એક સાધારણ માણસ પણ સમજી શકેછે કે મનુષ્ય થઇને ઇશ્વરની બરાબરી કદીએ થઇ શકે નહીંજ; પરંતુ જેનાં જ્ઞાનચક્ષુપર અભિમાનનું પડળ ફરી વળેછે તેને એ વિષે કશું સૂઝતું નથી. અહંકારના દુર્ગણથી માણસની અધમાવસ્થા થયા વિના રહેતી નથી. પોતે પોતાને ઓળખવું એના જેવું ઉત્તમ જ્ઞાન બીજું એકે નથી.

---

## સેથોસ.

"પીંપલ પાન ખરંત, હસતી કુંપળિયાં,
અમ વીતી તમ વીતશે, ધીરાં બાપડીયાં."

એ ઈજીપ્ટનો બાદશાહ હતો. અભિમાનમાં તે એટલો તો આગળ વધી ગયો હતો કે ઘોડા પાસે પોતાની ગાડી ખેંચાવવાને બદલે તે પોતાના મંડળિક રાજાઓ પાસે તે ખાંતથી ખેંચાવતો હતો. એકવાર ગાડી ખેંચતાં ખેંચતાં તેમાંનો એક ખંડીયો રાજા આતુરતાથી તેના પૈડાં તર્ફ નિહાળતો હતો, તે જોઈને આ મદાંધ મહિપતિએ તેને પૂછ્યું કે—પૈડામાં એવું તે શું વિસ્મયકારક છે કે તું તે તર્ફ વારંવાર જુએછે ? ત્યારે તે ખંડિયા રાજાએ પ્રત્યુત્તર આપ્યો કે—" એ જોવામાં બીજો તો કાંઇ સાર નથી, પણ એથી હું જરા મારૂં મન વાળુંછું કે પૈડાંનો સૌથી નીચેનો આરો પણ ફરતો ફરતો ઊંચે આવેછે." બાદશાહ તેનું એ ભેદભરેલું બોલવું સમજી ગયો, અને સુભાગ્યે તેમાંથી સાર ગ્રહણ કરીને તેણે તરત પેલા ખંડીયા

રાજાઓને રજા આપી અને તે દિવસથી તે પોતાની ગાડી ઘોડાઓ પાસે ખેંચાવવા લાગ્યો.

---

## સૂમના સરદાર.

### ડેનીઅલ ડૅન્સર.

એ સૂમનો સરદાર હતો. એની કંજુસાઇ આગળ બીજા ઘણા કંજુસની કંજુસાઇ પાણી ભરે એવી હતી. ડૅન્સરનો પિતા પુષ્કળ પૈસો મૂકી ગયો હતો પણ તેનાપર સંતોષથી રહે એવો એ સૂમ નહોતો. ધનદોલતના તેને નિરંતર સ્વપ્નાં આવતાં હતાં. નાણાં દેખીને તે નાચતો હતો. એને કરોડપતિ થવાની અત્યંત ઉમેદ હતી. જેમજેમ પૈસો વધતો ગયો તેમતેમ તે બહુ બખીલ થવા લાગ્યો. ખાવાપીવામાં સઘળો પૈસો ઉડી જશે અને હું થોડા વખતમાં પાયમાલ થઈ જઈશ એવો એક નહીં મટે એવો વ્હેમ તેના મગજમાં પેસી ગયો હતો. "ઘેર ખાવું અને ઝેર ખાવું." એ તેના મનથી સરખું હતું. તે પોતાની જાત બાળીને જીવનારો થયો હતો. બે પૈસા મળતા કે બચતા હોય તો કશી તરેહની લાજ શરમને તે લેખામાં ગણતો નહોતો. તેણે એટલીબધી દોલત વધારી મૂકી હતી કે દર વરસે તેને ૩૦૦૦૦ રૂપિઆ વ્યાજના આવતા હતા. તેને એક બેન હતી. જેમ સગપણમાં તેમજ ગુણમાં તે તેની બેન જ હતી ! ભાઇ કરતાં એ બેન બખીલાઇમાં પોતાના બંધુને ટક્કર મારે તેવી હતી. તેણીની કંજુસાઈ આગળ ડૅન્સરની કંજુસાઈ વટાવમાં આપવા સરખી હતી. એ બેન પોતાના ઘરમાં એકે ચાકર કે ચાકરડી રાખતી નહોતી, પણ તમામ કામકાજ અને વિકટ વૈતરૂં તે પોતાની જાતેજ કરતી. આ દુનિઆમાં જાણે તે લુંડીપણું બજાવવાનેજ જન્મ પામી હતી. તે બેન પોતાના શરીરપર એવાં ફાટયાં તૂટયાં ને મેલાં કપડાં પેહેરતી કે તે જોઈને સુઘડ લોકોને ઘણી સૂગ આવતી હતી. તેઓનું ઘર પણ હાલહવાલ હતું. શેરવાને વાસ્તે હાડકાં જોઇએ ત્યારે ડેનીઅલ ડૅન્સર મામમાં ફરવા નીકળતો અને રસ્તામાં કૂતરાંઓ હાડકાં

કરડતાં હોય તેમની પાસેથી તે ઉપાડી લાવતો હતો. સૂગ સ્વભાવના માણસો પોતાના મનમાં શું સમજતાં હશે? જે પૈસો વાપર્યો તેજ પોતાનો ગણાય છે એ તેઓ સદા ભૂલી ગયેલાં જણાયછે.

પછી ડૅન્સરની મોંઘી બેનને મંદવાડ આવ્યો, અને તે પથારીવશ થઇ પડી. દવા દારૂમાં પાંચ પૈસા વાપરવાનો વખત આવ્યો. જે બેને આખી જીંદગી કાળી મેહેનત કીધી, જે બેને ખરા દિલથી વિકટ વૈતરૂં કરીને-પોતાનું તન ઘસીને પૈસાને જરા પણ ઘસાવા ન દીધો, જે બેનને ભાઇના ઘરમાં સારૂં ખાવા પીવા અને પેહેરવા ઓઢવાનો ઓરતો હતો તો તેણીએ પાંચ પૈસા પરોપકારમાં ખરચી પોતાનો હાથ તે ક્યાંથી હાર્યો હોય? તેવી ઘરવલ્લી બેન આખરે મોતને બીછાને હાય મારતી પડી, પણ તેનું ઓસડ-વેસડ કરવા માટે ડેન્સરની છાતી ચાલતી નહોતી.

આખરે એક ભલા પાડોશીએ બખીલ ડેન્સરને ભલામણ કીધી કે, તમારી બેન બાપડી રીબાયછે તેને માટે કાંઇ દવાદારૂ તો કરો! એ સાંભળીને તેણે થોડી વાર સુધી વિચાર કરીને ઉત્તર આપ્યો કે-પારકા ઘરમાં પટલાઇ કરવી સૌને પ્યારી લાગેછે. મારા ગરીબ ઘરમાંથી પૈસો પાયમાલ કરવાની તમે ઠીક યુક્તિ બતાવી! તમારી ભલામણ પ્રમાણે જો હું ચાલું તો મને બેવડું નુકસાન થાય-મહા પ્રયત્ને મેળવેલા પૈસામાં પૂળી મૂકાય ને વળી હું પરમેશ્વરનો મહા અપરાધી થાઉં!

પેલા પાડોશીએ ચકિત થઇને પૂછ્યું કે-એમાં વળી ઇશ્વરી અપરાધ શાનો? ત્યારે ડેન્સરે પ્રત્યુત્તર આપ્યો કે—પરમેશ્વર જેને મારવા બેઠા તેને આપણે જીવાડવાનો યત્ન કરીએ તો તે આપણાપર કેમ ગુસ્સે ન થાય? પરમેશ્વરના હુકમની આડે આવવાથી આપણું કાંઈ વળે તેમ નથી ત્યારે મિથ્યા માથાકૂટ આપણે શા વાસ્તે કરવી જોઇએ વારૂ? પરમેશ્વરને મનગમતું કરવા દેવું એમાંજ મજા છે. સૌને મરવું છે, કોઈને પાંચ દહાડા વેહેલું અને કોઈને પાંચ દહાડા મોડું. 'તુટીની બૂટી નથી'. "પાંચમની છઠ કરવા કોઇ સમર્થ નથી." "મોત કોઇનું ખાળ્યું

**ખળતું નથી, અને વાળ્યું વળતું એ નથી."** પરમેશ્વરની પ્રીતિ પામવાનો મને ઘણો કોડ છે. આખરે જેની છાયામાં દહાડા નિર્ગમન કરવાના છે તેની સામે નાહક બાથ ભીડવાની જે હિંમત ધરે તેના જેવો અભાગ્યો બીજો કોણ? એવા કલ્પિત બ્હાનાં કાઢીને એ બબીસે પોતાની બેનને દવા આપી નહીં તેમજ જોઇતો ખોરાક પણ ખવરાવ્યો નહીં. ભૂખ ને દુઃખના બેવડા મારથી તે બાપડી બહુ હેરાન થતી હતી ત્યારે સર હેનરી ટેમ્પેસ્ટ નામના એક ઉમરાવની વિધવાએ અનુકંપાની ઉત્તમ લાગણીથી તેણીની કેટલીક રીતે બરદાસ કીધી.

થોડા દિવસ પછી એ બેન મરણ પામી ત્યારે તેનો વારસો લેવાને તેણીના બીજા બે ભાઇઓ તરત દોડી આવ્યા. ભાગ લેવો કોને ન ગમે? બેન આજારી પડી હતી ત્યારે આંગણે પણ ડોકાતા નહોતા તેઓ હવે સગી બેનનું સગપણ કાઢી સત્વર આવી ગળ્યા. ડેન્સરે ભાગલાગ આપવાની ચોખ્ખી ના પાડવાથી તેઓ ઇનસાફની દેવડીએ ગયા.

ઉભય પક્ષની તકરાર અને દલીલ સાંભળીને ન્યાયાધીશે ફેંસલો આપ્યો કે—ડેન્સરે ૩૦ વર્ષ પર્યંત પોતાની એ બેનને પાળી તેના બદલામાં ૯૦૦૦ રૂપિઆ અને તે છેલ્લા બે વર્ષ ખાટલે પડી તેની માવજતના ૧૦૦૦ મળીને કુલ ૧૦૦૦૦ રૂપિઆ તેણીની મિલકતમાંથી ઉપરથી ડેન્સરને આપવા, અને બાકી જે મિલકત રહે તે એ ત્રણે ભાઈઓએ સરખે ભાગે વેહેંચી લેવી.

પછી ડેન્સરે પોતાની જોડ ગોતીને 'ગ્રીફ્સ' નામના માણસને પોતાને ત્યાં ચાકર રાખ્યો. **"જાતે જાત મળ્યા ને ભવના ફેરા ટળ્યા."** આગળના વખતમાં એ ચાકરને દર વરસે ફક્ત ૧૦૦ રૂપિઆ મળતા હતા, એવા કંગાળ પગારમાંથી પણ કંજુસાઇ કરીને તેણે ૫૦૦૦ રૂપિઆની મુડી કરી હતી. જ્યારે ડેન્સરને ત્યાં તે ચાકરીએ રહ્યો ત્યારે તેની ઉમર ૬૦ વરસની હતી. ડેન્સરે મોટા મનથી તેનો ત્રણ રૂપિઆનો દરમાયો કીધો હતો. ડેન્સર એક રસ્તે જાય એટલે તે બીજે રસ્તે હાડકાં ભેળાં કરવા સારૂ ભટકતો હતો. મદિરા પીવાનું મન થાય

ત્યારે શેઠ સાહેબ પોતાના ચાકરને જોડે લઇને પીઠાગાં ઠેકઠેકાણે ફરતો અને જાણે કેવીએ મોટી ખરીદી કરવી હોય તેમ ઠાવકું મોઢું રાખીને તેઓ સઘળે ઠેકાણેથી મફતનો દારૂ ચાખતા હતા. શેઠ પ્યાલો ગટગટાવી જઈને પોતાના ચાકરને પૂછે કે—અલ્યા મને તો આ મદિરાનો સ્વાદ સારો લાગતો નથી, અને એમાં માથું ફાટી જાય એટલીબધી દુર્ગંધ આવેછે. મને હમણા કેટલાક દિવસ થયા તાવ આવેછે તેથી મારૂં મોઢું બગડી ગયું હશે. માટે પીટર્સ, આમાંથી નમુના તરીકે થોડોક દારૂ લઇને તું પી જો. તને જો પસંદ પડે તો આમાંથી જથાબંધ ખરીદી લઈએ. બાપડો દારૂવાળો સામટો ખપવાની લાલચથી એક મોટી પ્યાલી ભરી તે ચાકરના મોઢા આગળ ધરે એટલે તરત તે પી જાય અને પછી જરા નાખુશ ચેહેરો કરીને શેઠને કહે કે—આપનું કહેવું બરાબર છે. આ માલ છે તો ઠીક પણ તે આપણે જેવો જોઇએ તેવો ઉંચી પંક્તિનો નહીં. ચાલો શેઠ સાહેબ, આપણે બીજે એકાદ સ્થળે તપાસ કરીએ. આ કરતાં જો બીજો મનપસંદ માલ મળે નહીં તો પછી આમાંથી દશ ગ્યાલન લેઇએ ! એમ કહીને બીજી દુકાને જાય એટલે બાપડો તે પણ ડૅન્સરની જાળમાં ફસ્યા વિના રહે નહીં. ત્યાં વળી મીઠું મરચું ભભરાવી થોડી વાતચીત કરી થોડો દારૂબારૂ ચાખવો કરવો હોય તે ચાખી કરીને વળી ત્રિજી દુકાન તર્ફ પોતાનાં પનોતાં પગલાં કરે. પગ ઘરના હતા તેમ જીભ પણ ઘરની હતી. એમ પીઠામાં ફરી ને ખૂબ મદીરા ઠાંસીને મફતની મજા કરતા હતા!

ડૅન્સરના મોજાંપર એટલાં તો થીગડાં હતાં કે અસલની બનાવટ સૂક્ષ્મદર્શક યંત્રથી પણ જોતાં જણાઇ આવે નહીં. મીણબતી મેળવવાની તેની યુક્તિ ઘણીજ આશ્ચર્યજનક હતી. જેઓ તમાકુ સુંઘતા તેમની પાસે સુંઘવાને બ્હાને તેના મોટા ચપટા ભરીને ખૂણેખોચરે જઇને તે પોતાની ડાબલીમાં એકઠી કરતો. ડાબલી પુરેપુરી ભરાઇ રહે એટલે તે બજારમાં જતો અને વેપારીને તમાકુ આપીને તેને બદલે તે મીણબતીના કકડા લાવતો હતો. જ્યારે તે સૂવા જાય ત્યારેજ તે મીણબતી બાળતો હતો. જેવો તે પથારીમાં પગ મૂકતો કે તરત તે મીણબતી બુઝાવી નાખતો હતો.

ડેન્સર મોઢું ધોવામાં સાબુ **વાપરતો નહોતો,** પણ જ્યારે તડકો પડે ત્યારે કોઈ ખાબોચીઆમાંથી મજેની ઝીણી રેતી લેઈને તે મોઢાપર સાબુને બદલે અચ્છી તરેહથી ઘસતો હતો ! પછી તડકે ઉભો રહીને તે પોતાનું શરીર સૂકવતો જેથી તે બિચારાને ટુવાલનું ખરચ કરવું ન પડે.

એક દહાડો ૨૦૦૦૦ રૂપિઆની સરકારી નોટો લેવાને તે લંડન ગયો, ત્યારે ત્યાંની બજારમાં તેને એક ભીખારી સમજીને એક પરોપકારી પુરૂષે તેના તર્ફ એક પૈસો ફેંક્યો, તે લેવાને ડેન્સર પેહેલાં તો શરમાયો, પણ એવામાં તેને યાદ આવ્યું કે-કોડી પણ કામની છે. ગાંડે હોય તે ખપતું છે. ભલા પૈસો તો પૈસો. એક દિવસનું શાક નીકળશે. ને અહીં કોણ ઓળખનાર છે એમ વિચારીને પૈસાને તરત ગજવું બતાવ્યું !

સોંઘામાં સોંઘા વસ્ત્રોનો તેને અતિશય શોખ હતો, અને તે વસ્ત્રો કોહીને શરીર ઉપરથી ખરી પડે નહીં ત્યાંસુધી તે તેમને વીલાં મૂકતો નહીં. તે પોતાનાં કપડાંનો ધોબીઓને કદી સ્પર્શ થવા દેતો નહીં. ડેન્સરના બેહદ બખીલપણાથી બહુ નારાજ થઇને લેડી ટેમ્પેસ્ટ તેને વારંવાર સુબોધ આપતી કે-ડેન્સર, બાપુ, કાંઇક તો સમજ. હવે વૃદ્ધ થયો. મરવાને ભોંય સુંઘેછે. છેવટ જતાં કાંઈક તો હાથ હાર. નામ પ્રમાણે બે પૈસા વાપર. સારી રીતે પેહેર, ઓઢ, ખા, પી, ને પાંચ પૈસા પરોપકારમાં ખરચ. મરી ગયા પછી એક દમડી પણ તારી સગી થશે નહીં-એક પાઇ સરખી પણ તારી સાથે આવશે નહીં. સૌ અહીંનું અહીં પડ્યું રહેશે, ને તારા પૈસાથી કોઇ મોજ મારશે. આખી ઉમર દેહને દમીને, દમડા મેળવવામાં તેં કશી કચાશ રાખી નથી. કાયાને કષ્ટ આપવામાં તું સૌથી એકકો કહેવાયોછું; પણ હવે જતે દહાડે જરા વિચાર કર. ખાવા પીવાનું તો ભાગ્યું પણ લૂગડાંલત્તાંનું તો કાંઈ ઠીકઠાક કર, અને લોકો તારા નામપર ધિક્કારથી થુંકેછે તે વાત તો જરા ગળે ઉતાર. હવે આખર • અવસ્થાએ થોડીઘણી આબરૂ પામવાને તારા કાળજામાં કાંઇક તો કાળજી રાખ. ભલા મારા વચન ખાતર, અને સમજ તો તારા નામ ખાતર દાનનો થોડો

ઘણો પણ તારા દેહ સારૂ ઉપયોગ કર. જોની તારી ટોપી! તે કેવી ફાટી-ને તુટી ગઇછે? હવે એને બદલે બીજી લે તો ઠીક. એમ અત્યાગ્રહ કરીને એક યાહુદી પાસેથી થોડી જૂની ટોપી આઠ આને વેચાતી અપાવીને તેને તેજ વખતે પેહેરાવી. બીજે દિવસે તેના માથાપર પાછી પેલી અસલી ટોપી જોઇને લેડી ટેમપેસ્ટે તેને અધિરાઇથી પૂછ્યું કે–કેમ ડેન્સર, તને કાલે ટોપી અપાવી હતી તે ક્યાં છે? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે; તમે જરાએ ગભરાતા ના. તમારા સેવકને મોટો લાભ થયોછે. પછી તે બોલ્યો કે–

ચોપાયા છંદ.

ટોપી તો સારા શુકનની, તમે લઇ આપી જે કાલ,<br>
લીધેલી હતિ આઠજ આને, બારજ આને વેચી હાલ,<br>
આપીછે ચાકરને મારા, થયો શીર તેને ઉપકાર,<br>
સે'લ કરી દિન એક મફતમાં, મળ્યા નફાના આના ચાર.!

એક દિવસે લેડી ટેમપેસ્ટે એક જાતની માછલીને મદિરામાં રાંધીને ડેન્સરને ભેટ મોકલી. ભોગજોગે તે કાળે ડેન્સરની દાઢ દુખતી હતી તેથી ઠંડું પકવાન ખવાય તેમ નહોતું, તેમજ તે ગરમ કરવામાં બળતણનો ખરચ કરવો પડે તે પામર ડેન્સરને પરવડે તેમ નહોતું તેથી તેણે એક નવાઇ જેવી યુક્તિ શોધી કાઢી. તે માછલીની રકાબીપર બીજી રકાબી જાળવીને ઢાંકી, તેનાપર તે લગભગ બે કલાક બેઠો અને પોતાના શરીરની ગરમીથી તે પકવાન જરા ગરમ બનાવ્યું. !!

તેની પાસે ઘણીજ પુંજી છે એવી વાત સાંભળીને એક રાતે ચોરોએ તેના ઘરમાં ખાતર પાડ્યું પણ તેમાં તેઓની મુરાદ પાર પડી નહીં. ડેન્સર કાંઈ કાચા ગુરૂનો મુંડેલો નહોતો કે હરામખોરોના હાથમાં આવે એવે સ્થળે તે પોતાના નાણાં મૂકે. ચોરોએ ઘણાંએ ફાંફાં માર્યાં પણ તે ફોકટ. તેમનો દહાડો વળ્યો નહીં. ડેન્સર કરોળીયાના પડ અને જાળામાં પોતાની 'નોટો' સંતાડતો અને ચુલાની રાખમાં પોતાની ગીનીઓ છુપાવતો હતો!

તેની પાસે એક કૂતરો હતો તેને તે દરરોજ એક નળી ભરીને દૂધ

પાતો હતો. પણ એક વાર તેના કાનપર વાત આવી કે તે કૂતરો પાડોશીના મેંઢાપર તરાપ મારેછે ત્યારે તેણે વિચાર કર્યો કે—અપરાધ કરશે કૂતરો, અને દંડ ભોગવવો પડશે મારે; એ વાત પાલવે નહીં. તેથી તેની આગળથી પાળ બાંધવા સારૂ તેણે એ કૂતરાના સઘળા દાંત વેહેરાવી નાખ્યા!

૭૮ વર્ષની વયે તે સૂગ મરવા સુતો ત્યારે તેની શુભેચ્છક લેડી ટેમપેસ્ટે તેને સમજાવવા માંડ્યું કે—તારા શરીરપર પુરતાં લૂગડાં તો રાખ. છેલ્લી ઘડી હવે દૂર નથી. ત્યારે તેણે જવાબ આપ્યો કે-બાઇ, તમે કેમ ભૂલી જાઓછો ? આ દુનિઆમાં નાગા અવતર્યા અને નાગા જવાનું છે! કપડાં પેહેરવાની અગત્ય હોત તો ઇશ્વરને ઘેર શું અછત હતી ? વળી થોડી વાર થઇ એટલે લેડી ટેમપેસ્ટે કહ્યું કે—વારૂ ડેન્સર તારા માથા તળે એક તકીઓ તો રાખ, તે સાંભળીને તે કૃપણે પ્રત્યુત્તર આપ્યો કે—તકીઆની શી જરૂર છે ? એવા મફતના પૈસા કોણ ઉડાવે ? પણ ચાલો તમારા વચનનું માન રાખવા માટે ઘાસનો એક પૂળો મંગાવો એટલે તેને મખમલનો તકીઓ માનીને માથા તળે મૂકું!

તેના મરણ પછી તેનું ઘર લેડી ટેમપેસ્ટના ભાઇ મિ. હોમ્સના હાથમાં આવ્યું. ઘણા દહાડા સુધી શોધખોળ કરી ત્યારે ડેન્સરની દોલત હાથ લાગી. છાણાના ઢગલા તળેથી ૨૫૦૦૦ રૂપિઆની થેલી નીકળી. ઘાસની ગંજીમાં દાટેલા એક જૂના બદીઆનના મજવામાંથી ૫૦૦૦ રૂપિઆ મળ્યા અને એક ખૂણે પડેલી પેટીમાંથી એક જૂના કાગળમાં લપેટેલી ૬૦૦૦ રૂપિઆની 'નોટો' નીકળી. વળી તે એટલી જમીન મૂકી ગયો હતો કે જેની વરસની આમદાની ૩૦૦૦૦ રૂપિઆની થતી હતી!

છતી દોલતે માણસ કેવું દરિદ્રપણું ભોગવેછે તેનો ડેન્સર એ એક અસરકારક નમુનો છે.

### દોહરો.

ચમડી તૂટે તન તણી, છૂટે ન દમડી એક;<br>
લેણુ દેણુ વ્યવહારનો, ન લહે સૂગ વિવેક.

## જેમ્સ ટેલર.

### દોહરો.

વર બનિ લક્ષ્મી વાપરે, ઉરના જનો ઉદાર;
સેવક થઇને સાચવે, સૂગ તણા સરદાર.

**બુલાખીરામ.**

એ બખીલ લીસ્ટર પરગણાનો વતની હતો. નાનપણથી તેને શાળવીનો ધંધો શીખવ્યો હતો પણ તે તેના મનને અનુકૂળ આવતો નહોતો. મોટો થયો ત્યારે એ ધંધો પડતો મૂકીને તે સટ્ટાદલાલ થયો, તેમાં તેને ઘણો તડાકો પડવાથી તે ૨૦૦૦૦૦૦ રૂપિઆનો માલિક થયો.

એટલીબધી દોલત છતાં તેનો પોશાક એક ભીખારી કરતાં પણ ઉતરતો હતો. એક સડેલી ધાબળી એ તેનો મુખ્ય શણગાર હતો. તેના અંદરનાં લૂગડાં એક ચીંથરીઆ બાવાને પણ લજવે તેવાં હતાં. ગરીબમાં ગરીબ મજૂર ખાય તે કરતાં પણ તે ઉતરતો ખોરાક ખાતો હતો, એમ છતાં તે પેટપૂરણ તો નહીંજ. જ્યાંસુધી કોઈ પાડોશીને ત્યાંથી એઠુંજુઠું મળે અથવા કોઇને ઘેરથી જમવાનું તેડું આવે ત્યાંસુધી પૈસા ખરચવાને તે ખુશી નહોતો. **"જ્યાં મળે રોટી ત્યાં પડે લોટી"** એ ઉપયોગી કહેવતનો તે ભક્ત હતો. જમવાની વેળા વીતી જાય અને કોઇને ઘેરથી કશું મફતીઉં ખાવાનું મળે નહીં ત્યારે પછી લાચારીથી તે બજારમાં જઇ પાતળું પોચું અનાજ લાવી શેકલાં શેકી ખાતો હતો ! તે ઘણીવાર કહેતો કે રાંધવાની કડાકુટ મને ગમતીજ નથી !

પલંગ શું ચીજ છે તે વિષે તેને ખબરજ નહોતી ! પૃથ્વી એ તેની પથારી અને આકાશ એ એની ચાદર હતી. તેનું ઘર એવું તો કંગાળ દેખાવતું હતું કે તેમાં રહેવાને કોઈ ભીખારી પણ ખુશીથી કબૂલ ન કરે !

તેનાં લૂગડાં અગણિત સાંધા અને થીગડાંથી દેદીપ્યમાન હતાં ! તેનાં ખાસડાં તેના લૂગડાંથી કોઈ પણ રીતે ઉતરે તેવાં નહોતાં. અલબત તે પચાશેક વખત ચમારની મુલાકાત લેઈ આવ્યાં હશે. એક ખાસડામાંથી અંગુઠો તો બીજામાંથી એક બે આંગળાં બહાર નીકળી ખુલ્લી હવા ખાતાં હતાં.

અમેરિકાની લડાઇ બંધ પડ્યા પછી ડ્યુક ઑફ્ નોર્થહમ્બરલાંડને કોઈ જાગીર લેવાને માટે ૭૪૦૦૦૦ રૂપિઆ જોઇતા હતા. એટલી રકમ ધીરી શકે એવા કોઇ શરાફને શોધી લાવવાને તેણે પોતાના દલાલને ફરમાવ્યું. તે દલાલે જેમ્સ ટેલરને શોધી કાઢી તેની સાથે ઠરઠરાવ કર્યો. મુકરર કરેલે દિવસે દસ્તાવેજમાં સહી કરાવવા સારૂ તે દલાલ જેમ્સ ટેલરને ડ્યુકના દીવાનખાનામાં લેઈ ગયો. ડ્યુકના માનની ખાતર ઉંચો પોશાક પેહેરી આવવા માટે તે દલાલે તેને ઘણી આજિજી કરેલી હોવાથી તેણે ઘોડાને ખરેરો કરનાર કોઈ ચાકરનો પોશાક માગી લાવી પેહેર્યો હતો! તેના મનમાં એમ હતું કે આ ઉંચો પોશાક અવલોકીને ડ્યુક ઘણો આનંદ પામશે! પણ થયું એમ કે તેના કંગાળ પોશાક પરથી તેને ભીખારી સમજીને ડ્યુક તેને કાંઇક આપવા જતો હતો પણ તેવામાં દલાલે ઈસારત કરી સમજાવ્યું કે એ ભીખારી નથી પણ પૈસા ધીરનાર છે; એ જાણીને ડ્યુકની અજાયબીનો કશો પાર રહ્યો નહીં. પછી ડ્યુકે તેને આવકાર આપ્યો. રીતસર દસ્તાવેજ થયા પછી ટેલરે તેને એકજ બૅન્કમાંથી ૭૪૦૦૦૦ રૂપિયા અપાવ્યા!

એક દિવસે કેટલીક કુળવાન સ્ત્રીઓ એક મેવાવાળાની દુકાનેથી કાંઇ મેવો લેતી હતી તેમની તર્ફ આ કંજુસે એવી તો આતુરતા અને દિનતાથી જોયા કીધું કે તે સ્ત્રીઓને તેની ઘણી દયા આવી. તેઓ સમજી કે આ બિચારો કોઈ ખરેખર કંગાળ છે તેથી એણે કદાચ એની જીંદગીમાં મેવાનો સ્વાદ ચાખ્યો નહીં હોય. પછી એક સ્ત્રીએ તેના ભણી એક પાવલી ફેંકી જે તેણે ઘણીજ નમ્રતાથી ઉપકાર માનીને લીધી. એ પાવલી લેઇને તે તરતજ પાસેની દુકાનપર ગયો અને ત્યાંથી બે ચાર પૈસાનો કેટલોએક કચરા જેવો પણ વજનમાં વધારે દેખાય એવો સામાન લેઇ, તેમની ઉદારતાનો યોગ્ય ઉપયોગ કર્યોછે એવું બતાવવાને તે સ્ત્રીઓ પાસે જઇ તેમને સલામ કરીને તે ચાલતો થયો.

પછી તે એકાએક ઘણો માંદો પડ્યો ત્યારે પણ તેણે એટલી તો

કૃપણતા દર્શાવી કે પોતાની દવા કરવા સારૂ એક દાકતરને પણ બોલાવ્યો નહીં. દવાદારૂ વગર તેનું દરદ વધી પડયું તે એટલે સુધી કે હવે તે આ દુનિઆમાં વધારે દહાડા ટકી શકે નહીં. તેને પણ જણાયું કે હવે પોતાની આખર આવી પહોંચવાની તૈયારી છે. પછી પોતાના આત્માના હિતાર્થે પ્રાર્થના કરવાને બાર હજાર રૂપિઆ આપવાનું કબૂલ કરીને એક પાદરીને તેણે તેડાવ્યો. એટલી બધી હિંમત ચલાવી બાર હજાર રૂપિઆ ખરચવા કાઢયા એ તમને નવાઇ જેવું જણાશે, પણ વિશેષ આશ્ચર્ય પામવા યોગ્ય તો એ છે કે જ્યારે તે પાદરી આ રકમ લેવા આવ્યો ત્યારે તેણે પોતાની કંજુસાઇનો ઘણો અચ્છો અને છેલ્લો નમુનો બતાવ્યો !

તેણે પેલા પાદરીને કહ્યું કે-હું જેને રૂપિઆ આપું છું તેની પાસેથી બાર માસનું વ્યાજ કાપી લઉંછું માટે તમે પણ એ રીતે કાપી આપીને બાકીના રૂપિઆ સુખેથી લેઈ જાઓ !

એ સાંભળીને તે પાદરીએ તેને ઘણી રીતે સમજાવ્યો કે-ભલા, મારી પાસેથી તો રહેવા દે. "**એક ઘર તો ડાકણે પરહરે છે.**" તારે માટે મેં શુદ્ધ અંતઃકરણથી ઘણી પ્રાર્થના કરીછે પણ "**પથ્થર ઉપર પાણી.**" ટેલરના વજ્રવત્ હૃદયપર એથી કશી અસર થઈ નહીં.

તેણે જવાબ આપ્યો કે-વ્યાજ કાપી લેવું એ તો મારો ખાસ ધારો છે તે છેલ્લી ઘડીએ પણ મારાથી કેમ ફેરવી શકાય ? માટે ખુશી હોય તો વ્યાજ કાપી આપો, નહીંતર આ રસ્તો રહ્યો! આખરે વ્યાજ કાપી આપીને તે પાદરી બાકીના રૂપિઆ લેઈ ગયો, પછી થોડા કલાકમાં આ કંજુસની આખર આવી.

---

## વેન્ડીલ.

ઉમેર.

**કરિ કરિ કસર કુટે પેઠ, નીચાં કામ નીરમી નેટ;**
**ન જુએ દહાડ વરષા ઘામ, નરતું તેજ કંજુસ નામ. ૧**

એ પારીસ નગરનો એક અતિ પ્રખ્યાત કંજુસ હતો. તેની દોલત હજારોથી નહીં પણ લાખોથી લેખાતી હતી. પૈસાને તે પરમભાવથી પુજતો હતો, અને તેનું જતન કરવામાં તે કોઇ પણ પ્રકારની કસુર કરતો નહોતો. તે ઘરબાર રાખતો નહોતો પણ કોઇ ગરીબ સ્ત્રીને અલ્પ લવાજમ આપીને તેને ત્યાં ગમે તેવી વસ્તુથી તે પોતાનો ગુજારો કરી લેતો હતો. "**એક તોલડી તેર વાનાં માગે**" એ કેહેવત તે બરાબર સમજતો હોવાથી ઘરબારની કડાકૂટમાં પડવાનું તેને ગમતુ નહોતું. તે કંજુસ હતો એ વાતની અમે ના પાડતા નથી તોપણ તે પ્રત્યેક રવિવારે સાગટી અકેકી પાઇ ધર્મખાતે આપી દેવામાં પાછી પાની ધરતો નહોતો !

એના નસીબે યારી આપવાથી બુલોન શેહેરના માજિસ્ટ્રેટની મોટી પદવી તે પામ્યો હતો, તેથી મફતનો માલ મેળવવાને તેને કેટલીક તરેહની સેહેલાઇ થઇ પડી હતી. સૂકા રોટલાના કડકા કરી પોતાના ગજવામાં ભરી તે બજારમાં જતો અને દૂધ વેચનારાઓને પોતાની પાસે બોલાવતો અને દૂધમાં દગો કર્યોછે એમ કહીને તેઓને ધમકાવતો હતો. બાપડા દૂધ વેચનારાઓ દિનતાથી સોગન ખાઇ ના પાડતા હતા કે તેઓ દૂધમાં કશી તરેહનો દગો કરતા નથી, પણ તે આપણા પહોંચેલા વેન્દીલના ગાનવામાં આવતું નહોતું ! દૂધનો તે પારેખ હતો તેથી સઘળાઓનું દૂધ થોડુંથોડું ચાખીને તેમને જવા દેતો હતો. આડુંઅવળું જોઈને રોટલાનો કડકો પોતાના મોઢામાં મારતો અને પરીક્ષાને બ્હાને દૂધનો ઘુંટડો પીને રોટલો ગળે ઉતારતો હતો, એમ જેટલા કકડા રોટલાના હોય તેટલા ઘુંટડા પીને તે પોતાને માર્ગે લાગતો હતો. દિવસેદિવસે તેની આ યુક્તિ ઉઘાડી પડવાથી કેટલાક દૂધવાળા દૂધ ચખાડવાને ના પાડવા લાગ્યા ત્યારે તે પોતાના સિપાઈઓ પાસે ધક્કા મરાવી તેઓને પકડી જતો હતો. "**જર નામ જપના ને પરાયા સો અપના**" આવી કંજુસાઇથી અધિક દોલત એકઠી કરીને તે સરકારને વ્યાજે ધીરતો હતો !

બુલોન શેહેરથી તે જ્યારે પારીસ જવા નીકળ્યો ત્યારે તે પગે પાળો ચાલવા લાગ્યો. કોઈએ પૂછ્યું કે-"સાહેબ, ગાડી કેમ કરતા નથી? ત્યારે તેણે જવાબ આપ્યો કે ગાડીએ બેસતાં મને ફેર ચડેછે! રસ્તે જતાં ભાતું રાખતાં તેને ભાર લાગતો અને રૂપિઆ રાખતાં લુટારાની તે અતિશે ધાસ્તી રાખતો હતો; તોપણુ પોતાની આબરૂ પ્રમાણે તેણે બે આના રોકડા પોતાના પાટલુનમાં છૂપાવી રાખ્યા હતા! બે આના હોય તો ઘણે ઠેકાણે કામ લાગે તેથી તે રસ્તામાં ભીખ માગી ખાતો હતો. રસ્તામાં કોણુ જાણવા બેઠુંછે કે આ વેન્દીલ સાહેબ છે?

ઈ. સ. ૧૭૩૪ માં જ્યારે કડકડતો શિઆળો પડયો ત્યારે તાપ કરવા માટે થોડાં લાકડાં લેવાની તેણે હિંમત ચલાવી. એક લાકડાં વેચનાર સાથે અતિશે રગઝક કરી તેણે સૌથી ઓછે ભાવે લાકડાં પંઠયાં, પણ વેન્દીલની કંજુસાઇ કાંઇ ઓછી નહોતી, તેથી તે ચોરી કરવાને પણુ ચૂકયો નહીં. લાકડાં ચોરવામાં ફતેહમંદી મળવાથી તેના હર્ષનો પાર રહ્યો નહીં, તેથી તેને તાવ આવવા લાગ્યો. પાંચ સાત દહાડા સુધી દવાદારૂ વિના તેણે ચલાવ્યું પણુ તાવ વધતો જવાથી આખરે એક દાક્તરને બોલાવવાની તે બાપડાને માથે ફરજ આવી પડી! દાકતરે સંગરા મૂકવાનો એક રૂપિઓ માગ્યો પણુ તે ભાવ આકરો પડવાથી તેણે એક બીજા દાક્તરને બોલાવ્યો, તેણે બાર આના માગ્યા, તે પણુ ભારે પડવાથી આખરે એક હજામને તેડાવ્યો. હજામે સંગરા મૂકવાના બે આના માગ્યા તે કેટલીક આનાકાનીએ વેન્દીલે કબૂલ કીધા પછી તેને પૂછ્યું કે-

"ભાઇસાહેબ, કેટલી વખત સંગરા મૂકવી પડશે?"

"ત્રણુ વખત." હજામે જવાબ આપ્યો.

"ત્રણુ વખત? ત્યારે સાહેબ કૃપા કરી મને કહો તો ખરા કે-ત્રણુ વખત મળી કેટલું લોહી કાઢશો?"

"દરેક વખતે આશરે અચ્છેર લોહી કાઢવું પડશે."

"ભાઈ સબુર કર." વેન્દીલ બોલ્યો, "મને જરા હિસાબ કરવા દે.

છ આના તો ઘણા થયા. એ તો મોટો જૂલમ થયો. કાંઇક ઓછું કર."

"એમાંથી કશું પણ ઓછું થઇ શકે તેમ નથી. તમારી પાસે વધારે ચાલશે નહીં એમ ધારીને મેં એક ફૂટી બદામનો પણ ફેર રાખ્યો નથી."

"ચાલ ભાઇ, તારે ઓછે ન પાલવતું હોય તો દોઢશેર લોહી સામટું કાઢ કે બે આનામાંજ કાસર પતે."

"સાહેબ, એમ ન થાય, એટલુંબધું લોહી સામટું કાઢવાથી તમારો જીવ જોખમમાં આવી પડશે માટે હું કહુંછું તેમજ કરો. હદ વગરનો લોભ કરવાથી હાથે કરીને મોટી પીડા વ્હોરી લેશો." "દાક્તર સાહેબ, **"સ્વાર્થ આંધળો છે"** એ ખોટું નથી. તમારા ઘરમાં સોળ પૈસા વધારે આવે માટે તમે મને આડુંઅવળું સમજાવવા માગોછો, પણ સાહેબ વિચાર કરો. પૈસા જેવી ચીજ મફતની કોણ આપેછે? તમે તમારા ઘરમાં આવતું વાંચોછો, પરંતુ મારે પણ મારો હિસાબ તપાસવો જોઇએ કે નહીં?

આટલુંબધું છતાં વેન્દીલ એકનો બે થયો નહીં. તે તો બસ હઠ લઇને બેઠો કે "ગમે તે થાય તોપણ છ આના તો મારે પાલવતા નથી. બે આનામાં પતતું હોય તો પતાવો. ભલા તમારા ઘરમાં બે આના આવતા હોય તો હું ખુશી છું."

અંતે હજામે ફસ ખોલીને દોઢશેર લોહી કાઢયું, તોપણ વેન્દીલે બે આના રોકડા ન આપતાં વાયદો કર્યો. આટલુંબધું લોહી જવાથી વેન્દીલના શરીરમાં નબળાઇ આવી અને એ થોડા દિવસમાં મરણ પામ્યો. જ્યારે તે મરવા સૂતો ત્યારે હિસાબ કાઢતાં તે દિલગીર થયો કે રવિવારે રવિવારે અકેકી પાઈ આપતાં લગભગ બાવીશ રૂપિઆની રકમ થઇ! વાલીવારસ નહીં હોવાથી તેની પુંજી (૮૦૦૦૦૦ રૂપિઆ) સરકારને હસ્તક ગઈ.

---

## ઉડાઉ.

" Oh luxury! thou curst by Heaven's decree ".

GOLDSMITH.

પોતાના ઉદર નિર્વાહને માટે એક માણુસને પાંચ પચીશ રૂપિઆ પુરતા છે, પણ શોખને સારૂ તો આખી સૃષ્ટિનો ખજાનો પણ ઓછો છે. અવનિમાં કેટલાંક માણુસ કૃપણ તો કેટલાંક ઊડાઉ હોયછે. કંજુસ એવી ઉમેદથી ધન સંગ્રહ કરેછે કે જાણે તેઓનો યુગનાયુગ પર્યંત અંત આવવાનો ન હોય, અને ઉડાઉ એવી આતુરતાથી ધન ઉડાવેછે કે જાણે તેઓ કાલે સવારમાંજ મરણ પામવાના હોય. એ ઉભય પક્ષની કરણી અનુચિત છે. સૂમ પોતે પોતાને ભારે પડેછે પણ ઉડાઉ તો પોતે આખા દેશને ભારે પડેછે. તેમનાં ઉડાઉપણાની પરિસિમા પામી શકાતી નથી. રૂપિઓ એ તેઓને મન કાંકરા સમાન પણ હોતો નથી. ઉડાઉ માણુસની સંપત્તિ એ જાણે **"ફુકીરીયું સોનું"** છે. અખૂટ ગણાતો ભંડાર પણ તેમનાં ઉડાઉપણા આગળ અલ્પ કાળમાં ઉડી જાયછે. એક હજાર કુબેર ભંડારીના ભંડાર ઉડાઉ આદમીના ઉરથી બેશક ઓછા છે. કાંઇજ નહીં પણ માત્ર શોખને ખાતર તેઓ હજારો અને લાખો રૂપિઆપર કાચી ઘડીમાં પાણી ફેરવેછે. નિરૂપયોગી વસ્તુપર હદ ઉપરાંત ખરચ કરીને તેઓ ભિક્ષુક સરખા બની જાયછે. કેહેવત છે કે **"મળે તો મીર નહીં તો ફકીર."** ખરેખર જોઇએ તો ઉડાઉ માણુસો ભાન વિનાનાં હોયછે. એવા ફુક્કડ આદમીઓને આગળ પાછળનો જરા પણ વિચાર આવતોજ નથી. આસપાસના ખુશામતીઆ ચડાવેછે એટલે તેઓ ફુલને ઘોડે ચડે છે, પણ પછી પોક મૂકીને રૂએ એટલી પાયમાલીમાં તેઓ આવી પડેછે. એમ થાયછે ત્યારે પેહેલાં જેઓ તેને વખાણુતા તેઓજ તેમને વખોડે છે. ઉડાઉપણાનો આરંભ કદી મીઠો લાગે પણ તેનો અંત અત્યંત કડવો થાય એ નિઃસંદેહ છે. **"દીવાળીયાને છેલ્લા દહાડાની શી ફિકર?"** કેટલાક ઉડાઉ માણુસોને તેઓનો ખજાનો ખુટી ગયા પછી આત્મઘાત કરવો પડયોછે એવા દાખલા ઈતિહાસમાં નોંધાએલાછે. પૈસાની પાયમાલી થયા પછી તેઓ તે વિષે પશ્ચાતાપ કરેછે, પણ આપણી પ્રાચીન કહેવત છે તેમ **"ગરથ ગયા પછીનું જ્ઞાન અને રાંડયા પછીનું ડા-**

**હપણ કશા કામમાં આવતું નથી."** સંસાર વ્યવહારનું જીવન પૈસો છે, તેને નિરર્થક ઉડાવી દેવો એ અનુચિત છે. ઉદારતા અને ઉડાઉપણામાં અધિક અંતર છે. ઉદારતા ઉત્તમ અને ઉડાઉપણું અધમ ગણાયછે. અમિત વ્યય દુઃખનાં ઉંડાં મૂળ રોપેછે.

## હીલી યોગ બાલસ.

દરેક કરકસરીયા માણસને પરોપકારી ગણવો, અને દરેક ઉડાઉને અવનિનો અરિ પ્રમાણવો." **સ્માઇલ્સ.**

એને ઉડાઉપણાને માટે આપણે આરંભમાંજ યાદ કરીશું. એ રોમન શેહેનશાહ ઉડાઉપણાનો અબ્ધિ હતો. એની રેહેણીકરણી એટલી તો ખરચાળ હતી કે તેને માટે અખિલ જગતનો ખજાનો ખુટી જાય. સાદો પોશાક તેના મનથી આંખના પાટા સમાન અળખામણો હતો. સોનેરી પોશાકપર હીરા, માણેક, અને મોતી વગેરે જડાવી તે પ્રતિદિન પેહેરતો, અને બીજે દહાડે તે ઉતારી નાંખી બીજાઓને આપી દેતો. એકવાર પહેરેલો પોશાક ફરી પેહેરવો એ પોતાની પદવીથી એ હલકું સમજતો. તેને માટે વીંટી પણ દરરોજ નવી નવી બનતી. પોતાના દેશમાં ઉત્પન્ન થયેલું અનાજ જો તે વાપરે તો પછી તેના મનથી તે પોતાની રૈયતથી ચડિઆતો શાનો ગણાય? તેથી પોતાને જમવા માટે જે અન્ન જોઈએ તે અતિ વ્યય કરીને અન્ય દેશથી મંગાવતો! તેના દરબારમાં સર્વ સ્થળે સોનેરી વસ્ત્ર અને સરસામાન નજરે પડતાં હતાં, એના જેવો અનુચિત પણ ભારે ભભકો એ કાળે બીજે કોઈ ઠેકાણે નહોતો. શેહેનશાહ પોતાના મહાભારત ખરચને માટે મહા મગરૂર હતો. ખુશામતીઆને મોઢેથી પોતાની વાહવા સાંભળીને તે હર્ષાવેશમાં આવી કુદતો હતો. નગરમાં તે કદી પણ પગે ચાલીને ફરવા નીકળતો નહોતો. પુષ્કળ પૈસા ખરચીને પોતાના મોભાને છાજતી તેણે ગાડી તૈયાર કરાવી હતી. પોતાના દીવાનખાનાથી એ ગાડીમાં બેસવા જતાં માર્ગમાં થોડાં ડગલાં જમીનપર ચાલવું પડતું તે જમીનપર તેણે સુવર્ણની રેતી પથરાવી હતી. જમવા માટે સોનાનાં વાસણો તે વારંવાર નવાં કરાવતો અને તેમાં જમી રહીને તે વા-

સણો પોતાની સાથે જમનારાઓને તે બક્ષીસ આપી દેતો. તે દરરોજ સંખ્યાબંધ માણુસોને પોતાની સાથે જમાડતો અને પછી તે તેઓને નવાજતો હતો. તે સ્વાદિષ્ટ ને નવિન પકવાન કરાવતો, અને દારૂ અને ગુલાબજળના કુવા ભરાવતો. પોતાના કૂતરા, ઘોડા અને સિંહને સારૂ પણુ તે મૂલ્યવાન શિકાર મંગાવતો. એના ઉડાઉપણાથી અવધિ હતી. શેહેનશાહી કોશનું તેણે સત્યાનાશ કાઢી નાંખ્યું હતું. તેના આ દુર્ગુણથી તેની રૈયત બાપડી કંગાળ થઇ પડી હતી. ઉડાઉ નૃપતિ એ પોતાની રૈયતપર એક શ્રાપ છે.

## કલીઓપેટ્રા.

"અલખત હાથ ઉડાઉને, રહે ન ઝાઝી વાર;
પતંગ રંગ તણી રહે, ચટકી દહાડા ચાર."

**દલપતરામ.**

ઈજિપ્તની એ રાણી પણુ ઉડાઉપણામાં હીલીયોગબાલસને વટલાવે તેવી હતી. રોમનો પ્રસિદ્ધ ઍંટની તેણીને જ્યારે મળવા આવ્યો ત્યારે તેણીએ તેને ઘણી મીજબાનીઓ આપી હતી. એકેકી મીજબાની માટે તેણીએ લાખો રૂપિઆ ઉડાવ્યા. વળી હીરા માણેકથી મઢી લીધેલાં સંખ્યાબંધ વાસણો ઍંટનીને તેણીએ ભેટ આપ્યાં. એક ઉજાણીમાં તે પોતાનું અઢી લાખ રૂપિયાનું એક કિંમતી મોતી સરકામાં પીગાળીને પી ગઇ. અઢી લાખનું એક મોતી તેના મનથી કાંઇ હિસાબમાં નથી એવું તે બતાવવા માગતી હતી, એ જોઇને જમનારાઓ અત્યંત આશ્ચર્ય પામ્યા. તેઓને અતિશે અજાયબીમાં નાખવા માટે તે તેટલીજ કિંમતનું પોતાનું બીજું મોતી પણ પીગાળીને પી જવાની તજવીજ કરતી હતી, ત્યારે તેના એક શાણા સરદારે તેણીને સવિનય વિનંતિ કરી કે—નામદાર મહારાણી સાહેબ, આ બીજું મોતી પણુ આપ અત્યારે પી જવા માગોછો તેના કરતાં જો બહુજ કૃપાદૃષ્ટિ કરીને મને તે બક્ષી આપશો તો હું આપનો અતિશે ઉપકૃત થઇશ. આપને મનથી એ છેક નજીવું છે પણ મારા મનથી તે

ગહા મૂલ્યવાન છે. સદ્‌ભાગ્યે ગહારાણીએ તેની એ માગણી સ્વીકારી. આવી ઉડાઉ ક્લીઓપેટ્રાને છેવટે આત્મહત્યા કરવી પડી હતી.

## જ્યોર્જ વિલીયર્સ.

"રાજાને અંકુશમાં રાખવા કરતાં પૈસાને અંકુશમાં રાખવાને વધારે શક્તિ જોઇએ છીએ." **જ્યોર્જ હુરબર્ટ.**

એ ઇંગ્લાંડના રાજા પેહેલા જેમ્સનો ઘણો માનીતો હતો. તે પોતાના પોશાકનો ભભકો વધારવાને લખલુટ પૈસા ઉડાવતો. તેના ઉડાઉપણાને માટે આટલું જાણવાથીજ તમને ખ્યાલ આવશે કે તેના એકજ પોશાકપર નવ લાખ રૂપિઆની કિંમતના હીરા જડેલા હતા. એ સિવાય તેની પાસે બીજા વીશ જડાવદાર પોશાક તૈયાર હતા. એવો પોશાક પેહેરીને તે જ્યારે એલચી તરીકે પારીસ ગયો ત્યારે ત્યાંના અમીર ઉમરાવો તેનો ભારે ભભકો ભાળીને ભારે અચરજ પામ્યા હતા. ચિત્તાકર્ષક ને ગહા મોંઘા પોશાકમાં જ તે આ જીંદગીનું સાર્થક સમજતો. સાધારણ પોશાકથી ફરવું તેના કરતાં મરણ પામવું એ તેના મનથી અધિક સારૂં હતું. તેણે પોતાનો દેહ તજ્યો ત્યારે ૩૦ લાખ રૂપિઆનું ઝવેરાત તે મૂકી ગયો હતો.

## સર વૉલટર રેલે.

રાણી એલીઝાબેથના વખતમાં થઇ ગયોછે તેનાં પગરખાં ઉપરજ ૮૦૦૦૦ રૂપિઆનું ઝવેરાત ઝળકતું હતું. તે સોનાનું બખ્તર પેહેરતો તેમ જ તેનાં હથિઆરો ઉપર પણ ઝાઝું ઝવેરાત જડેલું હતું.

## બીજો રીચર્ડ.

ઇ. સ. ૧૩૭૭ માં ઇગ્લાંડના તખ્તપર બેઠો, ત્યારે તેણે ફુવારામાંથી પાણીને બદલે દ્રાક્ષનો દારૂ ઉડાડયો હતો, અને તેજ દારૂની તેણે એક નેહેર પણ ચલાવી હતી. તેણે પોતાનું ભોજન તૈયાર કરવા માટે ૨૦૦૦ રસોઈઆ રાખ્યા હતા, જેઓ પ્રતિદિન નવા નવા પ્રકારનું ખાનપાન તૈયાર કરતા હતા.

## કેલીગ્યુલા.

"ઘણા માણસો પોતાની પાસે પુષ્કળ પૈસો હોવાથી પાયમાલ થઇ ગયા છે !" **એરીસ્ટોટલ.**

તેબીરીઅસ પાદશાહના મરણ પછી તેના ખજાનામાંથી ૨૩૬૨૪૦૦૦૦ રૂપિઆની દોલત નીકળી હતી તે તમામ કેલીગ્યુલા બાદશાહે માત્ર એક વરસમાં ઉડાવી દીધી. તેણે એકવાર એક દિવસના ભોજન પછવાડે આઠ લાખ રૂપિઆ ખરચ્યા હતા. ધન સંગ્રહ કરતાં વાર પણ તે વાપરી નાખતાં વાર લાગતી નથી, પછી જ્યારે તે પોતાની મુડી ગણવા બેઠો ત્યારે માત્ર ૮૦૦૦૦૦ રૂપિઆ નીકળ્યા, જે તેના ભરણ પોષણને માટે ઘણા થોડા માલમ પડવાથી તેણે વિષ ખાઇને આત્મહત્યા કરી. ઉડાઉ માણસને આખરે પેટ ભરીને પસ્તાવો થાયછે.



# મનની અસર તન પર.

## શેફીલ્ડની એક સ્ત્રી.

"વ્હેમ એ સુખનો શત્રુ છે." **કાઉપર.**

શેફીલ્ડમાં એક સ્ત્રી "બ્રશ" વતી પોતાના દાંત સાફ કરતી હતી. એવામાં તેના ગળામાં કાંઇ દુખાવો થવા માંડયાથી તેને વ્હેમ આવ્યો કે આ બ્રશનો દાંતો નીકળી જઇને મારા ગળામાં ખુંચી ગયો માટેજ મને એકદમ પીડા ઉત્પન્ન થઈ.' એનો કલ્પિત દાંતો પોતાના ગળામાંથી કાઢી નાખવા માટે તેણીએ ઘણા ખોંખારા કર્યા. ગળામાં આંગળીઓ નાખી અને પાણીના કોગળા કર્યાં, પણ દાંતો નીકળ્યો નહીં, તેથી તે બહુ ફિકરમાં પડી. દાંતાના વ્હેમથી તે ધરાઇને ધાન્ય ખાતી નહીં તેમજ તેને પૂરી

નિદ્રા પણ આવતી નહીં.

થોડા દિવસ થયા એટલામાં આ વ્હેમી સ્ત્રીનું ગળું સૂજી આવ્યું. હવે તેને ખાતરી થઈ કે પોતાની અટકળ અસત્ય નથી! દાંતો ખુંચી બેઠા વિના આવું દરદ કદી પણ થઇ શકે નહીં. આ દરદ તરત ગટાડવા માટે તેણે એક દાક્તરને પોતાને ઘેર તેડાવ્યો, અને પેલા દાંતાની વાત કહી. પછી દાક્તરે બરાબર તપાસ કરીને તેણીને જણાવ્યું કે તમારા ગળાગાં દાંતા જેવું કશું ખુંચેલું નથી, માટે આ સોજા માટે હું બીજી દવા મોકલીશ. એ સ્ત્રીએ કહ્યું કે–આપનો મત, હું માની શકતી નથી, કેમકે મને બરાબર ખબર છે કે મારા ગળાગાં દાંતો ખુંચી બેઠોછે અને તેથીજ મારૂં ગળું સૂજી આવ્યુંછે. આપને આગાં ગમ પડતી નથી તેની ચિંતા નહીં. હું બીજા દાકતરને બતાવીશ. એગ કહીને તેણીએ માણસ મોકલીને બીજા દાક્તરને ઘેર બોલાવી, દરદ ઉત્પન્ન થવાનું કારણ દર્શાવી, પોતાનું ગળું તપાસવાનું કહ્યું. તે પણ બારિકીથી તપાસીને બોલ્યો કે–બાઇ, હું ખાતરીથી કહુંછું કે આગાં દાંતો બિલકુલ નથી. બાઇ સાહેબ બોલ્યાં–તમે કહો પણ તે હું માનું કેમ ? ફલાણે દિવસે હું દાંત સાફ કરતી હતી, ત્યારે એ દાંતો ગળાગાં ખુંચી બેઠાની ગને નકકી ખબર છે, તેથી આપની વાતપર ગને વિશ્વાસ આવી શકે તેમ નથી. "**કપાળે કપાળે જૂદી મતિ**" છે, હું હવે કોઈ ત્રિજા વધારે અનુભવી દાકતરને ખોળી કઢાવી તેની પાસે ગારૂં ગળું તપાસાવીશ. વ્યાધિનું વાસ્તવિક કારણ જે શોધી કાઢશે તેનુંજ ઔષધ અસરકારક થઇ પડશે. દરદનું ખરૂં કારણ ખોળવાની જેઓગાં ગતિ નહીં તેઓગાં તેના ખરા ઉપચારની મતિ પણ નહીં, એમ બોલીને તેણે કોઇ પ્રવીણ દાક્તરને પોતાની પાસે લાવવાને એક નિકટના સંબંધીને સૂચવ્યું. આજ્ઞાનુસાર એ ઓળખીતો એક અનુગવી દાક્તરને ગળ્યો, અને સઘળી વિગત વિદિત કીધી. એ સાંભળીને તે દાક્તર બોલ્યો—કે તમે જણાવોછો કે ગળું તપાસનાર બન્ને દાકતરોએ સાફ કહ્યું હતું કે ગળાગાં દાંતો બિલકુલ નથી તેથી એ વાત બહુધા સાચી હશે એમ હું ધારૂંછું;

તોપણ ફિકર નહીં. હું કાળજીથી તપાસ કરીશ અને એ બાઇને આરામ કરવાને મારાથી જેટલો બનશે તેટલો યત્ન કરીશ. એણીને કહેજો કે તું ગભરાઇશ નહીં. તારૂં દરદ કાંઇ એવું ભયંકર નથી કે નહીં મટે, હું સાંજે આવીશ.

કબૂલત પ્રમાણે તે સાંજે એ સ્ત્રીને ઘેર ગયો. બરાબર લક્ષ રાખીને તેણીનું ગળું તપાસ્યું એટલે તેની પણ ખાતરી થઇ કે દાંતાની વાત તદ્દન ખોટી છે. પછી તેણે પોતાના મનથી વિચાર કર્યો કે દાંતો નથી, એમ જો અત્યારે હું અહીં પ્રગટ કહીશ તો તે સ્ત્રી મને પણ બેખબર ધારશે. તેના મનનું જ્યાંસુધી સમાધાન થશે નહીં, ત્યાંસુધી તેનું દરદ પણ દૂર થશે નહીં. જ્યાં ઔષધ કામ નથી કરતું ત્યાં ઘણીવાર યુક્તિ કામ કરેછે.

પછી તે દાકતરે ગંભીર ચેહેરો રાખીને તે દરદી સ્ત્રીને કહ્યું કે— તમારી અટકળ મને બરાબર લાગેછે, તમારા ગળામાં કાંઇ દાંતા જેવું ખુંચેલું હોય તો ના નહીં. નવાઈની વાત છે કે મારી પેહેલાં આવી ગયેલા બન્ને દાકતરોના કળવામાં એ વાત આવી નહીં. હશે. મારી પાસે અત્યારે જોઇએ તેવાં હથિયાર નથી અને આ વખતે મને વધારે અવકાશ પણ નથી, તેથી હું કાલે સવારમાં જોઈતાં હથિયાર લેઇને અહીં આવીશ, અને તમારા ગળામાં દાંતો હશે તો તે જરૂર કાઢીશ. આ દાકતર ગયા પછી તે સ્ત્રી તેની સ્તુતિ કરવા લાગી. તેનાપર તેણીની સંપૂર્ણ શ્રદ્ધા બેઠી. તેણીએ કહ્યું કે મને આશા છે કે આ હોંશિયાર દાકતરને હાથે મને અવશ્ય આરામ થયા વગર રહેશે નહીં.

બીજે દિવસે સવારમાં દાક્તર સાહેબ આવ્યા, ત્યારે તેઓ પોતાના એક તીણા હથિયારપર લોહીથી ખરડાએલો ઘ્રશનો દાંતો ચોંટાડીને લાવ્યા હતા. તે સ્ત્રીનું ઉપરથી ગળું જરા દાબ્યું, પછી અંદર પેલું શસ્ત્ર નાંખી ગળામાં સેહેજ ચીરો પાડી તે લોહીઆળું કરી બહાર કાઢયું. પછી તે હથિયારપર ચોંટેલો પેલો દાંતો પોતાની હથેળીમાં લેઈને તે બતાવવા લાગ્યો કે જુઓ જુઓ ! દાંતો ગળામાં ખુંચી ગયો હતો તે નીકળ્યો. તે સ્ત્રી એ દાંતો જોઇને ઘણીજ રાજી થઇ. પછી દાક્તરે કહ્યું કે

દરદનું મૂળ હતું તે નીકળી ગયું. હવે સેહેજસાજ પીવાની અને ચોપડવા-ની દવા મોકલુંછું તેનો ઉપયોગ કરજો. એ પ્રમાણે મળેલી દવાનો તેણી-એ પૂરો ઉપયોગ કર્યો નહીં, તોપણ તેનો વ્હેમ નીકળી જવાથી તે થોડા-જ દિવસમાં સાજી થઈ. પછી દાકતરનો ભારે આભાર માનીને તેણીએ તેને યોગ્ય ઇનામ આપ્યું. મનની કેટલીબધી અસર તનપર થાયછે તે તમે વાંચ્યું. આ યુક્તિવાળો દાકતર ન મળ્યો હોત તો તે બાઇ પોતાના ખોટા વ્હેમથી કદાપિ મરી ન જાત તોપણ તે ઘણા દિવસ સુધી પીડા પામ્યા વિના રહેત નહીં. આવી વાતમાં વ્હેમજ વ્યાધિનું વાસ્તવિક કાર-ણ જણાય છે.

---

## તાવથી પીડાતો.

એક ગરીબ ખેડૂત ઘણા મહિના થયા તાવથી પીડાતો હતો. તેના ગા-મનો વૈદ્ય તેનું ઔષધ કરતો પણ તેની ટાંકી લાગતી નહીં. વૈદ્યે પોતાના પુસ્તકમાં લખ્યા હતા તે તમામ ઇલાજ કર્યા પણ તે સર્વે અફળ ગયા, પછી તેણે તેને પૂછ્યું કે—અલ્યા, તને બરાબર કેટલા વાગે તાવ ચડેછે? ખેડૂતે કહ્યું--સાહેબ, મારી પાસે ઘડિઆળ નથી કે મને બરાબર કલા-કની ખબર પડે, પણ આટલું તો હું ચોકકસ જાણુંછું કે મારા ઘરમાં ચાંદરડું પડેછે ત્યારે મને તાવ ચડવા માંડેછે. દાકતરે વળી તેને નવિન ઔષધ આપવા માંડયું, તેથીપણ તે બિચારાનો તાવ ગયો કે ઓછો થયો નહીં, ત્રણ ચાર દિવસ પછી તે પાછો જાતે ઔષધ લેવા આવ્યો ત્યારે દાક્તરે કહ્યું કે, હવે કેમ છે? ખેડૂત બોલ્યો—જેમનું તેમ. જેવું પેલું ચાંદરડું જોવામાં આવે એટલે વાત કળવામાં આવી જાયછે કે તાવે હવે તૈયારી કરવા માંડી, તે દિવસે ગમે તે ઔષધ આપીને તેને વિદાય કર્યો. પછી વૈદ્યરાજે તે દરદીના બાન્ધવને છાનોમાનો પોતાની પાસે બોલાવીને કહ્યું કે—તારા ભાઇના ઘરમાં બપોરે એક ચાંદરડું આવેછે તેથી તેના છા-પરામાં બાંકું હશે. આજે બપોરે તું એ ચાંદરડું જોજે એટલે બાંકું કયાં છે તે તારા જાણવામાં આવશે. પછી તારો ભાઇ ન જાણે તેમ તે બાંકું

પૂરી નાખજે કે તેમાંથી કાલે ચાંદરડું પડે નહીં. આ કામ કરીને એ વિષે તું મને ગુપ્ત રીતે આજ સાંજ સુધીમાં ખબર આપજે. વૈદ્યની સૂચના મુજબ તે ભાઇએ છાનુંમાનું એ બાંકું પૂરીને તેને ખબર આપી, ત્યારે તે બોલ્યો કે હવે કાલે સવારે તારા ભાઈને પંડે ઔષધ લેવા મોકલજે.

બીજે દિવસે તે ખેડૂત આવ્યો ત્યારે વૈદ્યે ઘણીવાર સુધી તેની નાડ તપાસી, અને તેના વ્યાધિનાં લક્ષણને લગતી ઘણીવાર સુધી પૂછપાછ કરીને તેને એવું બતાવ્યું કે જાણે તેણે આ ખેડૂતના તાવ વિષે બહુજ બારિકીથી તપાસ ચલાવીછે. પછી તેણે એક રૂપેરી દાબડીમાંથી એક જાતની ભસ્મ કાઢીને તેનું એક પડીકું વાળી આપ્યું, અને કહ્યું કે–આ ઘણુંજ કિંમતી ઔષધ છે. મોટા રાજા હોય તેજ આ ઔષધ ખરીદી શકે. એની એટલી કિંમત છે કે તેટલું તું આખા વર્ષમાં પણ કમાતો નહીં હોય. ગમે તે થાય પણ આ સખ્ત ઔષધથી તારો તાવ આજથી ગયો એમ સમજી લેજે. જતાંવેંત આ ભસ્મ પાણી સાથે પી જજે, અને પછી ખુશીથી મરજીમાં આવે તે ખાજે પીજે. આજથી કોઇપણ જાતની કરી પાળવાની જરૂર નથી. કાલે સવારે સારા સમાચાર આપવા જરૂર આવજે. "**અર્થ સર્યો ને વૈદ્ય વેરી**" એમ કરીશ નહીં. તારી પાસેથી મારે રાતી પાઇ સરખી પણ લેવી નથી. મારે લેવાનાં બીજાં ઘણાં ઠેકાણાં છે. તું કાલે મને આનંદના સમાચાર આપીશ એજ મને ઇનામ મળેલું માનીને હું સંતોષ પામીશ.

કહેવાની કશી જરૂર નથી કે એ દિવસથી તેનો તાવ તદ્દન ગયો. તે ખેડૂત સુતોસુતો રાહ જોતો હતો કે હમણા ચાંદરડું આવશે એટલે જોઉં તો ખરો કે વૈદ્યરાજનું કિંમતી ઔષધ તાવને કેટલો નબળો પાડી દે છે! સાંજ સુધીમાં પણ તે ચાંદરડું ઘરમાં આવ્યું નહીં, અને તેથી તેને તાવ પણ આવ્યો નહીં. તાવ આવવાનો રોજનો વખત વીતી ગયો એ વાત જ્યારે તેના જાણવામાં આવી ત્યારે તેની પણ ખાતરી થઈ કે તાવ હવે નક્કી દૂર થયો.

બીજે દિવસે તેણે વૈદ્યને વધાઇ આપી એટલે તેની ખાતરી થઇ કે તાવ લાંબો વખત ચાલ્યો તેનું ખરૂં કારણ એ ચાંદરડુંજ હતું. એ ચાંદરડું યુક્તિથી બંધ કર્યું એને માટે એ વૈદ્યરાજનાં બહુ વખાણ થયાં. વિચક્ષણ વૈદ્યો વ્યાધિગ્રસ્તને આશીર્વાદ જેવા થઇ પડેછે.

## તપાસીને જોવાની ટેવ.

### ગાલીલીઓ.

તપાસીને જોવાની ટેવ ઘણી કામની છે, અને જગત્‌માં જે હજારો હુનરો હાથ લાગેલાછે તે એ ટેવના પરિણામ રૂપ છે. ઘણાં માણસો એકજ વસ્તુ જુએ પણ તેને ખરી રીતે ખપમાં લાવતાં કોઈકનેજ આવડેછે. અને તેજ જગત્‌માં જોનારા તરીકે જાહેર થાયછે. ઉવાટ અને સ્ટીવન્સને વરાળયંત્ર અને અગ્નિરથની અતિ અદ્‌ભૂત શોધ કીધી તે અખંડ અવલોકન શક્તિના બળથીજ.

ગાલીલીઓ ઇ. સ. ૧૫૬૪ માં પાઈઝા શેહેરમાં જન્મ્યો હતો. ત્યાંની વૈદ્યકીયશાળામાં અભ્યાસ કરતાં તેને એરિસ્ટોટલના સૃષ્ટિજ્ઞાનમાં કેટલીક તરેહની ચૂક માલમ પડી. ગણિતશાસ્ત્રમાં કુશળ થવાથી તે જ્યારે પાડુઆ શેહેરની વિદ્યાશાળામાં ગણિતનો શિક્ષાગુરૂ નીમાયો, ત્યારે યુરોપના ઘણા દૂર દેશના પણ માણસો તેનાં ભાષણો સાંભળવા આવતા. એ શેહેરમાં તે અઢાર વર્ષ રહ્યો, તે વેળાએ તેણે પદાર્થવિજ્ઞાનના ઘણા શોધ કીધા.

પીસા શેહેરના એક દેવસ્થાનમાં ફાનસ લટકતું હતું, તે ફાનસમાં તેલ પુરનાર નોકર તેલ પુરીને ફાનસને તરત હીંડોળાની પેઠે ઝુલતું મૂકીને ચાલ્યો ગયો. એવીજ રીતે ફાનસ અથવા બીજી હજારો વસ્તુઓને હીંડોળાની પેઠે ઝોલા ખાતી લાખો માણસો જુએછે પણ તેમના જોવાથી તેમાંથી કાંઇ નવી નવાઈ નીકળી હોય એમ નજરે આવતું નથી. એમ થવાથી એમનું જોવું કે ન જોવું એ આપણા મનથી સરખું છે. જે વખતે પેલું ફાનસ ઝુલતું હતું તે વેળા વાસ્તવિક નિરીક્ષા કરનાર ગાલીલીઓ ત્યાં આવી ચડયો.

એ વેળા તેની ઉમર માત્ર ૧૮ વરસની હતી. એ ફાનસને ઝુલતું જોઇને તેને વખતનું માપ લેવાની યુક્તિ સૂઝી. લગભગ પચાશ વરસ સુધી તેણે એ વાતની પાછળ ઉદ્યોગ અને આગ્રહ જારી રાખ્યાં. ઝીણી નજરે તપાસીને જોવાની ટેવના પ્રાબલ્યથી તે બહુ ઉપયોગી થઇ ગયોછે. પચાશ કલાક કે બહુ આગળ વધીએ તો પચાશ દિવસ સુધી કોઈ નવા ઉદ્યોગ કે શોધ કે જેમાં પરિણામે લાભ મળવાની ખાતરી ન હોય તેની પછવાડે મંડયા રહેવાની આપણા સ્વદેશીઓમાં બહુધા ટેવ નથી. આપણા ઘણા અલ્પદૃષ્ટિ દેશીઓ માત્ર તાત્કાલિક લાભનેજ તાકે છે, ત્યાં ગાલીલીઓને પગલે ચાલનાર કયાંથી નીકળે? ગાલીલીઓ પચાશ વરસ સુધી એક શોધ પછવાડે લાગ્યો રહ્યો, એ કેવી ધીરજ! એટલા વરસ સુધી પ્રયોગ કરીકરીને તેણે ઘડીઆળના લોલકની શોધ બહાર પાડી. અને ત્યારપછી તેમાં ઘણા સુધારા વધારા થતાં થતાં હાલ તરેહતરેહની નાનાં મોટાં લાખો ઘડીઆળો બનાવવામાં આવેછે. ઘડીઆળ કેવી કામની ચીજ થઇ પડીછે અને તેનાથી કેટલું સુખ છે તે વાંચનારાઓને શીખવવું પડે એવું નથી.

જૉન્સન નામના વલંદાએ એવું એક યંત્ર બનાવ્યું હતું કે તેમાંથી દૂરની વસ્તુઓ પાસે દેખાય. એ યંત્ર તેણે કોઇ જમીનદારને ભેટ આપ્યું છે એવું ગેલીલીઓએ સાંભળ્યું એટલે તેને એવું યંત્ર બનાવવાની ઇચ્છા થઇ. તે વિચાર કરવા લાગ્યો કે દૂરની વસ્તુઓ પાસે શી રીતે જણાતી હશે? એ બાબતની તેણે ત્વરીત તપાસ કરવા માંડી, અને એવું એક યંત્ર તેણે ઇ. સ. ૧૬૦૯ માં બનાવ્યું, અને તેમાં પુષ્કળ સુધારો કર્યો. એ રીતે દૂરબીન જે ઘણું મનોરંજક અને ઉપયોગી યંત્ર છે તે પેહેલવેહેલું બન્યું.

વળી પૃથ્વી પોતાની ધરી ઉપર અને સૂર્યની આસપાસ ફરેછે એ વાત પણ ગેલીલીઓએ શોધી કાઢી. એ વાત ખ્રીસ્તિઓના પવિત્ર પુસ્તક 'બાઇબલ'ની વિરૂદ્ધ હોવાથી સત્તાવાળાઓએ તેને કેદ કર્યો તોપણ તે

આગ્રહી અને સત્યવાદી પુરૂષ પોતાના વાસ્તવિક વિચારમાંથી ડગ્યો નહીં. આજે આપણે જોઈએછીએ કે કરોડો લોકો તેના વિચારને કબૂલ રાખેછે, એ તેને ઓછું ગાનભરેલું નથી.

---

## જેમ્સ ટેલર.

તપાસીને જોવાની ટેવનું બીજું ઉત્તમ દૃષ્ટાંત જેમ્સ ટેલરનું છે. તેણે વરાળયંત્રથી વહાણો ચલાવવાની કળા ખોળી કાઢીછે. પ્રથમ તે ગિલર નામના કોઇ ગૃહસ્થના છોકરાને ભણાવતો હતો. એ ગિલરે એક હોડી બનાવી હતી, તે હોડીની બે બાજુપર બે મોટાં પાવડાવાળાં ચક્કર કર્યાં હતાં. તે ફેરવ્યાથી પાણી કપાતું તેથી હોડી ચાલતી હતી. એ ચક્કર ફેરવવાને સારૂ માણસો રાખ્યાં હતાં, તેમને બહુજ મેહેનત પડતી હતી. જેમ્સ ટેલર રોજ ગીલરને ત્યાં આવીને તે જોતો, પછી તેને એવું સૂઝ્યું કે પૈડાંને ઠેકાણે વરાળયંત્ર લગાડ્યું હોય તો હોડી ચાલી શકે ખરી એ વિચારપર તે મંડ્યો રહ્યો અને ધારેલી વાત તેણે પુનઃ પુનઃ યત્ન, અને તપાસી જોવાની ટેવના પ્રતાપથી પાર પાડી. ટેલરના જ જેવો અક્કલવાળો રૉબર્ટ ફુલ્ટન નામનો એક ગૃહસ્થ હતો તેણે એક મોટું વહાણ બનાવી તેનાપર વરાળયંત્ર લાગુ પાડ્યું. ત્યારપછી ડેવી નેપીઅર નામે ગૃહસ્થે તેથી પણ વધારો કર્યો, અને તે વિશેષ સગવડવાળી આગબોટો બનાવવા લાગ્યો. હાલમાં આગબોટો ઘણી વિશાળ બનેછે. એક આગબોટ એવડી મોટી બનેલી છે કે તેમાં ૧૪૦૦૦ માણસો બેસી શકેછે! આગબોટના સાધનથી કેટલું સુખ અને સગવડ થયેલછે તે કોઇથી અજાણ્યું નથી. આગબોટ થયા પેહેલાં વહાણોમાં અથડાઇ પછડાઈને માણસોને બહુ દુઃખ વેઠવું પડતું હતું, અને મુસાફરી પરિણામે ઘણી મોંઘી, લાંબી અને દુઃખરૂપ હતી, પણ હાલ આગબોટના સાધનથી એથી ઉલટુંજ થયુંછે. એ બધા પ્રતાપ સર જેમ્સ ટેલરના છે.

---

# સમયસૂચક.

## એક ઇંગ્રેજ.

એક વાર ઇંગ્લાંડમાં એક માણુસ ગીચ જંગલમાંથી જતો હતો તે-વામાં તેને એક સ્ત્રી મળી. એ સ્ત્રી ઘોડાપર સ્વાર થયેલી હતી. તેણીએ તેને પૂછ્યું કે તમે કયે ગામ જવાના છો? પેલાને જે ગામ જવું હતું તે ગામનું તેણે નામ આપ્યું ત્યારે તે સ્ત્રીએ જણાવ્યું કે મારે પણ એજ ગા-મ જવાનું છે તેથી ચાલો ઠીક થયું. આ રસ્તે લૂટારાનો ભય ઘણો છે તેથી હું કોઇ સારા માણુસની સોબત શોધતી હતી તે સદ્‌ભાગ્યે મને મળી ગઇ. એ વાત થયા પછી તેઓ બન્ને સાથે આગળ ચાલ્યાં. એકાદ કોસ ગયા પછી તે સ્ત્રીએ જણાવ્યું જે—જો કે આ રસ્તે ભય છે તોપણ મેં મારી સાથે ૫૦૦ રૂપિઆ લીધાછે, ત્યારે પેલા માણુસે પણ કહ્યું કે મારી પાસે પણ એટલીજ રકમ છે. પછી થોડે આગળ ચાલ્યા પછી તે સ્ત્રીએ પો-તાની પીસ્તોલ બહાર કાઢી, અને તે માણુસ સામી ધરીને કહ્યું કે-લાવ તારા ૫૦૦ રૂપિઆ, નહીં તો હું તારો જીવ કાઢી નાંખીશ. હવે પેલા મા-ણુસને ખબર પડી કે આ સ્વાર, સ્ત્રી નહીં પણ પુરૂષ લૂટારો છે, તેથી હું જો અત્યારે એને રૂપિઆ નહીં કાઢી આપું તો મને શારીરિક નુકસાન થયા વિના રહેશે નહીં, એમ વિચારીને તેણે મુગે મોઢે પોતાની પાસેના રૂપિઆ તેને આપી દીધા.

પછી તે લૂટારાને કાલાવાલા કરીને કહેવા લાગ્યો કે—આ રૂપિઆ તમે લીધા એમાં મારા ઘરનું કશું ગયું નથી; કેમકે એ રૂપિઆ મારા પોતાના નથી પણ મારા શેઠના છે. મને ફિકર લાગેછે કે આ રૂપિઆ મા-રી પાસેથી તમે લેઇ ગયા એમ તે માનશે નહીં, માટે તમે મેહેરબાની ક-રીને મારા આ ડગલાપર તમારી પીસ્તોલથી કેટલાક બહાર કરો તો મારે મારા શેઠને કહેવા થાય કે તમારા રૂપિઆ બચાવવા માટે મેં મારો જીવ જોખમમાં નાંખ્યો હતો. એ સાંભળીને પેલા લૂટારાએ તેનો ડગલો કઢાવીને તેનીપર પોતાની પીસ્તોલના બધા બહાર ખાલી કરી નાંખ્યા.

લૂટારાની પીસ્તોલમાંથી હવે એકે બહાર થનાર નથી એવી તે મા-

ણુસને ખાતરી થઈ, એટલે તેણે પોતાના ગજવામાંથી પીસ્તોલ બહાર કા-ઢી, તેની સામે ધરીને જણાવ્યું કે—"તું હવે મારા સપાટામાં આવ્યોછે. મારા રૂપિઆ મને તરત પાછા આપી દે, નહીં તો તું માર્યો જઈશ." લૂ-ટારાએ આ માણુસને બહુજ ચાલાક ધારીને તેને તેના રૂપિઆ મુંગે મોઢે પાછા આપીને તે ત્યાંથી નાશી છૂટયો.

---

## બુદ્ધિ ચાતુર્ય.

### ઇબ્રાહીમ.

ઇજીપ્ટના પ્રખ્યાત મહમૂદઅલ્લી પાશાને 'નીજીડ' ઉપર ચડાઇ કરવી હતી, ત્યારે ત્યાં લઇ જવાના લશ્કરની સરદારી કોને આપવી તે નકકી ક-રવા માટે તેણે આ પ્રમાણે હીકમત વાપરી હતી.

પોતાના રાજ્યના અમીર ઉમરાવ વગેરે લોકોને તેણે દરબારમાં તેડા-વ્યા પછી પોતાના મેહેલના એક ઓરડામાં મોટો ને સુંદર ગાલીચો પ-થરાવી તે ઉપર એક ફળ મૂકયું. પછી તેણે સર્વેને કહી સંભળાવ્યું કે જે માણુસ આ ગાલીચા ઉપર પગ મૂકયા વિના જાતે જઇને પોતાના હાથથી એ ફળ મારી પાસે ઉચકી લાવશે તેને હું મોટી ખુશીથી એ લશ્કરની સરદારી આપીશ. એ સાંભળીને સઘળા અમીર ઉમરાવોએ એક પછી એક તે ગાલીચાપર લાંબા સૂઇને તે ફળ હસ્તગત કરવાનો યત્ન કર્યો પણુ તે ફોકટ. એ ફળ માણુસના શરીરની લંબાઇ કરતાં છેટે મૂકયું હતું તેથી કોઇ તે ફળને પહોંચી શકયું નહીં. છેવટે ઇબ્રાહીમ નામનો તેનો એક દરબારી એ ફળ લેવા ઉઠયો ત્યારે આસપાસના સઘળા માણુસોએ સ્મિતહાસ્ય કર્યું, કે-મકે તે શરીરે વામનજી જેવો હતો. પણુ એણે પોતાના બુદ્ધિ ચાતુર્યથી તે સઘળાઓને દિંગ કરી નાખ્યા. તેણે તે ગાલીચો એક બાજુએથી પો-તાના હાથવતી વાળવા માંડયો. વાળતાં વાળતાં તે પેલા ફળ પાસે પહોં-ચ્યો અને તે ઉચકીને મહમૂદઅલ્લીને આપ્યું. એથી તે બહુજ આનંદ પામ્યો અને પોતાની કબલત મુજબ તેને લશ્કરની સરદારી સોંપી.

કહેવત છે કે "બુદ્ધિ કાંઇ કોઇના બાપની નથી." જ્યાં ઉદ્યોગ સફળ નથી થતો ત્યાં ઘણીવાર યુક્તિ સફળ થાયછે.

## દાકતરની બાઇડી.

એકવાર એક કારીગરની આંખમાં ખરા લોઢાની એક કરચ પેશી ગઇ હતી, તે કઢાવવા માટે તે એક પ્રવીણ દાકતર પાસે ગયો. દાકતરે તે કરચ કાઢવાને પોતાની પાસે જેટલા ઉપાય હતા તેટલા કર્યા, પણ તે કરચ નીકળી નહીં. તે કારીગર આંખની પીડાથી બહુ રડતો હતો તે જોઈને તે દાકતરની આંખમાં પણ આંસુ આવી ગયાં. આંખના કામમાં તે બહુ કુશળ ગણાતો હતો, પણ આ વખતે તેની કારી ફાવી નહીં. પછી તે નીરાશ થઇને પોતાના ઓરડામાં ગયો. અને પોતાની સ્ત્રીને કહ્યું કે બહાર બેઠેલા બિચારા કારીગરની આંખમાંથી લોઢાની કરચ કેમે કરી નીકળતી નથી; હવે મને એકે ઇલાજ સૂઝતો નથી. તે સાંભળીને તેની બાઈડી બોલી કે તમે ગભરાઓછો શું કરવા? તમે બધા ઉપાય ચલાવ્યા એમ કહોછો પણ તેમાં એક ખરો ઈલાજ રહી ગયોછે. તે દરદીની આંખ પાસે તમે લોહચુંબક ધરો એટલે તે કરચ પોતાની મેળે બહાર નીકળી આવશે. એ સાંભળીને દાકતર તરત તે કારીગર પાસે ગયો અને બાઈડીએ બતાવેલો ઉપાય અજમાવ્યો. લોહચુંબકના આકર્ષણથી તે કરચ બહાર ખેંચાઈ આવી, એટલે કારીગર ઘણોજ આશીર્વાદ આપીને ચાલ્યો ગયો. એ બાઇના બુદ્ધિચાતુર્યથી આપણને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થયા વગર રહેતું નથી.

## મેરી કાઉન્ટેસ ઑફ યૉર્ક.

એ બાઇ મુંગી અને બેહેરી હતી, તેને એક પુત્ર અવતર્યો. એ પુત્ર પોતાની પેઠે મુંગો થશે કે તે બોલતો થાય તેવો છે તે જાણવાની તેને સ્વાભાવિક ઈચ્છા થઇ અને તેને માટે તેણીએ એક આશ્ચર્યકારક યુક્તિ અજમાવી અને તેપરથી પોતાની પ્રતીતિ કરી લીધી!

એક દિવસે પોતાના પુત્રના પારણા પાસે તે એક મોટો પથ્થરો લેઇને છાનીમાની જતી હતી તે કાળે તેને એ બાળકની દાયાએ જોઈ. જ્યારે તે પા-

રણુ પાસે પહોંચી ત્યારે પેલો પથ્થરો જે તેણીએ પોતાની પાસે છુપાવી રાખ્યો હતો તે કાઢીને તેને બે હાથે ઉંચો હવામાં ફૂંક્યો. પેલી દાસી તો તેણીના આ ઘેલા સરખા કામથી ગભરાઇને દિગ્મુઢ થઇ ગઇ. તે બિચારી ત્યાંથી ન ખસી શકી કે ન બૂમ પાડી શકી, અને બીજી પળે તે પથ્થર એક મોટો અવાજ કરતો જમીન ઉપર પડયો. આ ધબાકાથી જ્યારે તે બાળક એકદમ ઝબકી ઉઠીને રડવા લાગ્યો ત્યારે તેની મુંગી માતા મહાનંદ પામીને ઘુંટણીએ પડીને પ્રભુની સ્તુતિ કરવા અને અંતઃકરણથી આભાર ગાનવા લાગી. કેમકે ઉપરના બનાવથી તેને માલમ પડયું કે તેના પુત્રને પરમેશ્વરે મુંગો બનાવ્યો નથી.

જન્મથી બેહેરા હોય તે મુંગા થયા વગર રહેતા નથી. હવે જો મેરી કાઉન્ટેસનો પુત્ર બેહેરો હોત તો તે એ ધબાકો સાંભળત નહીં તેથી તે પોતાની મીઠી ઉંઘમાંથી જાગીને રડત પણ નહીં. એ બાઈની અક્કલથી આપણે સાનંદાશ્ચર્ય પામીશું.

---

## હાજર જવાબી.

### મારશલ લાનેઝા.

મારશાલ લાનેઝા નામનો એક સ્વદેશાભિમાની ને શૂરો સરદાર ફ્રાન્સના બાદશાહ નામાંકિત નેપોલ્યન બોનાપાર્ટના લશ્કરમાં એક ઉંચી પદવીપર હતો. એકવાર તેની કાંઈ નજીવી ચૂકથી ગુસ્સે થઇને નેપોલ્યને તેને સખ્ત તાકીદ આપી કે તારે અતઃપર ફ્રાન્સની નોકરીમાં તરવાર ખેંચવી નહીં. થોડાક મહિના વીતી ગયા પછી નેપોલ્યન પોતાના લશ્કરની કવાયદ લેતો હતો, એવામાં તેણે મારશલ લાનેઝાને તે લશ્કરમાં એક સાધારણ સિપાઇના વેષથી સામેલ થયેલો જોયો, ત્યારે તેની પાસે જઈને તેણે કહ્યું કે "લાનેઝા, મેં તને સ્પષ્ટ સૂચવ્યું હતું કે તારે હવે પછી ફ્રેન્ચ સરકારની નોકરીમાં તરવાર ખેંચવી નહીં, એમ છતાં તું મારી આજ્ઞાનો અનાદર કરીને લશ્કરમાં દાખલ થયેલું તે માટે તને શિક્ષા કરવી જોઇએ કે નહીં ?" એ

સાંભળીને લાનેસ સત્વર બોલી ઉઠયો—નામદાર સાહેબ, મેં આપના હુકમની અવગણના કીધી નથી. આપની આજ્ઞા મેં બોલેબોલ પાળીછે. આપ નામદારે મને હુકમ કર્યો હતો કે તારે હવે પછી ફ્રેન્ચ લશ્કરમાં તરવાર લઇ બહાર પડવું નહીં, તે હુકમ મેં બરાબર બોલેબોલ બજાવેલો આપ જોશો. આપે કહ્યું હતું તેજ દિવસથી મેં તરવારનો ત્યાગ કર્યોછે અને આ બંદુક ધારણ કરીછે, અને એ રીતે મેં આપનો હુકમ ઉઠાવ્યોછે. હવે હું આપ નામદારને આજિજી કરૂંછું કે મારા પ્રાણપ્રિય દેશની સેવા બજાવતાં મને અટકાવશો નહીં. તેનો હાજર જવાબ અને સ્વદેશપ્રતિ અનુપમ પ્રેમ અવલોકીને નેપોલ્યન ઘણો આનંદ પામ્યો, અને તેને તેની આગળની પદવી પાછી આપીને પરિતોષ પમાડયો.

## એક છોકરો.

લૉર્ડ એબિંગડન, ઘોડેસ્વાર થઇને પોતાના એક ગામડા આગળથી જતો હતો, એવામાં ત્યાં એક છોકરો પોતાના બન્ને હાથે એક તોફાની વાછરડાને ઘસડતો હતો. તે લૉર્ડ એબિંગડનને આવતો જોઇને તેની સામું જોતો ઉભો રહ્યો.

**લૉર્ડ એબિંગડન:**—છોકરા, તું મને ઓળખેછે કે ?

**છોકરો:**—હા, સાહેબ, ઘણી સારી રીતે.

**લૉર્ડ એબિંગડન:**—તું ઓળખતો હોય તો કહે જોઇએ મારૂં નામ શું?

**છોકરો:**—આપ નામદારનું નામ લૉર્ડ એબિંગડન.

**લૉર્ડ:**—ત્યારે તું તારી ટોપી કેમ ઉતારતો નથી ? ( ટોપી ઉતારવી એ ઇંગ્રેજોમાં માન આપેલું ગણાયછે. )

**છોકરો:**—આપ જરા મેહેરબાની કરીને મારો આ વાછરડો પકડી રાખો તો હું ટોપી ઉતારીને આપને માન આપું.

આ હાજર જવાબથી લૉર્ડ એબિંગડન હસી પડયો, કેમકે એ છોકરાનું કહેવું વાજબી હતું. જો તે બાપડો એક હાથે ટોપી ઉતારવા જાય તો બીજા હાથમાંથી તે તોફાની વાછરડો નાશી ગયા વગર રહે નહીં.

## એક વકીલ.

એકારસો નામના એક વકીલને કોઈએ કહ્યું કે તમે કેમ આટલો મોડો અભ્યાસ કરવા માંડયો ? ત્યારે તેણે તત્કાળ ઉત્તર આપ્યો કે-મેં તે મોડો માંડયો ત્યારે તો તે હું વેહેલો પૂરો કરીશ.

## બાલકીરફ.

રશિઆના પ્રસિદ્ધ શેહેનશાહ પીટર ધી ગ્રેટ પાસે બાલકીરફ નામનો મશ્કરો હતો. એકવાર તેના એક સગા ઉપર શેહેનશાહને કાંઇ કારણથી ક્રોધ ઉત્પન્ન થવાથી તેણે તત્કાળ શિરછેદ કરવાનો હુકમ આપ્યો. એ શિક્ષાની માફી આપવાની અરજ કરવા માટે બાલકીરફ શેહેનશાહ પાસે ગયો ત્યારે તે ચેતી ગયો, કે એ સબબથી પોતાના સગાને છોડાવવા આવ્યોછે, તેથી બાલકીરફ પોતાને વિનંતિ કરે તે પેહેલાં તેણે તેને કહી દીધું કે—તું અહીં અત્યારે શામાટે આવ્યોછું એ હું સારીપેઠે સમજુંછું. તારો યત્ન વ્યર્થ છે. હું તને સોગન ખાઇને કહુંછું કે આ કાળે તું જે અરજ કરીશ તે હું કદી પણ કબૂલ રાખીશ નહી.

બાલકીરફે જાણ્યું કે શેહેનશાહ ટેકી છે તેથી તે પોતાનું વચન પાળ્યા વગર રેહેશે નહીં, પણ તેની ચિંતા નહીં, હું મારી અરજને એવા આકારમાં મૂકીશ કે તે સ્વિકાર્યા વિના તેનો છૂટકો થવાનો નથી. એના સોગન મારા સગાને સર્વ પ્રકારે સુખદાયક થઈ પડશે, એવા આશયથી તેણે તેને આજિજી કરી કે—હું આપને આ ટાણે એવી અરજ કરવા આવ્યોછું કે આપ ગમે તે પ્રકારે મારા આ સગાને મારી નાખો, અથવા કેદમાં પૂરો. બાલકીરફ જે અરજ કરશે તે નહીં અંગીકાર કરવાને તેણે સમખાધેલા હોવાથી તેના સગાને માફ કર્યા વિના તેનાથી ચાલ્યું નહીં. એ રીતે બાલકીરફના હાજર જવાબ અને યુક્તિથી તેના સગાનો જીવ બચ્યો.

## ડરાયસ બાદશાહ અને એક ખેડૂત.

ઇરાનનો એક શેહેનશાહ એકવાર શિકારે ગયો હતો. તે વખતે એક ઘણો વૃદ્ધ પુરૂષ આખરોટનાં વૃક્ષો રોપવા ખાડા ખોદતો હતો. પાદશાહે

તેની પાસે આવીને તેની ઉમર પૂછી, ત્યારે તે વૃદ્ધ માણસે કહ્યું કે "મારી વય ચાર વરસની છે" આ દેખીતા મૂરખાઇ ભરેલા જવાબથી પાદશાહે તેને ઠપકો આપ્યો, ત્યારે તેણે નમ્રતાપૂર્વક જણાવ્યું કે "જે ખરૂં છે, તેજ હું જણાવુંછું. સુજ્ઞ મનુષ્યો પોતાની જીંદગીનો જેટલો ભાગ લોભ, દુર્ગુણ અથવા મૂરખાઇમાં ગુમાવ્યો હોય તે ગણતરીમાં લેતા નથી. તેને અનુસરીને મારી જીંદગીનો જેટલો ભાગ મારી ખરી ફરજો બજાવવામાં ગયોછે તેજ હું મારી ઉમર ગણુંછું. આ જવાબથી શેહેનશાહ ઉપર ઘણી અસર થઇ અને પાછું તેણે પૂછ્યું કે.તું જે આ ઝાડો રોપેછે તેમને ફળદ્રુપ થયેલાં તો તું જોઇ શકશેજ નહીં, ત્યારે આ મિથ્યા મેહેનત કરવામાં શો ફાયદો?

તે વૃદ્ધ પુરૂષે પ્રત્યુત્તર આપ્યો—"એ ખરૂં છે મારા મેહેરબાન! પણ આપણે બીજાઓનાં રોપેલાં ફળ આજે ખાઈએ છીએ, તો આવતા વખતના લોકોના લાભને અર્થે નવાં વૃક્ષો વાવી જવાં એ આપણી ફરજ છેજ."

આવો ડાહપણભરેલો હાજરજવાબ સાંભળીને, તે વખતના રીવાજ મુજબ તરતજ શેહેનશાહના ખજાનચીએ ૧૦૦૦ એક હજાર શિક્કાથી ભરેલી કોથળી પેલા બુઢ્ઢાને બક્ષીસ આપી. અતિ ઉપકારની સાથે એ કોથળી અંગીકાર કરીને તેણે તરતજ પાછું શેહેનશાહને કહ્યું કે—" ઓ નામદાર પાદશાહ! બીજાઓનાં ઝાડો તો રોપ્યાં પછી ચાળીશ વર્ષે ફળ આપેછે, પણ મારાં વૃક્ષોએ તો રોપ્યાં તેજ દિવસે ઉત્તમ ફળ આપ્યાં!" આ સાંભળીને પાદશાહ ઘણો પ્રસન્ન થયો, અને એકદમ નાણાની બીજી કોથળી તેને બક્ષીસ આપી.

મોટા માન સાથે તે પણ માન્ય રાખીને તે પાછો પાદશાહને કહેવા લાગ્યો કે—"બીજાઓનાં વાવેલાં વૃક્ષો તો વર્ષમાં એકજ વાર ફળ આપેછે, પણ મારાં ઝાડોએ તો એકજ દિવસમાં બેવડો પાક આપ્યો!" આ સાંભળી શાહે સાનંદાશ્ચર્ય પામી તેની પ્રશંસા કરી એટલે તરતજ ખજાનચીએ નાણાની ત્રીજી કોથળી પેલા ખેડૂતને બક્ષીસ આપી! શાહે હવે પોતાના ઘો-

ડાને એડી મારી અને જતાં જતાં કહ્યું કે—"અરે બહાદુર પુરૂષ, તારી પાસે હાજરજવાબનો ભંડોળ એટલે તો ભરપૂર જણાયછે કે સેહેજ વખતમાં મારો તમામ ખજાનો ખાલી થઇ જાય, માટે હું હવે વધારે વાર તારી આગળ થોભી શકતો નથી !"



## વાંચનનો શોખ.

"વાંચનથી માણસમાં પરિપૂર્ણતા આવેછે." લૉર્ડ બેકન.

### પેટરાર્ક કવિ.

આ પ્રખ્યાત કવિને વાંચવાનો બહુજ શોખ હતો. બીજાં કામની વ્યવસાયથી જો એક પણ દહાડે તેનાથી પુસ્તકો વાંચવાનું બનતું નહીં તો તે દિવસે તે બહુજ ઉદાસ રહેતો હતો. તેને વાંચન પોતાના પ્રાણથી પણ વિશેષ પ્રિય હતું. એકવાર તેની તબીયત દિનપ્રતિદિન લથડતી ચાલતી હતી, ત્યારે તેના એક પરમ પ્રિય મિત્રે ધાર્યું કે વાંચનપર અતિશય શ્રમ કરવાથી તેની તન્દુરસ્તી બગડતી જતી હશે, તેથી તેણે નિશ્ચય કર્યો કે ગમે તે પ્રકારે એની એ ટેવ થોડા દિવસને માટે છોડાવવી. એવા વિચારથી તેણે તે મિત્ર પાસે તેના પુસ્તકભંડારની કુંચી માગી. પેલા મિત્રે તે તેને આપી. એ કવિને એ વિષે કશો ખ્યાલ પણ નહીં હતો કે મારો વાંચનનો અભ્યાસ છોડાવવાને મારો મિત્ર મારી પાસે કુંચીની માગણી કરેછે. કુંચી પોતાને કબજે કર્યાં પછી એ મિત્રે તેને જણાવ્યું કે વાંચનપર બેહદ મેહેનત કરવાથી તારૂં શરીર બગડતું જાયછે, માટે જયાંસુધી તું પાછો તન્દુરસ્ત થા નહીં ત્યાં સુધી હું એ કુંચી તને પાછી આપવાનો નથી. કવિએ તેને ઘણોએ સમજાવ્યો કે એથી તો મારી તન્દુરસ્તી સુધરવાને બદલે ઉલટી વધારે બગડશે માટે તું ભલો થઇને મારી એ કુંચી મને પાછી આપ, પણ તે મિત્રે માન્યું નહીં. તેના મિત્રની એ ધારણા ખરી હતી કે ખોટી તે હવે આપણે જોઇશું.

પોતાને હવે પુસ્તકો વાંચવાને મળનાર નથી એમ તે કવિની ખાતરી થઇ એટલે તે ઘણોજ ઉદાસ થઈ ગયો. તેની મુખમુદ્રા વધારે દયાપાત્ર થઇ પડી. પેહેલો દહાડો તેને વાંચન વગર ગયો તે એક દહાડો તેને એક વરસ જેટલો લાંબો જણાયો. વાંચન વગર તેને ઘડીએઘડીએ કંટાળો આ- વવા લાગ્યો. તેનું મન બીજા કશા ઉપર લાગ્યું નહીં પણ વાંચન સંબંધી નિરાશામાં તે દિવસ જેમતેમ કરીને તેણે ગાળ્યો. બીજે દિવસે તેનું મા- થું સખ્ત રીતે દુખવા આવ્યું, અને ત્રિજે દિવસે તાવે તેનાપર હુમલો કી- ધો. એ પ્રમાણે તેની પ્રકૃતિ સુધરવાને બદલે ઉલટી વધારે વધારે બગડવા લાગી. આવી દુઃખદાયક સ્થિતિ જોઈને તેના મિત્રને દયા આવી. તેણે પોતા- નો દુરાગ્રહ છોડી દીધો અને પુસ્તકશાળાની કુંચી તેને પાછી સ્વાધીન કીધી. એ જોઇને પેટરાર્ક કવિને પરમાનંદ પ્રાપ્ત થયો. પુસ્તકભંડાર ઉઘાડીને તેણે તરત પોતાને મનગમતું પુસ્તક વાંચવા માંડ્યું, અને તેનો તાવ ને ઉદાસી તત્કાળ દૂર થયાં. એણે પોતાનો વાંચનનો અભ્યાસ પાછો શરૂ કર્યો, અને થોડા સમયમાં તેણે પોતાની તન્દુરસ્તી પાછી સંપાદન કરી. ઉત્તમ પુસ્ત- કોનું અધ્યયન સર્વોત્તમ સુખ આપેછે. વિદ્વાન મનુષ્યને તેનાં પ્રિય પુસ્તકો કેટલોબધો આનંદ આપેછે તે યથાર્થ રીતે વિદ્વાનોજ જાણી શકેછે. અ- ક્ષર શત્રુઓને એવાં સુખની શેની ખબર પડે ? અનુભવ વગરનું સર્વે કાચું સમજવું.

---

## વેલેન્ટાઇન જેમરી ડયુવાલ.

એ ફ્રાન્સના આર્ટની નામે ગામડામાં એક ગરીબ ગામડીઆને ત્યાં ઈ૦ સ૦ ૧૬૯૫ માં જન્મ્યો હતો. દશ વરસ પછી એનાં માત તાત મૃત્યુ પામ્યાં, તે કાળે તે કંગાળ સ્થિતિમાં હતો. બે વરસ પછી એક ખે- ડૂતને ત્યાં મરઘીઓનાં બચ્ચાં તપાસવા માટે તે ચાકરીએ રહ્યો પણ કાંઇ કારણથી તેને તે ચાકરી તેમજ જન્મગામ તજવાની ફરજ પડી. ઇ. સ. ૧૭૦૯ માં લારેન્સ જતાં તેને માર્ગમાં સહીએડ આવ્યાં. સુભાગ્યે તેને એક પરમજી ભરવાડ મળ્યો તેણે તેને છાણની પથારી કરી આપી હતી તેમાં

તે પોતાના મંદવાડને લીધે ડોક લગી દટાઇ રહેતો. થોડા દિવસમાં એ વ્યાધિનું બળ નરમ પડ્યું.

નાન્સીની પડોશમાંના એક બીજા ભરવાડને ઘેર તે ચાકરીએ રહ્યો, ત્યાં તેણે એક છોકરાના હાથમાં "ઈસાપનીતિ"નું પુસ્તક જોયું. તે પુસ્તકમાં પક્ષી, જનાવર તથા જીવજંતનાં અનેક પ્રકારનાં ચિત્રો હતાં, તે તેણે નિહાળ્યાં, પણ તેમાંની કથા તે વાંચી શકે તેમ નહોતું. અક્ષરો તેના મનથી "**કાળા કાળા મંકોડા**" જેવા હતા. એ ચિત્રોનાં સંબંધમાં ઈસાપે શું લખ્યુંછે તે વાંચી સંભળાવવા માટે તેણે તે છોકરાને ઘણો સમજાવ્યો પણ તેની મુરાદ પાર પડી નહીં. તેથી તેણે પોતાના મનથી નિશ્ચય કર્યો કે "ગમે તેટલી મુસ્કેલી વેઠીને પણ મારે વાંચવા શીખવું." પછી તે ખૂબ કરકસરથી રહેવા લાગ્યો, અને પોતે જે પૈસા બચાવતો તે ભણેલા છોકરાઓને આપી દઈને તેઓની મદદથી તેણે વાંચવા શીખવાનું શરૂ કર્યું, અને અથાગ મેહેનત કરીને પોતાની મુરાદ પાર પાડી.

જેમ જેમ તેનું જ્ઞાન વધતું ગયું તેમતેમ પુસ્તકો પ્રતિ તેની રૂચી પણ વધતી ગઇ. પરંતુ વધેલી રૂચીના પ્રમાણમાં પુરતા પૈસા તે નહીં પામવાથી ફંદાઓ નાંખી શિકાર કરવાનો તેણે પ્રયત્ન કર્યો. એ કામ કેટલાએક દિવસ સુધી સારૂં ચાલ્યું. એક દિવસે તેણે એક રાની બિલાડી જોઈ. તેની ચામડીપર સાફ ને ચળકતા નિમાળા હતા. ડચુવાલે વિચાર્યું કે આ બિલાડીનું ચામડું વેચીશ તો તેના ઘણા પૈસા આવશે અને તે ખરચીને હું મારા મનપસંદ પુસ્તક ખરીદી શકીશ. એવી ધારણાથી તે જે ડાળીપર બેઠેલી હતી ત્યાંથી તેને એક લાકડી વતી હાંકી, અને પછી તે તેની પાછળ પડ્યો. તે બિલાડી એક પોલા ઝાડમાં પેસી ગઇ જ્યાંથી તેણે તેને છેડ કરીને બહાર કાઢી. તેથી તે બિલાડી ગુસ્સે થઇને બહાર આવી અને ડચુવાલના હાથપર કુદીને તેના માથાની ખોપરીમાં પોતાના પંઝા ખોસ્યા. એમ છતાં ડચુવાલે તો તેને ખેંચ્યાજ કીધી. તેથી તે રાની બિલાડીએ

તેની ખોપરીને બહુ જફા પહોંચાડી. આખરે મહા મુશીબતથી ડયુવાલ તે બિલાડીને મારી નાખીને પોતાને ઘેર લઇ ગયો. એનું ચામડું વેચીને સારો ઉપયોગી ગ્રંથ લેઇશ એવા તરંગમાં તેને પોતાની મોટી જફાનું વધારે દુઃખ જણાયું નહીં. વારંવાર તે મોટું જોખમ ખેડીને એવી બિલાડીઓને મારતો, અને તેનાં ચામડાં વેચીને પોતાને મનપસંદ પુસ્તકો ખરીદીને તે પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરતો હતો.

થોડા દિવસ પછી તેને એક ગૃહસ્થની મહોર જડી તે વિષે તેણે જાહેર ખબર ફેલાવી હતી. પછી તેના માલિકને તે મહોર મળવાથી તેણે ખુશી થઇને તેને બે ગીની આપી એ ઉપયોગી પુસ્તકો ખરીદવામાં ખરચીને તે ખુશી થયો. વળી જયારેજયારે તે મહોરવાળા ગૃહસ્થને મળવા જતો ત્યારે ત્યારે તે તેને ઉત્તેજન દાખલ અઢી રૂપિઆ આપતો. તેમજ ઘણીવાર તે પુસ્તકો પણ બક્ષીસ દેતો. ધીમેધીમે તેની પાસે ૪૦૦ પુસ્તકો થયાં, તેમાંનાં કેટલાંએક તો બહુજ કિંમતી હતાં.

એકવાર તે જંગલમાં પોતાના શેઠનાં ઢોર ચરાવતો અને પોતાની પાસેના નકશાઓનું અવલોકન કરતો હતો તેવામાં ત્યાંનો પાટવી કુંવર પોતાના માણસો સાથે શિકારે ગયો હતો તે ત્યાં આવી ચડયો. ડયુવાલના જ્ઞાન વિષે તપાસ કરી એટલે તે સાનંદાશ્ચર્ય પામ્યો. પછી તે કુંવરે તેને પૂછયું કે તું મારે ત્યાં નોકર રહેવા આવીશ ? ત્યારે ડયુવાલે જવાબ આપ્યો કે–મેં ઘણાં પુસ્તકોમાં વાંચ્યુંછે કે દરબારમાં બેડાથી સદ્‌ગુણને હાનિ પહોંચેછે, અને એવું મેં એકાદ સ્થળે મારી નજરે જોયું પણ છે તેથી રાજકુંવરની નોકરી કરવા કરતાં જે નોકરીથી હું તૃપ્ત થયેલોછું તે–એટલે ગાય ચારવી તથા જંગલમાં સંતોષથી રહેવું એમાં હું વધારે સુખાનંદ સમજુંછું, એમ છતાં મહારાજ, જો મને સારાં નવિન પુસ્તકો વાંચવાની તથા વિશેષ વિદ્યાજ્ઞાન મેળવવાની તક મળે તેમ હોય તો હું આપની અથવા બીજા હરકોઇની સાથે આવવાને તૈયાર છું. "પછી રાજકુમાર તેને દરબારમાં તેડી ગયો અને પોતાના પિતાને સમજાવીને તેણે તેને એક વિદ્યાશાળામાં દાખલ કરાવ્યો, જ્યાં તેણે ઘણી ઉપયોગી બાબતો વિષે અભ્યાસ

ચલાવ્યો. તેના પ્રતાપે તે એક પછી એક ઉંચા દરજ્જાની નોકરી પામવા લાગ્યો.

એક દિવસે તેણે રજા લીધા વિના બાદશાહની હજુરમાંથી ચાલવા માંડયું ત્યારે બાદશાહે પૂછયું કે તું કયાં જાયછે? ડયુવાલ બોલ્યો કે-"ગેબ્રિએલીનું ગાયન સાંભળવા." ત્યારે બાદશાહે જણાવ્યું કે " તે તો ઠીક નથી ગાતી." ત્યારે ડયુવાલ બોલ્યો કે-" મહારાજ, આપની પાસેથી હું માગી લઉંછું કે આપે આ વાત બહુજ ધીમેથી બોલવી." બાદશાહ બોલ્યો, "ધીમે શામાટે બોલું?" ત્યારે ડયુવાલે નિર્ભયપણે જવાબ આપ્યો કે-તમે કહો તે વાત સર્વે જણે માનવી એ અગત્યનું છે પણ મારી સંપૂર્ણ ખાતરી છે કે ગેબ્રિએલીના ગાયન સંબંધી આપ પ્રતિકૂળ મત આપશો તે કોઇપણ સમજુ માણસ માનવાની ના પાડશે." આ વાત ઉપરથી સાબિત થાયછે કે તે ખુશામતીઓ નહીં હતો.

ડયુવાલ બહુ સાદો હતો. તે એક ને એક જાતનો જભ્ભો પેહેરતો. ઘરનું વણેલું ખમીસ વાપરતો. બનતાં સુધી તે પોતાને હાથે રસોઇ કરતો. પુસ્તકો વાંચી વાંચીને પુષ્કળ જ્ઞાન અને માન સંપાદન કરીને તે પોતાનું સુદૃષ્ટાંત મૂકતો ગયોછે.

---

## જા અને આવ વચ્ચે આસમાન જમીનનો અંતર.

"જે કામ તમે જાતે કરી શકો તેવું હોય તેને માટે બીજાની ઉપર આધાર રાખશો નહીં."

ઇંગ્લાંડના સરે પરગણામાં એક સદ્‌ગૃહસ્થ વસતો હતો. તેની પાસે એટલો ગરાસ હતો કે તેમાંથી તેને પ્રતિ વર્ષે બે હજાર રૂપિઆ કરતાં અધિક ઉપજ આવંતી હતી. એટલી આવક છતાં પણ તે કરજમાં ડૂબવા લાગ્યો. રૂણ એટલુંબધું વધ્યું કે પોતાની જમીન ખોઇ બેસવાનો સમય આવ્યો. તેણે પોતાનું અરધું ખેતર વેચીને ઘણુંખરૂં કરજ પતાવ્યું, અને બાકીનું અરધું ખેતર એકવીશ વરસની મુદત માટે એક ખેડૂતને ભાડે ખેડવા આપ્યું. એ ખેડૂત જાતે પરિશ્રમ કરીને તે ખેતર ખેડતો. તેની ઉપ-

જમાંથી તે ખેતરના માલિકને વખતસર ભાડું આપતો અને તેમાંથી પોતાનું ગુજરાન પણ આબરૂ ભરેલી રીતે તે ચલાવતો.

મુદ્દત પૂરી થવાને કેટલાંક વરસની વાર હતી એટલામાં તો તે ખેડૂત, ખેતરના માલિક પાસે જઈને એકવાર કહેવા લાગ્યો કે—"હું ખેડુંછું એ ખેતર જો આપને વેચવાની ઈચ્છા હોય તો તે ખરીદવાની મારી ખુશી છે." એ સાંભળીને તે જમીનદાર અતિશે અચરજ પામ્યો, તેથી તેણે આતુરતાથી પ્રશ્ન કર્યો કે—'શું તમારાથી એ ખેતર ખરીદી શકાશે? આ વાત શું તમે સત્ય કહોછો? તમારી પાસે એટલો પૈસો ક્યાંથી આવ્યો? તમારી વાતમાં મને બરાબર ગમ પડતી નથી. તમે મારૂં માત્ર અરધું ખેતર ખેડોછો, એમાંથી મને વખતસર ભાડું આપોછો, તેમજ તમે તમારા આખા કુટુંબનું ગુજરાન કરોછો એમ છતાં તમે તે ખેતર ખરીદવાની ખુશી બતાવોછો એમ તે શી રીતે બને? ખરેખર હું તમારા બોલવામાં કાંઈ જબરો ભેદ સમાએલો જોઉંછું. મારે આગળ આખા ખેતરની ઉપજ આવતી હતી. વળી તમારી પેઠે મારે કોઈને ભાડું ભરવું પડતું નહોતું એમ છતાં હું અતિ કરજમાં ડૂબ્યો અને તમે અરધા, અને તે પણ ભાડે રાખેલા ખેતરથી ટુંક મુદ્દતમાં તરતા થયા જણાવોછે તેનો ખરો ભેદ સમજાવશો તો હું તમારો પાડ માનીશ. શું તમને કાંઈ દાટેલો ખજાનો તો જડ્યો નથી? જે હોય તે સાચેસાચું મને સમજાવો. મારી અને તમારી ઉપજ વચ્ચે આટલોબધો અંતર પડવાનું કારણ શું?"

"કારણ?" કારણ જુઓ તો નાનું છે અને વિચારો તો મોટું છે. "જા અને આવ" એટલોજ માત્ર એમાં અંતર છે. તમે આળસમાં પડ્યા હતા. સવારે આંખો ચોળતા ઉઠતા અને વેઠીઆસરખા ચાકરને કહેતા કે "જા અલ્યા, તું ખેતરમાં જા અને ત્યાં કામ કરી આવ. ચાકર એકલો જઇને જાત મેહેનત કરીને ધણીને ખવરાવે એવું તે ક્યાંથી બને? મોજમજામાં પડેલા શેઠના ચાકર દારિદ્ર શું દળે? કામ સારૂં થાય એવી જો ઇચ્છા હોય તો તે કાંતો પોતે પરસેવો ઉતારીને જાતે કરવું, અને કાંતો પોતે જાતે ત્યાં હાજર રહીને પોતાની નજર તળે કરાવવું. 'જા બીલી કૂતેકુ માર' એમ

કરવામાં શુક્રવાર શાનો થાય? **"હૈયું બાળ્યાથી હાથ બાળ્યા સો ગણા સારા."** પોતાનાં કામની જેવી પોતાને ફિકર હોય તેવી પારકાંને નજ હોય. પોતાના અને પારકામાં પાર વિનાનો અંતર છે એની અનુભવ વિના ખબર પડતી નથી. ખાતરી રાખજો કે મને તમારા ખેતરમાંથી દાટેલો ખજાનો મળ્યો નથી. એમ છતાં હું આજે આપનું ખેતર ખરીદવાને શક્તિવાન થયોછું તે કશાથી નહીં પણ મારી જાત મેહેનતથી. મારો જાદુ મારી જાત મેહેનત છે અને મારી કાળજી એ મારી કરામત છે. એમાં નથી બીજો ભેદ કે નથી બીજો ભરમ. તમે જો મારી પેઠે ખંત રાખીને પંડે પ્રયત્ન કીધો હોત તો આજે બીજાં પાંચ ખેતર વેચાણ રાખો તેટલા તમે વિત્તવાળા થયા હોત. જા અને આવ વચ્ચેનો તફાવત હવે તમે બરાબર સમજ્યા હશો.

---

## કોઇ પણ હુન્નર શીખવાની ફરજ.

### એક જર્મન અમીર.

દૈવયોગે હું કદાપિ મારૂં રાજ્ય અને મારી સર્વ સંપત્તિ ખોઈ બેસું, તોપણ મારા રંગવાના હુન્નરથી હું મારૂં અને મારા કુટુંબનું ગુજરાન આબરૂથી ચલાવવાને શક્તિવાન છું" **પ્રુશિયાનો રાજા પેહેલો ફ્રેડ્રીક વીલીઅમ.**

ઇ૦ સ૦ ૧૬૧૫ માં જર્મનીમાં એક વૃદ્ધ અમીર વસતો હતો. તે ઘણો પૈસાદાર, ને વ્યવહારિક કામમાં કુશળ હતો. પ્રજામાં તેને માત્ર એક પુત્રી હતી. એ સુતા તે સમયે પરણવા યોગ્ય થઇ હતી. તેની સાથે લગ્ન કરવાની ત્યાંના એક યુવાન પુરૂષની ઈચ્છા હતી, તેથી તે એ દેશની રીત મુજબ પ્રથમ તે કુમારિકાને મળ્યો અને પરણવા વિષે તેની મરજી પૂછી. તે કન્યાએ જવાબ આપ્યો કે—"મારા પિતાજીની મરજી જાણ્યા વિના હું તમને હા કે ના કહી શકતી નથી." એ ઉપરથી તે ગૃહસ્થે પોતાના એક મિત્ર મારફતે પોતાની ઇચ્છા તે અમીરને જણાવી.

પછી એક દિવસે તે અમીર પેલા તરૂણ ગૃહસ્થને મળ્યો, અને તેને કહ્યું કે-તમે મારી પુત્રી સાથે પરણવાને ઘણાજ ખુશી છો એ વાત મારા કાનપર આવીછે, તેથી હું તમને પૂછુંછું કે જો હું તમારી સાથે મારી દીકરીને પરણાવું તો તમે તેણીનું પોષણ શી રીતે કરી શકશો તે મને જણાવો ? પેલા ગૃહસ્થે પ્રત્યુત્તર આપ્યો કે—તમારા મોભાને છાજતી રીતે હું તમારી દીકરીને રાખીશ; એ વિષે તમે કશી ફિકર રાખશો નહીં, કેમકે મારી ફરજ હું સારી રીતે સમજુંછું. એ સાંભળીને તે અમીર બોલ્યો કે, "તમે મારા કહેવાનો ભાવાર્થ બરાબર સમજ્યા હોય એમ લાગતું નથી, તેથી હું તમને ફરીથી પૂછવાની રજા લઉંછું કે—તમારી પાસે એવું શું છે કે જેથી તમે તમારૂં, મારી દીકરીનું અને તેણીને પેટે જે બાળબચ્ચાં થાય તેમનું સારી રીતે ભરણપોષણ કરી શકો?" ત્યારે તે ગૃહસ્થ બોલી ઉઠયો કે-"મારા બાપ તર્ફથી મને મોટો વારસો મળ્યો છે, વળી મારી પાસે પણ ઘણા પૈસા ને વાડીવજીફો છે તેથી મારી આબરૂ પ્રમાણે હું ખર્ચ કરવાને શકિતવાન છું."

અમીરે વળી ફરીથી કહ્યું કે—"તમે સધન છો એ વાત હું જાણુંછું. પણ મારે તમારી પાસેથી એટલોજ ખુલાસો લેવોછે કે, ઇશ્વર ન કરે પણ કોઈ કારણથી તમારી બધી માલમિલ્કત તણાઇ જાય, તો તમે તમારા આખા કુટુંબનું તમારી આબરૂ પ્રમાણે ચરિતાર્થ શી રીતે ચલાવી શકો? પૂછવાની મતલબ એટલીજ કે તમને કાંઇ એવો હુન્નર આવડેછે કે કદાપિ ભોગજોગે તમારી દોલત ઘસડાઇ જાય તો તમે તમારે આશરે પડેલાનો માનભરેલી રીતે ઉદરનિર્વાહ કરી શકો ? આ સાંભળીને પેલે ગૃહસ્થે દિલગીર થઇને ડોકું ધુણાવ્યું કે હું કાંઇ એવો હુન્નર શીખ્યો નથી, અને આજ સુધી મને કદી એવો ખ્યાલ પણ આવ્યો નહોતો. એ સાંભળીને તે અમીરે જણાવ્યું કે, હું કોઇ એવા પુરૂષ સાથે મારી દીકરીનું લગ્ન કરવા માગુંછું કે જે ઓછામાં ઓછો એક પણ હુન્નર પૂર્ણપણે જાણતો હોય. હું ઘણો દિલગીર છું કે તમારી પાસે મોટી

દોલત છતાં હું તમને મારી દીકરી દેઈ શકતો નથી.

તે અમીરનો આવો ઠરાવ જોઈને તે યુવાન ગૃહસ્થે તેને વિનંતિ કરી કે હું તમારી પાસે મુદત માગુંછું. તમારી દીકરી સાથે મારૂં લગ્ન કરવાને હું બહુજ ઉત્કંઠિત છું, તેથી હું તમારી પાસે એક મેહેરબાની દાખલ માગી લઉંછું કે આજથી એક વરસ પેહેલાં હું કાંઇ ઉપયોગી હુન્નર શીખી લેવાની અપેક્ષા રાખુંછું, તેમાં જો મેં ફતેહ મેળવેલી જણાય તો તમારી દીકરીને મારી સાથે પરણાવજો. એટલી મુદત સુધી તમારી પુત્રીનું લગ્ન બીજા કોઇ સાથે કરવું નહીં.

તેની આ વાજબી માગણી તે અમીરે મોટી ખુશીથી માન્ય રાખી. પછી તે યુવાન ગૃહસ્થ બીજે ગામ ગયો. એ ગામમાં એક જણ ઘણીજ ઉંચી જાતની ટોપલી અને કંડીઆ બનાવતો હતો તેની પાસે જઇ છ માસની ટુંકી મુદતમાં તે હુન્નર બરાબર હાથ કર્યો. જે ખરા દિલથી મેહેનત કરેછે તેને ઘણુંકરીને ફતેહ મળ્યા વગર રહેતી નથી.

પછી તેણે એક નકશીદાર ટોપલી અને એક કંડીઓ બનાવીને પેલા અમીરની દીકરીને ભેટ મોકલ્યાં; તેની કારીગરી જોઇને તે બહુ ખુશી થઇ. એ વાત જ્યારે તેના પિતાના જાણવામાં આવી ત્યારે તે પણ ઘણો સંતોષ પામ્યો. પછી તેણે એ ગૃહસ્થ સાથે પોતાની પ્રિય પુત્રીને પોતાની કબૂલત મુજબ પરણાવી.

એ દંપતીએ થોડાં વર્ષ સુખચેનમાં નિર્ગમન કર્યાં, પછી દૈવયોગે એવું બન્યું કે જર્મનીમાં તેમજ આસપાસના બીજા દેશમાં ધર્મ સંબંધી લડાઇ ઉઠી તેમાં ઘણાં કુટુંબો પાયમાલ થઇ ગયાં. પોતાનો જીવ બચાવવાને હજારો માણસો પરદેશ નાશી જવાં લાગ્યાં. એ વખતે પોતાની માલમિલકત ને વાડીવજીફો છોડીને પેલા યુવાન ગૃહસ્થને પણ એકદમ નાશી જવાની ફરજ પડી. તેની સાથે પોતાની પત્નિ, છોકરાં અને તે ઘરડો અમીર હતો. તેઓ હોલાંડમાં નાશી ગયાં. ત્યાં ગયાં ત્યારે એ યુવાન કે અમીર પાસે કાંઈ નાણું નહોતું કે તે વટાવીને તેઓ ખાય. સારે ભાગ્યે પેલા યુવાન ગૃહસ્થને કંડીઆ અને ટોપલી બનાવવાનો હુન્નર આવડતો હતો તે તેણે ત્યાં

અજમાવ્યો. તેનો માલ ત્યાં મોંઘી કિંમતે ખપવા માંડયો અને તે પરદેશ ખાતે પણ ચડવા લાગ્યો. એ હુન્નરના પ્રતાપે, તેનું આખું કુટુંબ ને સસરો વગેરે સુખી થયાં. તે વૃદ્ધ અમીરની દીર્ઘદૃષ્ટિનાં આપણે બહુજ વખાણ કરીશું. તેની પ્રેરણાથી એ યુવાન જે હુન્નર શીખ્યો હતો તે તેમને બહુજ ઉપયોગમાં આવ્યો. આ ઉપરથી ભારતવાસીઓએ તો ઘણીજ શીખામણ લેવાની છે. માત્ર લખવા વાંચવાનું ભાગ્યુંતૂટયું જ્ઞાન લેઇને સંતોષ પામવાને બદલે કે બાપદાદા તરફથી મળેલા પૈસાપર ભરોસો રાખી હુન્નરથી બેનસીબ રહેવાને બદલે દરેક જણે ઓછામાં ઓછો એક હુન્નર તો પક્કો શીખવોજ જોઇએ. નાનાં બાળકોને પણ લેખન વાંચનનાં જ્ઞાન સાથે કાંઇપણ હુન્નર શીખવવામાં આવે તો તેમાં તેમનું અને દેશનું કલ્યાણ છે. હુન્નરી માણસ કદી ભૂખે મરતો નથી.

## માણસને તેના મોત પેહેલાં સુખી ગણવો નહીં.

"No man is to be called happy before his death," *Solon.*

### ક્રીસસ.

લીડીઆના રાજા ક્રીસસ પાસે બેહદ ખજાનો હતો, એના જેટલી દોલત એ કાળે બીજા કોઇ પણ રાજા પાસે હશે નહીં. ક્રીસસ રાજા પોતાની સમૃદ્ધિને માટે અત્યંત મગરૂર હતો. એકવાર યુનાની તત્વવેત્તા સોલન તેને ત્યાં મળવા આવ્યો ત્યારે તેણે તેનો બહુજ સત્કાર કર્યો. મહા મૂલ્યવાન વસ્ત્રાભૂષણ સજીને તે તેને સામો લેવા ગયો. પછી તેણે સોલનને પોતાનો બધો ખજાનો બતાવીને પૂછયું કે—આખી દુનિયામાં સર્વથી સુખી માણસ તને કોણ જણાયછે? એ રાજાએ પોતાના મનમાં ધાર્યું હતું કે સૌથી સુખી માણસ તરીકે તે મારૂં નામ આપ્યા વિના રહેશે નહીં; પણ સોલન, માણસની કિંમત તેની સંપત્તિથી નહીં પણ સદ્‌ગુણથી કરતો. ખજાનાથી તે ખુશી થતો નહોતો પણ તે મનુષ્યના સદ્વર્તનથી સંતોષ પામતો. તેણે નિડરપણે નિવેદન કીધું કે ઍથેન્સનો ટીલસ નામનો રહેવાશી જે ભલો, પ્રમાણિક, અને ગરીબ છતાં સંતોષી હતો, કે

જેણે પોતાના દેશની સેવામાં પોતાનો આત્માર્પણ કર્યો હતો તે સુખી હતો. માણસના મોત પેહેલાં હું કોઇ માણસને સુખી માનતો નથી. એ સાંભળીને ક્રીસસ રાજા નારાજ થયો. પછી તેણે ફરીથી પૂછ્યું કે ત્યારે બીજા નંબરનો સુખી તું કોને કહેછે? તેના મનમાં ખાતરી હતી કે હવે તે મારૂં નામ બતાવ્યા વિના રહેશે નહીં, પણ તેની ઘણીજ નિરાશા વચ્ચે તે પંડિતે આરગોસ શેહેરના એવાજ બે અપ્રસિદ્ધ માણસોનાં નામ આપ્યાં, ત્યારે ક્રીસસ રાજાને તેનાપર ઘણોજ કાળ ચડયો અને તેને ત્યાંથી રજા આપી, ત્યારે તેને સોલને સારીપેઠે સંમજાવ્યું કે તમને તમારી સ્થિતિનો ઘણો ગર્વ છે એ વાત મારા જાણવાની બહાર નથી, પણ તમારી એ હાલત તમારા અંતપર્યંત આબાદ રહે ત્યારેજ હું તમને સુખી માણસ કહીશ. ક્ષણિક સુખથી ફુલાઈ જવું વાજબી નથી. આપણને કશી ખબર નથી કે ભવિષ્યકાળમાં આપણે માથે શી આપત્તિ આવનાર છે? એ વગેરે તેણે ઘણુંએ કહ્યું પણ ક્રીસસના મનપર તેની કશી અસર થઈ નહીં.

થોડા મહિના વીત્યા એટલામાં ઈરાનના રાજા સાયરસે લીડીયાપર સ્વારી કરી. તેણે ક્રીસસને કેદ પકડયો અને તેને જીવતો બાળી નાખવાનો રાજાએ હુકમ કર્યો. ક્રીસસને જ્યારે ચેહ ઉપર મૂકયો ત્યારે પોતાના ઇશ્વર, ગુરૂ કે સગાંસંબંધીઓને સંભારવા, કે હાયવોય કરવાને બદલે તે એકદમ બોલી ઉઠયો કે—"ઓ **સોલન, સોલન,** તારાં સદ્વચન અત્યારે અક્ષરસઃ સત્ય જણાયછે." આવા અત્યંત દુઃખદાયક પ્રસંગે બીજા કોઈને યાદ કરવાને બદલે તેને સોલનનું સ્મરણ કરતો સાંભળીને સાયરસના મનમાં ઘણીજ નવાઇ ઉપજી; તેથી તેણે તરત ક્રીસસને પોતાની પાસે બોલાવીને એમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે જણાવ્યું કે થોડાજ મહિના પેહેલાં હું મારી સમૃદ્ધિ જોઇને ગર્વિષ્ટ થયો હતો. એ સમયે મેં યુનાની તત્વવેત્તા સોલનને સવાલ પૂછ્યો હતો કે આખી સૃષ્ટિમાં સૌથી વિશેષ સુખી કોણ? એ કાળે તેણે મને વિગતથી સમજાવ્યું હતું કે કોઇ પણ માણસ પોતાના મોત પેહેલાં સુખી નથી. તેનું એ વાજબી કથન એ કાળે મારા માનવા-

માં આવ્યું નહોતું પણ હવે અનુભવથી મારી પરિપૂર્ણ પ્રતીતિ થઈ કે એણે દર્શાવ્યું હતું તે સર્વાંશે સત્ય જ છે. મારા જેવા રાજાની આવી અધમાધમ દશા થશે એમ મારા કટ્ટામાં કટ્ટા શત્રુઓને પણ કદી સ્વપ્નું આવ્યું નહીં હોય, પરંતુ કાળની બલિહારી છે. ગર્વ કરેલો કશા પણ કામમાં આવતો નથી. ઘડી પછી આપણું શું થશે તેની કોઈને ખબર નથી; એવી મને આજેજ ખબર પડી. એ સાંભળીને સાયરસને એટલીતો અસર થઇ કે તેણે તરત ક્રીસસને માફી આપી, એટલુંજ નહીં પણ તેને પોતાના સલાહકાર અને મિત્ર તરીકે માનીને પોતાની પાસે રાખ્યો.

આ વાત ઉપરથી આપણને અમૂલ્ય બોધ મળી શકેછે. માણસે પોતાનો ઉદય જોઈને અહંકારી બનવું જોઈતું નથી. આવતો વખત આપણે માટે કેવી વિપત્તિ લાવનાર છે તે વિષે આપણને કશું પણ જ્ઞાન નથી. રાજા હોય તે ઘડી એકમાં રંક થાયછે, સંખ્યાબંધ દેશ સર કરનાર જોતજોતામાં કોઇના બંધીવાન થઇ પડીને માર્યા જાયછે એ આપણે સદા યાદ રાખવું ઘટે છે. જેમ ઉંચે ચડયા તેમ પડવાની ધાસ્તી વધારે છે, **"ફુલ્યું કરમાય," "ભર્યું ઠલવાય,"** અને **"ચડેલું પડે,"** એ સૃષ્ટિનો નિયમ છે. મદમાં મસ્ત બનેલાને કાચી ઘડીમાં રોળાઇ જતાં આપણી નજરે દેખીએ છીએ. સોલનનું સદ્વચન આપણે સદા સ્મરણમાં રાખવું કે **"માણસ પોતાના મોત પહેલાં સુખી નથી."**

**न जाने जानकी नाथ, प्रभाते किं भविष्यति.**

---

## ખૂન કદી છૂપું રહેતું નથી.

### દારૂ ગાળનાર ચાકર.

For murder, though it has no tongue, will speak with most miraculous organ."

**Shakespeare.**

એક માણસ દારૂ ગાળવાની ભઠ્ઠીપર ચાકરીએ હતો, તેને એક વાર

ત્યાંના એક બીજા ચાકર સાથે કાંઈ નજીવા કારણથી બોલાચાલી થઇ, તેમાં તે એટલો તો ક્રોધાંધ થયો કે તેણે તરત તે બીજા ચાકરને અતિશય માર માર્યો તેની અસરથી તે બિચારો ત્યાંજ મરણ પામ્યો. તે કાળે ત્યાં બીજું કોઇ માણસ હાજર નહોતું તેથી તે માણસે પેલા ચાકરની લોથને ઉપાડીને સળગતી ભઠ્ઠીમાં ઝીકી દીધી. તેમાં તે લાશ એવી તો બળીને ભસ્મ થઇ ગઈ કે તે કોઇના પણ જાણવામાં આવ્યું નહીં.

બીજે દિવસે તે ચાકરની શોધખોળ થઇ, પણ તેનો પત્તા લાગ્યો નહીં. પછી એ વિષે એ ખૂની ચાકરને સેહેજ પૂછવામાં આવ્યું ત્યારે તેણે જણાવ્યું કે–હા, તે ચાકરને કાલે મેં અહીં જોયો હતો. તે વખતે તે બહુજ છાકટો થયેલો હતો અને ન બોલ્યાનું બકતો હતો. મેં તેને દારૂ ગાળવાના કામમાં મદદ કરવાનું કહ્યું તે તેણે ગણકાર્યું નહીં, અને અહીંથી ચાલતો થયો હતો. એ ઉપરથી લોકોએ અનુમાન કીધું કે તેના ઘર તરફ જતાં રસ્તામાં જે પુલ આવેછે તે પુલપરથી નદીમાં પડીને તે બૂડી મુઓ હશે. આવું સંભવિત અનુમાન ઘણા લોકોએ સ્વીકાર્યું એટલે તેના વિષે વિશેષ તપાસ ચાલી નહીં.

એ વાતને ચાર વરસ વીતી ગયાં, એટલે એ ખૂનીએ તે ચાકરી છોડી દીધી. પછી બીજાં ત્રણ વરસ થયાં એટલે તે માણસ પાછો એજ કારખાનામાં ચાકરીએ રહ્યો. એકવાર તે પેલી ભઠ્ઠી પાસે બેઠો હતો ત્યારે તેને તેના કાળાં કર્મની સ્મૃતિ આવી. અને એને એ વિષે અત્યંત અનુતાપ ઉત્પન્ન થયો. તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કે આ દુષ્ટ કર્મને માટે ઈશ્વરના દરબારમાં મને અસહ્ય શિક્ષા થયા વિના રહેશે નહીં. હાય હાય! મારૂં શું થશે ? બિચારા નિર્દોષ માણસની હત્યા કરતાં મેં પાછું વાળી જોયું નહીં. મેં મહા પાતક કર્યુંછે એવી વિમાસણ કરતાં કરતાં તે ઉંઘી ગયો. ઉંઘમાં પણ તેને એનીજ ભ્રમણા હતી. તેનાં દુષ્ટ કર્મનું તેને સ્વપ્નું આવ્યું તેમાં તે પ્રગટપણે મોટેથી બોલ્યો કે–"બરાબર સાત વરસ પેહેલાં" એ વખતે ત્યાં એક બીજો ચાકર બેઠો હતો તેણે આશ્ચર્ય પામીને તત્કાળ

સવાલ કર્યો કે "સાત વરસ અગાઉ તેં શું કીધું હતું ?" મેં તેને બળતી ભઠ્ઠીમાં નાખી દીધો હતો." પાછું તે માણસે પૂછ્યું કે "કોને નાખી દીધો હતો?" એ પ્રશ્નનો તેણે ઉત્તર આપ્યો નહીં.

પેલા ચાકરના ગુમ થવાની વાત કારખાનાના માણસોના મનમાંથી હજી છેક ભુંસાઇ ગઇ નહોતી, તેથી પેલા માણસને શક ઉત્પન્ન થયો કે, સાત વરસ થયાં જે ચાકરનો મુઆ જીવતાનો પત્તો મળતો નથી તેનું આ મા-ણુસે ખૂન કરીને તેને આ ભઠ્ઠીમાં નાખી દીધો હોય તો ના નહીં. તેણે એ વિષે વધારે વિચાર કર્યો એટલે તેને વધારે વેહેમ આવ્યો. તેથી સવારમાં તે માજિસ્ટ્રેટ પાસે ગયો અને રાતે જે વાત બની હતી તે તેને યથાસ્થિત કહી સંભળાવી. એ ઉપરથી તે માજિસ્ટ્રેટે તે ચાકરને પોતાની પાસે પકડાવી મંગાવ્યો અને એ વિષે પૂછપાછ કરી. પેહેલાં તો તે નામુકર ગયો પણ તેને જ્યારે યુક્તિથી સમજાવવામાં આવ્યો ત્યારે તેણે પોતાનો અપરાધ અંગીકાર કીધો. પછી તેનાપર ગુન્હો સાબિત થવાથી તેને ફાંસી-ની શિક્ષા કરવામાં આવી.

પાપ કદી છૂપું રહેતું નથી. કર્યાં કર્મનું ફળ મોડું કે વેહેલું ભોગવવું પડેછે. પાપી માણસનું અંતઃકરણ તેને દરરોજ ડંખ માર્યા કરેછે. ખૂની મા-ણુસ પકડાયા વિના રહેતો નથી. વખતે જો કોઇ સપડાતો અટકી જાયછે તોપણ તેનું હૃદય તેને સપડાવ્યા વિના રહેતું નથી. બહારની સજા કરતાં અંદરની સજા બહુજ બળવત્તર છે. કરેલું પાતક નજરે તરેછે અને તેથી અંતઃકરણ સદા સળગતું રહેછે એ સજા ઓછી નથી. ઉપર લખેલી વાત-માં સાત વરસે ખૂની પકડાયો પણ કેટલીક વાર તેથી પણ મોડા ખૂની પકડાયછે. ખૂની માણસનું અંતઃકરણ કેટલીકવાર તેને એટલું તો ડંખ મારે છે કે તેથી તે કોઈના કહ્યા કહાવ્યા વગર જાતેજ ન્યાયાધીશ પાસે હાજર થઇ પોતાનું પાપ પ્રકાશે છે, અને તેની ઘટતી સજા માગેછે, એવું ઘણી વાર આપણા વાંચવા અને સાંભળવામાં આવેછે. માણસનો અપરાધ દુનિ-આ કદી જાણુતી નથી પણ તેનું અંતઃકરણ જાણેછે; અને જ્યાંસુધી તેનું અંતઃકરણ જાણેછે ત્યાંસુધી તે હમેશ બેચેન ને મહા દુખી રહેછે. માણસે

પોતાના ક્રોધને સદા કબજે રાખવો ઘટેછે. ગુસ્સો એ એક પ્રકારનું દીવાનાપણું છે. સદાચરણી મનુષ્યોનાં અંતઃકરણ સદા નિર્મળ રહેછે. અપરાધી માણસે પોતાનો અપરાધ છૂપાવીને અંતઃકરણની સજા ખમવા કરતાં તેણે પોતાનો અપરાધ કબૂલ કરીને ન્યાયાધીશે કરેલી સજા ભોગવવી એ ઓછું દુઃખદાયક છે. "જેવી કરણી એવી પાર ઉતરણી."

## કરે તેવું ભોગવે.

### જૉન ઇવાન.

હ્યુબર્ટ કરીને એક નાનો છોકરો હતો. તેનો બાપ ટેનન નાગના પરગણામાં શિકારના પક્ષીઓનો રખેવાળ હતો. એકવાર જૉન ઇવાન નામના એક મૃગચોરની બંદુકની ગોળીથી તેની હત્યા થઇ હતી. લોકોએ તે ગુન્હેગારને ઘણો શોધ્યો પણ તે હાથ આવ્યો નહોતો. નબાપા હ્યુબર્ટને યોગ્ય વિધિથી ઉછેરવાને તેની માએ સ્વાભાવિક રીતે યત્ન કીધો હતો. પછી તે બાલ્યાવસ્થાનો અતિક્રમ કરી યુવાનીમાં આવ્યો. વીશ વર્ષ પૂરાં થવાથી તેને પોતાના પિતાની નોકરી સંપાદન થઈ.

થોડા દિવસ વ્યતીત થયા પછી હ્યુબર્ટ કેટલાક શિકારીઓ અને પોતાના સોબતીઓ સાથે મૃગયા રમવા અરણ્યમાં ગયો. થોડીવાર થઇ એટલે તે એક સુંદર મૃગની પાછળ પડયો. હરણને થોડે દૂર જોઈને તેણે પોતાની બંદુક તાકીને ફોડી પણ તે નિષ્ફળ ગઈ. અને મૃગને બદલે કોઇ માણસ તેનો ભોગ થઇ પડયો. અરણ્યમાંથી એકદમ શોકાતુર અને ચિત્તવેધક ધ્વનિ સંભળાયો. " અરેરે ! હાય ! હું હવે ખચીત મરી જવાનો."

ચમકી, ચિંતાતુર થઈ અને ભયથી વિહ્વલ બનીને હ્યુબર્ટ તરતજ તે સ્થાન ભણી દોડી ગયો. ત્યાં દુઃસહ વેદનાથી પોકાર પાડતો એક વૃદ્ધ માણસ તેની દૃષ્ટિએ પડયો. પછી સહચર માણસો તેની સમિપ આવી પહોંચ્યા. પરિતાપ પામેલો હ્યુબર્ટ તે મોતની અણીપર આવેલા માણસની આગળ ઘુંટણીએ પડયો, અને તેની પાસે પોતાના મહા પાતકની માફી

માગવા લાગ્યો. તેણે કહ્યું કે " આ નિર્જન સ્થળ ધારીને હું અહીં આવ્યો હતો. આ જગોએ કોઇ પણ માણસ હશે એમ મારા સમજવામાં હોત તો હું કદી પણ બંદુકનો બહાર કરત નહીં. મારા હાથથી જો કે અજાણતાં, પણ ઘોર પાપ થયુંછે. એક નિર્દોષ માણસની મારા હાથે હત્યા થઇછે. આ પાતકથી હું કયાં છૂટીશ ? મારા હાથથી થયેલા આ કમકમાટી ઉપજાવે તેવા કાર્યથી હું ઘણો પશ્ચાતાપ કરૂંછું. આજે જો હું શિકારે ન આવ્યો હોત તો ઘણું સારૂં થાત. હું ઘાતક ઠરત નહીં અને મહા પાતકમાં પડત નહીં. અરેરે ! મારી હવે કેવી દુર્ગતિ થશે? દુનિયા મને દુષ્ટ કહેશે, અને ગાફલમાં ગણશે. અરે આવો દયાપાત્ર દેખાવ જોઈ મારી છાતી ફાટી જાયછે, અને મારી હિંમત નાશી જાયછે. મારાથી અજાણતાં કેવું ક્રૂર કર્મ થઇ ગયું ! "

તે યુવકને આમ પરિતાપ પામતો અને પશ્ચાતાપ કરતો પેખીને તે જખમીએ મરતાં મરતાં જણાવ્યું કે—તમે બિલકુલ પાપી નથી, માટે પશ્ચાતાપ કરશો નહીં. તમે મારો પ્રાણાંત લાવ્યા નથી માટે પરિતાપ પામશો નહીં. તમે મારા ઘાતક નથી, પણ માત્ર કુદરતના એક શસ્ત્ર રૂપ છો, તેથી તમારે ચિંતાગ્રસ્ત થવાનું કારણ નથી. તમારે આકુળ વ્યાકુળ નહીં થવું, પણ શાંત થવું. આ અંતની ઘડીએ હું તમારી પાસે એક ભેદ ભરેલી પણ વાસ્તવિક વાત પ્રકાશ કરીશ, ત્યારે તમને જણાશે કે અહોનીશ છુપી રીતે મારૂં કાળજું કોરનાર કીડાથી હું આજે મુક્ત થવાનોછું. તમે મને હતભાગિને પાપ ને પશ્ચાતાપના અસહ્ય બોજાથી મુક્ત કરવામાં કારણ રૂપ થયાછો તેથી હું તમારો અને અદલ ઇનસાફી ઇશ્વરનો ભારે ઉપકાર માનુંછું. મૃત્યુ સિવાય અન્ય ચીજની મને હવે અપેક્ષા નથી. આખી દુનિયાનું મને કદાપિ રાજ્ય મળે તોપણ તે મને સુખકર થઇ પડે તેમ નથી. મારા પાપી હૃદયની બેચેનીનું હું વર્ણન કરી શકતો નથી, પણ એટલું કહુંછું કે મને જે મળવું ઘટિત હતું તે આજે મળ્યું. "**માણસના કરેલા દુષ્કર્મનો વેહેલો કે મોડો બદલો મળ્યા વગર રહેતો નથી**" એમ

દુનિયા બોલેછે તે યથાર્થ છે એમ મને અધમને આજે અનુભવ થયો. એમ બોલતાં બોલતાં જૉન ઇવાનની જીભ અટકી પડી. તે મુર્ચ્છિત થયો. થોડીવારમાં તે પાછો શુદ્ધિમાં આવ્યો, તેના નયનમાંથી અશ્રુજળનો પ્રવાહ પ્રબળ વેગથી વેહેવા લાગ્યો. આ કરૂણામય દેખાવ જોઇ હ્યુબર્ટ બહુ શોક-ગ્રસ્ત થયો. પછી તે આતુરતાથી જૉન ઇવાનને પૂછવા લાગ્યો કે—મારા આ દુષ્કાર્યથી તમે કોપિત થતા નથી, અને ઉલટો મારો આભાર માનો છો એનું માર્મિક કારણ મને માલમ પડતું નથી. હું મુંઝાઉંછું. તમે કૃપા કરી તમારો ભેદ ત્વરિત ખુલ્લો કરી મારા વ્યાકુળ મનને થોડીઘણી શાંતિ આપો.

જૉન ઇવાન આ પ્રમાણે બોલ્યો—આજે અવસાન કાળે હું મારો ભેદનો પડદો તમારી પાસે ફાડુંછું. અત્યારે હું તમને એક એવી છૂપી વાત કહેવા માગુંછું કે તે સાંભળીને તમે પણ બહુજ સખેદાશ્ચર્ય પામશો, અને તમારા મનમાં વરસો થયાં વિસ્મરણ થયેલો શોક આજે પાછો પુનઃસળગી ઉઠશે. મારી ગુપ્ત વાત આખી દુનિયાથી અજાણી છે, અને તે કહેતાં મારી છાંતી પશ્ચાતાપથી ઉભરાઇ આવેછે. અફસોસ! હ્યુબર્ટ, તમારા નિ-ર્દોષ પૂજ્ય પિતાનો ઘાતક હું દુષ્ટ પોતે છું. હું તમારો અને ઇશ્વરનો મહા અપરાધી છું. એ કાળું કર્મ આ જૂના ઓકના વૃક્ષ નીચેજ કે જ્યાં તમે મને જુઓછો તેજ જમીનપર મારાથી થયું હતું, તેજ સ્થળ તમારા પિતાના રક્તથી ખરડાયું હતું, અને દૈવયોગથી તેજ જગાએ તમે તમારા પિતાનું વેર અજાણતાં લીધુંછે. પરમેશ્વર ન્યાયી છે. અને તે પાપનો બદલો આપ્યા વિના રહેતો નથી એ સિદ્ધ થયું. એમ બોલતાં બોલતાં તેનો જીવ પોતાના પાંજ-રામાંથી નીકળી ગયો. એ હૃદયભેદક દેખાવ જોઇને આસપાસ ઉભેલા મા-ણુસોનાં હૃદય શોકથી પીગળી ગયાં, અને તેઓને કંપારી છૂટી કહ્યુંછે કે માણુસો કદી અપરાધીને શોધી શકતા નથી, પણ ઈશ્વર તેનો એક અથવા બીજે રસ્તે બદલો આપ્યા વિના કદી રહેતો નથી.

---

# લાંચને ધિક્કારનાર.

## સર આર્થર વેલસ્લી.

પ્રખ્યાત સર આર્થર વેલસ્લીએ આસઇની લડાઇમાં ફતેહ મેળવી તેથી હૈદ્રાબાદના રાજ્યને શો લાભાલાભ થશે તે જાણવાની તે રાજ્યવાળાઓને આતુરતા ઉપજી. તેથી તેના પ્રધાને સર આર્થર વેલસ્લી પાસે આવીને ઘણુંજ નાણું નજરે કરીને પૂછ્યું કે આપે આ લડાઈમાં વિજય મેળવ્યો તેથી અમારા રાજ્યને લાભ કે નુકસાન શું થશે તે વિષે મને ખબર આપવાની કૃપા કરો. આ નાણું અમારા નીજામ સાહેબ પાસેથી આપને માટે ભેટ દાખલ લાવ્યો છું. એ સાંભળીને સર આર્થર વેલસ્લીએ તે દીવાનને કહ્યું કે—એ વિષે આપણે પછી વાતચીત કરીશું, પણ હમણા મારે તમને પૂછવાનું એટલુંજ છે કે તમે કોઇ વાત છૂપી રાખી શકો છો ખરા? દીવાન સાહેબે તરત ઉત્તર આપ્યો—હા, એમાં તે શી મોટી વાત છે? જે વાત ગુપ્ત રાખવા જેવી હોય તે ગમે તેટલી લાલચ મળે તો પણ હું પ્રગટ કરૂં નહીં. હું જો વાત ગુપ્ત રાખી શકતો ન હોઉં તો આ દીવાનગીરીના માન ને જોખમભરેલા ઓહદાપર કેમ ટકી શકું? સર આર્થર વેલસ્લીએ કહ્યું કે બરાબર છે. એમજ જોઈએ. પણ ત્યારે દીવાનસાહેબ, જે વાત છૂપી રાખવા જેવી હોય તે કોટી પ્રકારે પણ પ્રકટ કરવાને તમે નાખુશ છો તો હું તેમ કેમ ન હોઉં? ખાતરીથી માનજો કે હું પણ જે વાત છૂપી રાખવા યોગ્ય હોય તે રાખી શકુંછું, માટે હવેથી આવો પ્રશ્ન પૂછવાની કદી પણ તજવીજ કરશો નહીં. તમારી ભેટ તમે પાછી લઇ જાઓ. એવી ભેટ લેવામાં હું મોટામાં મોટું અપમાન સમજું છું. આજે તો હું તમને માફ કરૂંછું પણ હવેથી આવી નાલાયક ચાલ ચલાવવાથી દૂર રહેજો. આવું અપમાન કોઈ પણ બહાદુર ઇંગ્રેજ બચ્ચો સાંખી શકશે નહીં, એ તમે ખાતરીથી ખરૂં માનજો. ખરેખર સર આર્થર વેલસ્લીએ બહુ સારો મનોનિગ્રહ બતાવ્યો છે.

# ન્યાય ચાતુર્ય.

## હજાર રૂપિઆ ભરેલી ખોવાએલી કોથળી.

"The magistrate shows the man." **Lowther.**

"માણસ કેવો છે તે માજિસ્ટ્રેટ બતાવી આપેછે."

યુરોપખંડના એક શેહેરમાં એક આસામીની નાણાની કોથળી ખોવાઈ હતી, તે માટે તેણે જાહેરખબર આપી કે જે માણસ એ કોથળી મને લાવી આપશે તેને હું સો રૂપિઆ ઇનામ આપીશ.

થોડી વાર થઇ એટલામાં એક ગરીબ માણસ એ કોથળી લેઇને તેની પાસે આવ્યો અને તે તેને સ્વાધીન કરીને ઇનામના સો રૂપિઆ માગ્યા. પેલો કોથળીવાળો લુચ્ચો માણસ હતો તેણે વિચાર કર્યો કે કાંઇ બ્હાનું કાઢીને ઇનામના રૂપિઆ ઓળવવા. તેણે કોથળીનું સીલ તોડીને રૂપિઆ ગણી જોયા તો તે બરાબર (એક હજાર) થઇ રહ્યા. પછી તે આસામી બોલ્યો કે—આ કોથળીમાં મેં ૧૧૦૦ રૂપિઆ નાંખ્યા હતા અને અત્યારે ૧૦૦૦ નીકળ્યા તેથી માલમ પડેછે કે તેં તેમાંથી તારા ઇનામના ૧૦૦ રૂપિઆ આગળથીજ કાઢી લીધાછે તો તને હવે બેવડું ઈનામ હું શાનું આપું?

પછી તે ગરીબ માણસે એ વિષે ગામના ન્યાયાધીશ પાસે ફરિયાદ કરી, એટલે તેણે તે આસામીને પોતાની પાસે તેડાવીને કોથળીની હકીકત પૂછી. તેણે કહ્યું—હું કબૂલ કરૂંછું કે મને મારી કોથળી બરાબર સીલબંધ મળીછે પણ કોણ જાણે કેવાય ઉપાયથી આ માણસે તેમાંથી ઇનામના સો રૂપિઆ મને પૂછ્યા વિના કાઢી લીધા જણાયછે.

ન્યાયાધીશ બહુ ચતુર હતો. તેણે થોડીવાર વિચાર કરીને તે આસામીને કહ્યું કે—તું કહેછે કે તારી કોથળીમાં ૧૧૦૦ રૂપિઆ હતા પણ આ સીલબંધ કોથળીમાં તારા જણાવ્યા પ્રમાણે ૧૦૦૦ રૂપિઆ છે તેથી મને લાગેછે કે આ માણસને જડેલી કોથળી બેશક તારી નથી. હું હુકમ

કરૂંછું કે આ કોથળી આ ગરીબ માણસને પાછી સોંપવી. તેનો ખરો માલિક મળશે ત્યારે તે તેને આપશે. આ નવાઇ જેવો પણ વાસ્તવિક ન્યાય થયેલો જોઇને પેલો આસામી પોતાના મનમાં બહુજ પસ્તાવા લાગ્યો. તેને લુચ્ચાઇનો બદલો હજાર રૂપિઆ ખોવામાં મળ્યો, અને **"ચોરની મા કોઠીમાં મોં ઘાલી રૂએ"** એ કેહેવત પેઠે થયું. ન્યાયાધીશે આપેલા ઇનસાફથી તેની સૂક્ષ્મ બુદ્ધિને માટે આપણે આનંદ પામ્યા વિના રહીશું નહીં.

## એક આરબ.

અરબસ્તાનમાં એક માણસ પોતાનો સઘળો અવેજ પોતાના એક પાડોશીને ત્યાં મૂકીને પરદેશ ગયો હતો. થોડાં વર્ષ પછી તે ઘેર આવ્યો ત્યારે પોતાના પાડોશી પાસેથી અવેજ માગ્યો, તે વારે પાડોશી અવેજની વાત નાકબૂલ કરવા લાગ્યો. તે બોલ્યો કે—ભલા માણસ, તેં મને અવેજ આપ્યોછે જ ક્યાં? ફોકટનો મજો પડેછે તેમાં તારૂં શું વળશે? તેં અવેજ બીજા કોઇને આપ્યો હશે અને ભૂલથી મારૂં નામ લેતો હોઇશ. ફરીથી સંભાર."

પછી ન્યાયાધીશ પાસે જઈને તે માણસે સર્વ હકીકત નિવેદન કરી. એ ઊપરથી અદાલતમાં તે પાડોશીને બોલાવવામાં આવ્યો. ન્યાયાધીશે તે માણસને પૂછ્યું કે—તારો કોઈ સાક્ષી છે કે નહીં? નહીં, સાહેબ મારો કોઇ સાક્ષી નથી. મેં મારો અવેજ તેને વગડામાં એક ઝાડ નીચે ગણી સોંપ્યો હતો.

ન્યાયાધીશ હસીને બોલ્યો-ભલા માણસ, ત્યારે તે એમ કેમ કહ્યું કે-"મારો કોઇ સાક્ષી નથી." જા, મારી આ મહોર લઇને તરત તે વૃક્ષ પાસે જા, અને તેને કહી આવ કે તું અદાલતમાં સાક્ષી પૂરવા હાજર થજો!

પેલો માણસ ઘણુંજ આશ્ચર્ય પામીને તે તરફ ચાલ્યો. પછી કેટલીક વારે તે ન્યાયાધીશે દાવકું મોં રાખીને પેલા પાડોશીને પૂછ્યું કે— "તારો પાડોશી ઘણી વાર થયાં ગયોછે તો હવે તે ત્યાં પહોંચ્યો હશે કે નહીં?" એ સાંભળીને તેણે તરત પ્રત્યુત્તર આપ્યો કે—"ઝાડ ઘણું દૂર છે તેથી તે હજી ત્યાં નહીં પહોંચ્યો હોય."

બીજો એક કલાક વીતી ગયો એટલે તે માણુસ વગડામાંથી પાછો આવ્યો અને બોલ્યો કે–"સાહેબ, મેં એ ઝાડને ઘણું કહ્યું કે તું મારી સાથે શાહેદી આપવા ચાલ. ન્યાયાધીશ સાહેબે આ મહોર આપીને મને ખાસ તેડવા મોકલ્યોછે. એ પ્રકારે મેં એને ઘણું સમજાવ્યું પણ તેણે આપનો હુકમ માન્યો નહીં!"

ન્યાયાધીશે જણાવ્યું કે "એ ઝાડ તારા પેહેલાં આવીને મારી પાસે શાહેદી પૂરી ગયું. જા તારા આ પાડોશી પાસે તું જે લેહેણું કાઢેછે તે વાજબી છે. તારો પાડોશી જો તને એક અઠવાડીયાની અંદર તારૂં નાણું ન આપે તો તું પુનઃ મારી પાસે આવજે."

## દાગીના ઉપર ૮૦૦ રૂપિયા વ્યાજે.

યુરોપખંડના એક શેહેરમાં એક આબરૂદાર સ્ત્રી નાણા સંબંધી તંગીમાં આવી પડી. એ વખતે પોતાના એક ઓળખીતાને ત્યાં સોનાના દાગીના મૂકીને તેણીએ ૮૦૦ રૂપિઆ વ્યાજે લીધા. પછી થોડા માસમાં પોતાનો હાથ છૂટો થવાથી રૂપિઆ લઈને તે દાગીના છોડાવવા ગઇ. ત્યારે પેલા ઓળખીતાએ આઠસેં રૂપિઆ લેઇ પેટીમાં મૂક્યા, પછી એ સ્ત્રીએ પોતાના દાગીના પાછા માગ્યા ત્યારે તે બોલ્યો કે—દાગીના તેં મને કયે દહાડે આપ્યા હતા? ફોકટની ગળે ના પડ. આ આઠસેં રૂપિઆ તો મેં તને અંગઉધારે આપ્યા હતા તે વાત શું વિસરી ગઇ?

વેપારીનાં આવાં વચન સાંભળીને તે સ્ત્રીના હોશકોશ ઉડી ગયા. દાગીના ઘણા કિંમતી હતા અને તે આમ ઓળવાય તો તે નિરાધાર બની જાય તેમ હતું, તેથી તે બિચારી બાદશાહ પાસે રાવ કરવા ગઇ. બાદશાહે તેને પૂછ્યું કે "આ વાતનો કોઇ શાહેદી છે?" "ના." "દાગીના આપતી વખતે તમારી પાસેથી કોઇ નીકળ્યું હતું?" "ના." તે વેપારીને કાંઇ વ્યસન છે?" "હા, તે તપખીર સુંઘેછે." એ સાંભળીને બાદશાહે કહ્યું કાંઇ ફિકર નહીં. તારા દાગીના જો તેં એને આપ્યા હશે તો તે તને પાછા મળ્યા વગર રહેશે નહીં. તું આ પાસેના ઓરડામાં જઇને છાનીમાની બેસ.

બાદશાહે પછી માણુસ મોકલીને તે વેપારીને પોતાની પાસે બોલાવ્યો. તે આવ્યો ત્યારે બાદશાહે તેને ચડાવ્યો કે વેપાર સંબંધી કામમાં સલાહ પૂછવી છે તેથી મેં આપને બોલાવ્યાછે. કાંઈ બહુ કામમાં તો નહોતા ને? કામ ચૂકાવ્યું હોય તો માફ કરજો !

અરે નહીં રે સાહેબ, કશું કામ નહોતું. આપે મને અત્રે બોલાવીને માન આપ્યું તેથી હું આપનો બહુજ આભાર માનુંછું. કામકાજ હોય તે મેહેરબાની કરી ફરમાવો.

બાદશાહે તેની સાથે વેપાર સંબંધી થોડીઘણી વાતચીત કરી. પછી એકદમ જાણે પોતે પોતાની તપખીરની દાબડી ખોઇ હોય તેમ તે શોધવા લાગ્યો. મારી તપખીરની દાબડી કયાં ગઇ? હું જાતે જઇને તે શોધી આવું એમ એ વેપારીને સંભળાવવા બોલ્યો, અને તેની તપાસ કરવા ઉઠતો હોય તેમ ડોળ કર્યો. વેપારી તરત બોલી ઉઠયો—નામદાર સાહેબ, આપના સેવક પાસે પણ તપખીરની દાબડી છે. તમાકુ બહુ ઉમદા છે સાહેબ. આપ નામદાર સુંઘશો તો મગજ તર થઇ જશે એમ કહીને પોતાની દાબડી આગળ ધરી. બાદશાહે તેમાંથી એકાદ ચપટી સુંઘી અને એ દાબડી પોતાના હાથમાં રાખીને પાછો તેની સાથે તે વાતે વળગ્યો.

થોડી વાર થઈ એટલે બાદશાહ કાંઇ બ્હાનું કાઢીને બહાર ગયો, અને એ દાબડી પોતાના સિપાઈને સોંપીને તે બોલ્યો કે—તું ફલાણા વેપારીને ત્યાં જા, અને તેની બાઈડીને આ દાબડીની નિશાની બતાવીને કહેજે કે તમારો ધણી દરબારમાં બેઠોછે અને તેણે સોનાના દાગીનાની પેટી મંગાવીછે. એ પ્રમાણે પટાવાળાએ એ વેપારીની પત્નિ પાસે જઇને નિશાની બતાવીને પેટી માગવાથી તેણીએ તે આપી. એ પેટી લેઇને તે સિપાઇ સત્વર દરબારમાં આવ્યો, અને બાદશાહે બતાવ્યું હતું તે સ્થળે તે મૂકી.

બાદશાહે બીજી વાર બહાર આવીને તે પેટી પોતાની કુંચી વડે ઉઘાડી. પછી તે સ્ત્રીને પોતાની પાસે બોલાવીને કહેવા લાગ્યો કે આવો હું તમને કાંઈ બતાવું. એ દાગીનાની પેટીમાં બીજા દાગીના સાથે પોતાના પણ દાગીના દેખીને એ સ્ત્રી બહુ આશ્ચર્ય પામી. તે પેટી બંધ કરી

પોતાના ખાનગી ઓરડામાં મૂકીને બાદશાહ પાછો તે વેપારી પાસે ગયો, અને તેને પૂછયું કે-તમે ફલાણી સ્ત્રીને ઓળખોછો કે? વેપારીએ કહ્યું -હા, એ તો મારા મરણ પામેલા મિત્રની વહુ છે. બાદશાહ બોલ્યો-વારૂ, તમે એને આઠસેં રૂપિઆ ધીર્યા હતા નહીં વારૂ ? હા સાહેબ. વારૂ એના બદલામાં એણીએ તમારે ત્યાં કેટલા દાગીના મૂક્યાછે? નહીં સાહેબ, એણે એક દાગીનો મારે ત્યાં મૂકયો નથી. મેં આપ સાહેબને વિદિત કર્યું તેમ એ બાઇ મારા પરમ પ્રિય મિત્રની પત્નિ હોવાથી મેં એને આઠસેં રૂપિઆ અંગઉધારે ધીર્યા હતા. સાહેબ, માણુસ માણુસનું કામ કરતું આવેછે. મારો એ સ્વર્ગવાસી મિત્ર મારા તર્ફ બહુ મમતા રાખતો હતો, તેથી તેની સ્ત્રીને મારાથી બનતી મદદ આપવી એ મારી ફરજ છે. બાદશાહએ કહ્યું -બહુ સારૂં.

પછી પેલા દાગીનાની પેટી મંગાવી, તે તેની સન્મુખ ઉઘાડવામાં આવી. તે જોઈને તે વેપારી બહુજ ઝંખવાણો પડયો. તેનું મોઢું ઉતરી ગયું. બાદશાહ બોલ્યો કે-અરે લુચ્ચા, શાહુકારીનું ડોળ ઘાલીને આવું વિશ્વાસઘાતનું કામ કરેછે કે? શરમ છે તને! તારા માયાળુ મિત્રની સ્ત્રીને પણ તારે દગો દેવો હતો કે? તે વેપારીની લુચ્ચાઇને માટે તેને સખ્ત સજા કરવી જોઈતી હતી, પણ બાદશાહે તેની પાસેથી ફકત ૧૩૦૦ રૂપિઆ દંડ લેઈને તે રકમ ગરીબોમાં વહેંચી આપી; પછી પેલી સ્ત્રીને તેના દાગીના પાછા સોંપી, ફરીથી ખૂબ સંભાળીને ચાલવાની સલાહ આપીને વિદાય કરી. આ બાદશાહની ન્યાયચાતુરીને માટે આપણે નવાઇ પામી તેને સાબાશી આપીશું.

## એક કાજી.

(૧) **એક પંડિતની સ્ત્રી**—એલજીરીઆના એક ગામનો કાજી ચતુર ને પ્રમાણિક હતો. ઇનસાફ આપવામાં તેની બેહદ ચતુરાઇથી તે આખા દેશમાં વિખ્યાત હતો.

એકવાર તેના ન્યાયમંદિરમાં એક સ્ત્રીને લેઇને એક પંડિત તથા એક ખેડૂત આરસપરસ તકરાર કરતા આવ્યા. પંડિત કહે કે આ મારી પત્નિ છે

અને ખેડૂત કહે કે એ મારી પત્નિ છે. એ વિષે તેઓ તે કાજી પાસે ઇનસાફ માગવા લાગ્યા. તે સ્ત્રી કાંઇ બોલતી નહોતી. કાજીએ હુકમ કર્યો કે એ સ્ત્રી ભલે હમણા મારી પાસે રહી. તમે કાલે બપોરે આવજો. હું વારતવિક ન્યાય આપીશ. બીજે દિવસે સવારે ઉઠીને તેણે તે સ્ત્રીને પોતાનો ખડીઓ સાફ કરવા અને તેમાં શાહી પૂરવાનું કહ્યું. તે બાઇએ તે ખડીઆને ચાકથી ઉટકી બરાબર ચળકતો કરી શાહી પૂરીને તે કાજી સાહેબના મેજપર મૂક્યો.

એ સ્ત્રીના બન્ને દાવાદાર બપોરે હાજર થયા. કાજીએ પંડિતને કહ્યું કે મારી ખાતરી થઇછે કે આ તારી સ્ત્રી છે માટે તેને તું લેઇ જા, અને પેલા ખેડૂતને અમૂક ફટકા મારવાનો હુકમ કર્યો.

તેણે એ ખરી વાત શી રીતે ખોળી કાઢી તે વિષે તેને કોઇએ પ્રશ્ન પૂછ્યો ત્યારે તેણે કહ્યું કે એમાં સત્ય શું છે તે શોધવાની મને કશી મેહેનત પડી નથી, તેમજ તે વિષે મેં તે સ્ત્રીને કશું પૂછ્યું પણ નથી. તે બાઇડીએ થોડીજ વારમાં ખડીઓ બરાબર સાફ કરી શાહી પૂરી આપી તેથી મારી ખાતરી થઈ કે એ જરૂર પંડિતનીજ પત્નિ છે. ખેડૂતની સ્ત્રીને ખડીઓ કેમ સાફ કરવો તેની શી ખબર પડે ? અને એક ટીપું પણ ઢોળાય નહીં તેમ શાહી પૂરતાં પણ ક્યાંથી આવડે ?

(૨) **નાણાનો વાટવો**—એક ખાટકી અને એક ઘાંચી વચ્ચે નાણાના એક વાટવા માટે જબરી તકરાર ઉઠી હતી. એક કહે કે એ મારો છે અને બીજો કહે કે એ મારો છે. એનો ઈનસાફ તોળાવવા તેઓ આ ચતુર કાજી પાસે આવ્યા.

ખાટકી બોલ્યો કે–આ ઘાંચીની દુકાને હું તેલ લેવા ગયો હતો. તેલ તોળાવીને તેને પૈસા આપવા માટે મેં મારા નાણાનો વાટવો મારા ગજવામાંથી બહાર કાઢ્યો એટલે તેમાંનું નાણું જોઈને એની દાનત બગડી. મને એકલો જાણીને તે તરત મારા વાટવાને વળગી પડ્યો, અને ઉલટો મને કહેવા લાગ્યો કે તને તેલ વેચાતું આપ્યું તેની સાથે મારો વાટવો પણ શાનો લેઇ જાયછે? હરામખોર, તારા જેવા ગંઠીઆ દુનિઆમાં કેટલાક વસેછે! એમ કહીને ઉલટો તે મને ગળે પડ્યોછે. જે ખરી વાત હતી તે આ-

પને નિવેદન કરી. હવે આપને જેમ યોગ્ય લાગે તેમ મને ઇનસાફ આપો.

ઘાંચી બોલ્યો કે—ખાટકીએ આપને અત્યારે જે હકીકત કહી તે તદન ખોટી છે. **"ઉલટો ચોર કોટવાળને દંડે"** એમ એણે મને કર્યું છે પણ આપના સરખા કાજી સાહેબ પાસે એની લુચ્ચાઇ ઉઘાડી પડ્યા વગર રહેશે નહીં. સત્ય વાત આ પ્રમાણે છે—આ ખાટકી મારે ત્યાં તેલ લેવા આવ્યો તે વેળા મારી દુકાનપર કે તેની આસપાસ મારા વિના બીજું કોઇ માણસ નહોતું. તેના કહેવા પ્રમાણે મેં તેલ તોળી આપ્યું. પછી તેણે મને કહ્યું કે—મારી પાસે મ્હોર છે તેથી તારે મને પરચુરણ આપવું પડશે. મને શી ખબર પડે કે તે લુચ્ચાઈ કરવા આમ બોલેછે ? મેં મારો વાટવો કાઢ્યો અને તેમાંથી મારા હાથમાં પરચુરણ લઇને મેં તે વાટવો મારી પેટીપર મૂક્યો એટલે આ હરામખોર ખાટકી તેને તરત બાઝી પડ્યો અને ઉલટો કહેવા લાગ્યો કે એ વાટવો મારો છે. તું તારા તેલના પૈસાનો ધણી, પણ શું તું મારા આખા વાટવાનો ધણી છું કે ? મેં બૂમ પાડવાથી આડોશીપાડોશી દોડી આવ્યાં, અને હું એને આપ નામદારની અદાલતમાં ખેંચી લાવ્યોછું, મને જો અહીં વાજબી ન્યાય નહીં મળે તો આવા માણસો ખરે બપોરે શાહુકારોની કોથળીઓ ઉપાડી જશે.

કાજી સાહેબ બોલ્યા—તમે બન્ને કાલે સવારે દશ વાગે આવજો. નાણાંનો વાટવો અહીં ભલે પડ્યો. બીજે દિવસે તેઓ બન્ને હાજર થયા, એટલે કાજી સાહેબે ખાટકીને કહ્યું કે ખરેખર આ તારો વાટવો છે તે તું સુખેથી લઇ જા. પછી એ ગળેપડુ ઘાંચીને અમુક ફટકા બાંધી મારવાનો તેણે હુકમ કર્યો.

**સત્ય વાત આ પ્રમાણે શોધી કાઢવામાં આવી હતી.–ઘાંચીના હાથ, પગ ને વસ્ત્ર વગેરે સર્વે મેલું ને ચીકણું હતું તો તેના પૈસા પણ ચીકણા હોવાજ જોઇએ. કાજી સાહેબે એક તપેલામાં પાણી નાખીને તેમાં તે વાટવા માંહેલા પૈસા સાંજે નંખાવ્યા ને સવારે જોયું તોપણ તે પાણી ઉપર તેલની કશી નિશાની જોવામાં આવી નહીં. એ ઉપરથી તેને સાફ માલમ**

પૂછયું કે આ પૈસા ઘાંચીના નથી પણ પેલા બિચારા ખાટકીના છે. આવી સૂક્ષ્મ ને તાર્કિક બુદ્ધિવાળા પ્રમાણિક ન્યાયાધીશ જ્યાં અમલ ચલાવતા હોય ત્યાંની પ્રજાને ભાગ્યશાળી સમજવી. અદલ ન્યાયાધીશ એ પ્રજાને પરમ આશિર્વાદ જેવા થઈ પડેછે. એવા નિપુણ ન્યાયાધીશના અમલમાં અપરાધ ઓછા બને એ દેખીતુંજ છે. કુશાગ્ર બુદ્ધિના કાજીની વાત વાંચીને વાંચનારને વિશેષાનંદ થાય એ સ્વાભાવિક છે.

---

## એક ગુલામ.

એક વાર એક ગુલામ પોતાના ધણી પાસેથી છાનોમાનો પોબારા ગણી ગયો. કેટલાએક મહિના વીત્યા પછી એવો સંયોગ બન્યો કે ઘણાજ છેટેના એક શેહેરમાં એ ધણી ને તેનો એ ગુલામ અણધાર્યા ભેગા થઇ ગયા. ધણીએ પોતાના ગુલામને ઓળખવાથી તેને પકડયો અને પૂછયું કે તું શા-વાસ્તે મારે ત્યાંથી પલાયન કરી ગયો હતો? હવે હું તને મારે ઘેર લઇ જઈશ. ગુલામે ધાર્યું કે આજે હું બરાબર સપડાઈ ગયોછું. હવે જો હું કાંઈ યુક્તિ નહીં કરૂં તો મારે પાછું ગુલામગીરીમાં પડીને સંકટ સો-સવું પડશે.

પછી તેણે ખુલ્લી રીતે તેના ધણીને કહ્યું કે-હરામખોર, તું મારો ગુલામ છું. મારા ઘરમાંથી ઘણા પૈસા ચોરીને અને મારૂં બહુજ નુકસાન કરીને તું નાશી ગયો હતો તે આજે ભલો હાથમાં આવ્યોછું. આ પરદેશ છે, અને અહીં આપણ બન્નેને કોઈ ઓળખતું નથી, એ તકનો લાભ લેઇને ઉલટો તું મને ગુલામ કહેવાની હિંમત કરેછે કે? તારા મનમાં કદાપિ એમ હશે કે હું આને ગુલામ કહીને પકડી જવાની ધમકી આપું એટલે તે મને છોડી દેશે પણ હું તને કદી છોડનાર નથી. એ સાંભળીને તેનો ધણી પેહેલાં તો દિગ્મૂઢ થઇ ગયો, પણ પછી તે કહેવા લાગ્યો કે અરે લુચ્ચા, આ તું શું બકેછે ? નક્કી તેં કાંઇ કેફ કર્યો જણાયછે. પણ યાદ રાખજે કે અંતે સત્ય હશે તેજ તરશે. એમ તકરાર કરતા કરતા તેઓ બન્ને ન્યાયા-ધીશ સન્મુખ ગયા, અને ત્યાં તેઓ બન્ને જણ પોતાને ધણી અને બીજાને ગુલામ તરીકે ઓળખાવવા લાગ્યા. ન્યાયાધીશે બન્ને જણ પાસે પોતપો-

તાની હકીકત ફરીથી બોલાવી તોપણ તેમાં કશો ફેર પડયો નહીં, તેથી તે પેહેલાં તો વિચારમાં પડયો કે હવે આનો તત્કાળ નીકાલ તે શી રીતે લાં-વવો? એવામાં તેને એક હિકમત સૂઝી આવી. તેણે એ બન્ને જણને પોતાનું માથું અદાલતની બારીથી બહાર કાઢવાનું કહ્યું. પછી તેણે આ-ગળથી શીખવી રાખેલ સિપાઇને હુકમ કર્યો કે, તું એકદમ જઈને તારી તરવાર વડે ગુલામનું માથું ઉડાવી દે! સિપાઇએ પોતાની તરવાર કાઢીને જાણે તે મારતો હોય એવો ડોળ કર્યો એટલે તે બે જણમાંથી જે ગુલામ હતો તેણે તરતજ પોતાનું માથું બારીમાંથી જરા માંહે ખેંચી લીધું, પણ તેના શેઠે તો એમ ને એમ રહેવા દીધું. આ ઉપરથી તે ખરા ગુલામને ઘટિત શિક્ષા કરી, ને તેને તેના ધણીને સોંપ્યો.

## ટેબલ ચોરનાર ચીનો.

શાંગહાયની અદાલતમાં એક આદમીને પકડી લાવ્યા. તેનાપર એક ટેબલ ચોરવાનું તહોમત હતું. એ વિષે તેને જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે તે બિલકુલ નામુકર ગયો. તે કહેવા લાગ્યો કે હું ઘણો માંદો છું. મારા શરીરમાં બહુ નબળાઇ આવી ગઇછે, અને હું થોડો પણ બોજો ઊંચકી શકતો નથી તો એવડું મોટું ટેબલ તે મારાથી શી રીતે ઊંચકાય? તે વિ-ષે આપ વિચાર કરશો. મારા ઉપર આરોપ મૂકયોછે તે કેવળ અસત્ય છે. મારા શરીરની નબળાઇ ઉપર નજર કરશો એટલે આપની ખાતરી થયા વગર રહેશે નહીં કે હું અપરાધી નથી.

ન્યાયાધીશે માયાળુ ચેહેરો રાખીને એની દલીલ શાંતિથી સાંભળી. પછી તે બોલ્યો કે—તું કહેછે તે વાજબી જણાયછે. મારી નજરમાં તારૂં નિર્દોષપણું સાબિત થાયછે તેથી હું તને મોટી ખુશીથી છોડી મૂકુંછું. તારા શરીરની નબળાઇ અને તારૂં પ્રમાણિકપણું જોઇને તને ઉત્તેજન આ-પવાની મારી ફરજ વિચારૂંછું. નાણાની ત્રણ કોથળીઓ અહીં પડેલીછે તે હું તને બક્ષીસ આપુંછું. એ કોથળીઓ અહીંથી તું તારે ઘેર લઈ જા. સારો ખોરાક ખા ને મજબૂત થા. પછી તે આદમી એ કોથળીઓને એક-દમ ખાંધપર મારીને ચાલતો થયો.

તે થોડે દૂર ગયો એટલે તેને પાછો બોલાવીને ન્યાયાધીશે કહ્યું કે —અરે લુચ્ચા, તું મને કહેતો હતો કે હું એવો તો નબળો થયોછું કે જરાપણ બોજો ઉઠાવી શકતો નથી તો આ ટેબલ તે શી રીતે ઊંચકાય ? હવે નાણાની જે મોટી કોથળીઓ તું અહીંથી સેહેલાઇથી ઊંચકી ગયો તેના કરતાં આ ટેબલ કાંઈ વધારે ભારે નથી. બોલ, હવે તું તારો શો બચાવ કરેછે ? તે આદમીએ પોતાનો અપરાધ અંગીકાર કર્યો એટલે ન્યાયાધીશે તેને ઘટિત સજા કરી.

---

## સેંકો ન્યાયાધીશ.

એ હાકેમની પાસે બે માણસ ફરિઆદ કરવા આવ્યા, તેમાં એકના હાથમાં લાકડી હતી ને બીજો લાકડી વિનાનો હતો. લાકડી વિનાનો માણસ સેંકોને અરજ કરવા લાગ્યો કે—સાહેબ, આ માણસને મેં આઠ સોના મ્હોર ઉછીની આપી હતી, એ વખતે એવી સરત કરી હતી કે એ સોના મ્હોરો હું માગું ત્યારે એણે મને પાછી આપવી. ઘણા મહિના સુધી મેં તે પાછી માગી નહીં, તેનું કારણ એ છે કે મારે તેની જરૂર નહોતી તેમજ મને આશા હતી કે એના હાથમાં આવશે એટલે એ એની મેળે આપી જશે. હમણા મેં એની પાસે મારી સોનામ્હોરો પાછી માગી ત્યારે તે નામુકર જાયછે. તે કહેછે કે તેં મને કદી સોનામ્હોરો આપી નથી, અને કદી આપી હશે તો મેં તને પાછી આપીછે. આ વાતનો કોઈ પણ શાહેદી નથી. હવે હું આપને વિનંતિ કરૂંછું કે આપ નામદાર એને પૂછો. જો તે સોગન ખાઇને એમ કહે કે એ સોનામ્હોરો મેં પાછી આપીછે તો થયું. પછી એ વાતની અહીં તકરાર કરીશ નહીં. અમારો ઈનસાફ ઈશ્વર કરશે.

સેંકોએ તે દેણદારને કહ્યું કે—તેં એની સોનામ્હોરો પાછી આપી હોય તો તું સોગન ખા એટલે તે પોતાનો દાવો છોડી દેશે. તે કરજદારના હાથમાં લાકડી હતી તે તેણે લ્હેણદારના હાથમાં આપી બે હાથ જોડી સોગન ખાધા કે—મેં આ માણસની આઠ સોનામ્હોરો ઉછીની લીધી હતી તે તેના

હાથમાંજ પાછી આપીછે. એ વાત તે ભૂલી ગયો લાગેછે ને તેથીજ એ ફરીથી માગેછે. હું જો જૂઠું બોલતો હોઉં તો મને પરમેશ્વર પૂછે. સેંકોએ પછી લ્હેણદારને કહ્યું કે હવે તારે કાંઇ કહેવુંછે? કશું કહેવું નથી સાહેબ, એ સોગન ખાઈને જ્યારે એમ કહેછે કે આઠ સોનામ્હોર એણે મને પાછી આપીછે ત્યારે હું હવે એનાપર દાવો રાખતો નથી. એણે સોનામ્હોર આપ્યા ની વાત હજી મને યાદઆવતી નથી. કદાચ હુંભૂલી ગયો હોઈશ. દેણદાર પછી તેના હાથમાંથી લાકડી લેઇ સેંકોને સલામ કરીને વગર બોલ્યે ત્યાંથી તરત ચાલતો થયો, અને લ્હેણદાર બિચારો અદાલતમાં ઉભો રહ્યો.

દેણદારના ગયા પછી સેંકોએ થોડી મિનિટ વિચાર કરીને તેને પાછો બોલાવવા માટે પોતાના સિપાઇને મોકલ્યો. દેણદાર તરત તેની પાસે હાજર થયો એટલે તેની પાસેથી લાકડી લેઈને તેણે તે લ્હેણદારને આપી અને કહ્યું કે-જાઓ હવે તમને તમારૂં લ્હેણું મળ્યું. લ્હેર કરો. લ્હેણદાર બોલ્યો કે આ લાકડી આઠ સોનામ્હોરની છે? સેંકોએ કહ્યું હા, તે છે. એમ છતાં જો તમને ભરોંસો ન આવતો હોય તો એ લાકડી ભાંગો અને ખાતરી કરો. લ્હેણદારે તરતજ તે લાકડી ભાંગી નાખી એટલે તેની પોલાણમાંથી આઠ સોનામ્હોર નીકળી, તે જોઈને એ લ્હેણદાર તેમજ એ ન્યાયમંદિરના માણસો અતિશય નવાઈ પામ્યા.

પછી તેઓએ સેંકોને સવાલ પૂછયો કે આપે શા ઉપરથી અનુમાન કર્યું કે એ લાકડીમાં સોનામ્હોરો હશે ? સેંકોએ પ્રત્યુત્તર આપ્યો કે—દે ણદારે સોગન ખાધા ત્યારે તે એ લાકડી લ્હેણદારના હાથમાં આપીને બોલ્યો હતો કે મેં આઠ સોનામ્હોરો લ્હેણદારના હાથમાંજ આપીછે. એ ઉપરથી મેં ધાર્યું કે એ સોનામ્હોરો બેશક એ લાકડીમાંજ હશે. આ ન્યાયચાતુરીથી સાનંદાશ્ચર્ય પામીને આપણે એક અવાજે કહીશું કે સા- બાશ સેંકો! ધન્ય છે તારી અકકલને! વારી જઇએ તારી તાર્કિક બુદ્ધિ ઉપરથી!

---

## બે આફ્રિકન.

આફ્રિકામાં એક રાજા પાસે બે માણુસ હાજર થયા તેમાંનો એક

બોલ્યો કે—સાહેબ, આ માણુસ પાસેથી મેં અનાજની એક ગુણુ વેચાતી લીધી હતી તેમાંથી કિંમતી જવાહીર નીકળ્યુંછે તે એને આપવા માગુંછું પણ તે પાછું લેવાની ના પાડેછે. મેં અનાજની ગુણ ખરીદી હોતી, તેથી અનાજ ઉપર મારો હક છે પણ જવાહીર ઉપર નથી, માટે એ જવાહીર આ માણુસ પાછું લે તેવો આપ મેહેરબાની કરી હુકમ ફરમાવશો.

પછી તે વેપારીએ વિનંતિ કરી કે—હું આપની પાસે ઇનસાફ માગુંછું. આ ગ્રાહક એના મનને અઘટિત લાગેછે તે રાખવાને ડરેછે તો મને જે અનુચિત લાગેછે તે હું કેમ અંગીકાર કરૂં? મને પણ મારો ટેક વ્હાલો છે. મેં એને આખી ગુણુ વેચાતી આપી હતી તેથી તેમાંથી અનાયાસે જે નીકળે તે તેના સદ્‌ભાગ્યથી સાંપડયું એમ ગણીને તેણે તેનો સ્વીકાર કરવો જોઇએ. એ જવાહીર મેં જાણી જોઇને નાંખ્યું નહોતું, તેથી તે આ ગુણવાનૂ ગ્રાહક માન્ય રાખે એમ ઠરાવ કરશો.

રાજાએ થોડી વાર વિચાર કરીને પેહેલાને પૂછયું કે તારે લાયક ઉમરનો એકે કુંવારો દીકરો છે? હા, સાહેબ. પછી બીજાને પૂછયું કે લાયક વયની તારે એકે કુંવારી દીકરી છે? જી હા સાહેબ. રાજાએ પછી જણાવ્યું કે તેમને અરસ્પરસ પરણાવવાની તમારી ઇચ્છા છે કે નનહીં? તે બન્ને જણે ખુશી બતાવ્યાથી રાજાએ કહ્યું કે તેમને પરણાવો અને એ વરકન્યાને આ જવાહીર પેહેરામણીમાં આપી તમારી એ તકરારનો અંત લાવો એવી મારી સલાહ છે. પછી રાજાની એ કિંમતી સલાહ ઘણા આભાર સાથે સ્વીકારવામાં આવી!

---

## કપટી ઉંટવાળો.

એકવાર એક વેપારીએ ઘણુજ કિંમતી વસ્ત્રની ગાંસડી એક ઉંઠવાળાને સોંપી, પછી તે તેના કાફલા સાથે ચાલ્યો. રસ્તામાં તે બિચારો બહુજ આજારી પડવાથી પાછળ રહી ગયો, અને એ ઉંટનો કાફલો ધારેલા શેહેરમાં જઇ પહોંચ્યો.

તે ઉંટવાળાએ કેટલાંક અઠવાડીઆં સુધી તે વેપારીની વાટ જોઇ પણ તે આવ્યો નહીં તેથી તે મરી ગયો હશે એમ ધારીને તેણે તે ગાંસડી વેચી નાંખી. ઉપજેલા રૂપિઆ પોતે રાખી તે ઉંટવાળો તેનો વેપાર કરવા લાગ્યો. પછી તે ગાંસડીનો માલિક સાજો થઇને તેની પાસે આવી પહોંચ્યો.

તે વેપારીએ એ ઉંટવાળા પાસે ગાંસડી કે તેના ઉપજેલા રૂપિઆ માગ્યા ત્યારે તે કહેવા લાગ્યો કે—ભલા માણસ, તને ઓળખેછે કોણ? તું કયા ગામનો છું? ઉંટવાળો તું કોને કહેછે? મેં તો કદી ઉંટ રાખ્યું નથી અને તારી ગાંસડી ભાળી પણ નથી. ઓળખ્યા વિના મારૂં નામ તું શાનું લેછે?

પછી તે વેપારીએ એ ગામના ન્યાયાધીશ પાસે જઇ પોતાની સર્વ હકીકત નિવેદન કરીને ન્યાય માગ્યો. ન્યાયાધીશે તે તહોમતદારને બોલાવીને પૂછ્યું ત્યારે તે તદન નામુકર ગયો કે હું એને ઓળખતો નથી, તેમજ મેં એને આગળ કદી જોયો પણ નથી. એ મને ઉંટવાળો કહેછે પણ મેં મારા આખા જન્મારામાં ઉંટ કદી રાખ્યુંજ નથી તો તેની ગાંસડી હું શી રીતે લાવ્યો હોઇશ? ન્યાયાધીશે તે વેપારીને પૂછ્યું કે—તારો કોઈ શાક્ષી છે? ત્યારે તેણે ના પાડવાથી ન્યાયાધીશ બોલ્યો કે જાઓ તમે બન્ને બેવકૂફ છો. એમ કહીને તેમને રજા આપી.

તેઓ અદાલતની બહાર નીકળ્યા એટલે ન્યાયાધીશે બારીએ ઊભા રહીને બૂમ મારી કે—ઓ ઉંટવાળા, ઓ ઉંટવાળા, અહીં આવ, મારે તને કાંઇ અગત્યની વાત કહેવીછે. પોતે ઉંટ કદી રાખ્યુંજ નથી એવી વાત તે ઊંટવાળાએ ન્યાયાધીશને કહી હતી તે ભૂલી જઈને તરત તેણે પાછું વાળીને જોયું. આ પુરાવા ઊપરથી ન્યાયાધીશે તે ગાંસડીની કિંમત તે વેપારીને અપાવી એટલુંજ નહીં પણ સોગન ઊપર ખોટી હકીકત જાહેર કરી તે માટે તેનો ઘટિત દંડ પણ કર્યો. આવા નિપુણ ન્યાયાધીશોને આપણે સપ્રેમ નમસ્કાર કરીશું. ધન્ય છે એમની અક્કલને!



# સાંકળીયું.

## ૧ પ્રમાણિક.



## ૨ સત્યવાદી.



## ૩ વચનપાલક.



## ૪ સારાસાર વિચાર.



## ૫ પતિવ્રતા સ્ત્રી.



## ૬ ઉદ્યોગી.



## ૭ ઉત્તર વયમાં અભ્યાસી.



## ૮ પુત્રનાં લક્ષણ પારણામાંથી.

# !!! રમૂજ માળા. !!!

થાકેલા અને ઉદાસ મનને આનંદ આપવા રમૂજી ટુચકા વાંચવા સાંભળવાની જરૂર છે એમ તમને લાગશે. આનંદ વગર સુખ નજ હોય તેથી તે મેળવવા માટે દરેક પ્રાણી યત્નવાન રહેછે, બીજાં કેટલાંએક પુસ્તકો એકાદ વખત વાંચવાનાં હોયછે પણ રમૂજ—ગમતનાં ગ્રંથો સદા ગજવામાં રાખવા યોગ્ય ગણાયછે. "જે ઘડી ખુશીમાં જાય એજ આપણી છે." આ પુસ્તક તમારે મનગમતું થશે, આ પુસ્તક વાંચીને તમે રાજીરાજી થશો, અને તે સુખ દુઃખનો સાથી થઇને શકિત અનુસાર પોતાની ફરજ બજાવશે. સેંકડો ટુચકા તમારી આગળ ખડા થઇ તમને ખડખડ હસાવશે. વાંચ્યાથી વધારે ખાતરી થશે.

☞ આળથી ગ્રાહક થનારને વધારે લાભ—દર પ્રતના તેર આના. પોસ્ટેજ મફત, પાંચ પ્રત ખપાવનારને એક પ્રત બક્ષીસ. પાછળથી રાખનારને દર પ્રતનો સવા રૂપિઓ, પોસ્ટેજ જૂદું.

કદ—રૉયલ સોળ પેજી આશરે ૨૫૦ પૃષ્ટ થશે. સારા કાગળપર ટાઇપથી છપાશે. પુસ્તક વેલ્યુપેએબલ બૂકપોસ્ટથી મોકલાશે. પધરામણી કરવાની પરવા હોય તેમણે જોશીને પૂછવા નહીં જતાં વગર વિલંબે વિગતવાર પત્ર લખવો.

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી—લીંબડી, કાઠિયાવાડ.

## અગાઉથી થયેલ ગ્રાહકોનાં નામની યાદી.

**૧૫. મેં. નેકનામદાર મહારાજાધિરાજ મીરજા મહારાઓ શ્રી ખેંગારજી સ. વાઇ બહાદુર, જી. સી. આઇ. ભૂજ.**

**૧૨. મે. નેકનામ ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી તખ્તસિંહજી સાહેબ. લાઠી.**

**૧૨. રા. રા. વકીલ હરિલાલ લલ્લુભાઇ જુનાગઢ.**

**૧૨. મે. રા. રા. દુલેરાય ઉમિયાશંકર પોટા મારફત પોરબંદર.**

૧ તેમની.
૧ રા. રા. મોહનલાલ ઉમિયાશંકર પોટા.
૧ રા. રા. અમૃતલાલ તુળશીદાસ ગાંધી.
૧ રા. રા. મયાશંકર વિઠ્ઠલજી ઝાલા.
૧ રા. રા. ઠા. કરસનજી વસરામ.
૧ રા. રા. કલ્યાણજી રણછોડભાઇ દેશાઈ.
૧ રા. રા. ઠા. ગાવજી ધનજી.
૧ રા. રા. હરજીવન કહાનજી પોટા.
૧ રા. રા. અધ્યારૂ જાદવજી આણંદજી.
૧ રા. રા. બાપાલાલ ગણપતરામ.
૧ રા. રા. પરમાનંદ રતનજી ગાંધી.
૧ રા. રા. ગંગાશંકર વજેશંકર છાંયા.

**૧૧. રા૦ રા૦ હેમતરામભાઈ હરખલાલ મારફત, બાંટવા.**

૧ રા. રા. ધનજીશા લાઈબ્રેરીના પ્રેસીડેન્ટ.
૪ મે. ખાનશ્રી રૂસ્તમખાનજી સાહેબ.
૨ મે. ખાનશ્રી નીઝામમહમૂદખાનજી અલ્લેફખાનજી સાહેબ.
૧ મે. ખાનશ્રી ઉમેદખાનજી સાહેબ.
૧ મે. ખાનશ્રી ઈમામખાનજી સાહેબ.
૧ રા. રા. ગવરીશંકર ઉમિયાશંકર પોટા.
૧ રા. રા. શેઠ કાસમભાઈ ઇસ્માલ.

**૧૦. મે. નેકનામદાર ઠાકોર સાહેબ શ્રી સર**

જશવંતસિંહજી સાહેબ બહાદુર કે. સી. આઇ. ઇ. લીંબડી.

૧૦. મે. રા. રા. ખવાસ કરસનભાઇ પુંજાભાઇ જામનગર.

૧૦. રા. રા. વકીલ ગોવિંદજી ડાહ્યાભાઇ લાખાણી પોરબંદર.

૧૦. રા. રા. કાગદી પોપટભાઇ પુરૂષોત્તમ રાજકોટ.

૧૦. રા. રા. ઉમિયાશંકર જગજીવન મારફત અંકેવાળીઆ.

૨ મે. નેકનામ દરબારશ્રી દોલતસિંહજી લાખાભાઇ.

૧ મે. કુમારશ્રી જાલમસિંહજી હગજીભાઇ.

૧ મે. કુમારશ્રી નાનભા સાહેબ.

૧ મે. કુમારશ્રી મદારસિંહજી હરભમજી.

૧ મે. કુમારશ્રી સૂરજમલજી લાખાભાઇ.

૧ મે. કુંમારશ્રી દીપસિંહજી કેશરીસિંહજી.

૧ રા. રા. રાજગર ઉમિયાશંકર કહાનજી.

૧ રા. રા. ઉગિયાશંકર જગજીવન.

૧ રા. રા. શેઠ ઝુંઝાભાઇ ડામરભાઇ.

૧૦. જદુલાલ મોહનલાલ મારફત ભૂજ.

૨ રા. રા. શેઠ ખીમજી જેરામ મુંદ્રા.

૧ રા. રા. પ્રભુલાલ મૂળચંદ દેશાઈ.

૧ રા. રા. વકીલ રેવાશંકર ખીમજી.

૧ રા. રા. પુરૂષોત્તમ ઓધવજી.

૧ રા. રા. કાસમમિંયા છોટેમિયા વકીલ.

૧ રા. રા. કલ્યાણજી લાલજી.

૧ રા. રા. ઘેલાભાઇ વેલજી. નખત્રાણા.

૧ રા. રા. જેઠાભાઇ ધારશી. મુંબાઇ.

૧ રા. રા. ઉત્તમલાલ કેશવલાલ અમદાવાદ.

૯. મે. શેઠ હોરમસજી જમસેદજી ઝવેરી મારફત દેવગઢ.

૧ તેમની.

૧ રા. રા. અદેસિંહ દોલતસિંહ દસુંદી.

૧ રા. રા. પુરાણી જેશંકર જટાશંકર.

૧ તેમની.
૧ રા. રા. દલીચંદ કરસન.
૧ રા. રા. પ્રભુદાસ દામોદર પારેખ.
૧ રા. રા. વ્રજલાલ ફકીરચંદ આસિ. ડાક્ટર.
૧ રા. રા. વકીલ ભીમભાઇ હીંમતરામ.
૧ રા. રા. વકીલ ગકનજી ડાહ્યાભાઇ.
૧ રા. રા. શા. છગનલાલ હરકીસનદાસ.
૧ રા. રા. વકીલ નવલરામ આત્મારામ.
૧ રા. રા. શા. મગનલાલ પ્રાણજીવનદાસ.

**૮. રા. રા. દ્વારકાદાસ નંદલાલ ન્યાયાધીશ સાહેબ વાંકાનેર.**

**૮. મે. શેઠ વર્ધમાન બહેચરદાસ. વડનગર.**

**૮. મે. શેઠ દીનશાહજી બરજોરજી દસ્તુર. મુંબાઇ.**

**૮. રા. રા. વકીલ મોહનલાલ હીમચંદ મારફત પાદરા.**

૧ તેમની.
૧ રા. રા. બાપુભાઇ દાજીભાઇ.
૧ રા. રા. મોદી ચુનીલાલ જાદવજી.
૧ રા. રા. છગનલાલ ભાઇચંદ શાહ.
૧ રા. રા. બળવંત માધુ.
૧ રા. રા. પટેલ જીવરાજ.
૧ રા. રા. પંડયા મોતીલાલ ઉદેરામ.
૧ મે. નેકનામ હઠીસિંહજી ભગવાનસિંહજી.

**૯. રા. રા. કેશવજી વિશ્વનાથ ત્રિવેદી મારફત જાંબુડા.**

૧ તેમની.
૨ રા. રા. ગાંધી દેવજી પુરૂષોત્તમ.
૧ રા. રા. લાખા માણસુર.
૧ રા. રા. ગંગદાસ લખા.
૧ રા. રા. ગોવિંદ ભોજાભાઇ.
૧ રા. કાશમ રતનજી.
૧ રા. શામળા જીવાભાઇ.
૧ રા. પ્રધાન વસ્તા.

**૯. રા. રા. જેચંદ કલ્યાણચંદ કાપડીઆ મારફત કઠોર.**

૧ રા. રા. મેહેતા ગોપાળજી કેશવજી.
૧ રા. રા. મેહેતા વિઠ્ઠલ પ્રાગજી.
૧ રા. રા. મેહેતા જમનાદાસ.
૧ રા. રા. કોઠારી ધરમશી ઓધવજી.
૧ રા. રા. શા રામજી ભાણજી.
૧ રા. રા. કેશવજી હીરજી ભટ્ટ.

**૬. રા. રા. ડા. કલ્યાણજી પ્રેમજી મારફત વીરપુર.**

૨ મે. કુમારશ્રી હમીરસિંહજી સાહેબ.
૧ કુમારશ્રી જેઠીજી સાહેબ.
૧ રા. રા. કલ્યાણજી પ્રેમજી.
૧ રા. રા. મૂળજી વજેરામ.
૧ નેકનામ બાશ્રી બાકુંવર બા.

**૫. મે. મહાશય દીવાન બહાદુર મણીભાઇ જશભાઇ દીવાન સાહેબ. વડોદરા.**

**૫. મે. રા. રા. નારણજી દુલ્લભજી બુચ જોઇંટ રેવન્યુ કમીશનર સાહેબ. જામનગર.**

૧ રા. રા. શા છોટાલાલ નાથાભાઈ.
૧ રા. રા. વિશ્વનાથ ઇશ્વરભાઇ ભટ્ટ.
૧ રા. રા. મથુરભાઇ ઇશ્વરદાસ પટેલ.
૧ રા. રા. શા. મોહોલાલ હરગોવિંદ.
૧ રા. રા. શા. કસ્તુર દીપચંદ.
૧ રા. રા. મોહનલાલ હરગોવિંદ બાપુભાઇ.

**૮. મે. શેઠ હોરમસજી બેહેરામજી ડાકટર સાહેબ. મારફત વાંસદા.**

૩ મે. કુમારશ્રી સૂરજમલજી કીશોરસિંહજી.
૧ મે. શ્રીમંત મહારાઊલ શ્રી પ્રવીણસિંહજી પ્રતાપસિંહજી, કુમાર સાહેબ.
૧ મે. રા. રા. ઝવેરભાઈ નાથાભાઈ અમીન.
૧ રા. રા. પ્રાણશંકર દયાશંકરપાઠક,એલ. સી.
૧ મે. શેઠ દોરાબજી બરજોરજી.
૧ મે. શેઠ હોરમસજી બહેરામજી ડાકટર સાહેબ.

**૭. રા. રા. નરસિંહભાઇ ત્રીકમભાઇ મેહેતા મારફત જાફરાબાદ.**

૧ તેમની.

**૫. મે. શેઠ વીસનજી ખીમજી મુંબાઇ.**

**૫. મે. નેકનામદાર દરબાર સાહેબ મલેક નસિંખખાનજી સાહેબ બજાણા..**

**૫. મે. નેકનામ મહારાણાજી સાહેબ લુણાવાડા.**

**૫. મે.રા.રા. શેઠ ફકીરચંદ પ્રેમચંદ મુંબાઇ.**

**૫. મે. રા. રા. વૈદ્ય પોપટભાઇ ચુડા.**

**૫. મે. ખા. બા. શેઠ હોરમસજી આદરજી પટેલ દીવાન સાહેબ સુંથરામપુર.**

**૫. મે. રા. રા. મોતીચંદ તુળશીભાઇ દીવાન સાહેબ રાજકોટ.**

૪ તેમની.

૧ રા. રા. સેક્રેટરી ટાઉન વાંચનશાળા.

**૫. રા. રા. મગનલાલ લક્ષ્મીશંકર મારફત. ગોંડલ.**

૧ તેમની.

૧ રા. રા. ઉદેશંકર શંકરજી વકીલ.

૧ રા.રા. હકીમ ઇસ્માઈલ બીન અબ્દુલ કરીમ.

૧ રા. રા. મોતીલાલ શંભુભાઈ.

૧ રા. રા. જેશંકર વિ. હેમતરામ

**૫. રા. રા. ગાંગજી ત્રિકમ પારેખ મારફત મુંબાઇ.**

૧ તેમની.

૧ રા. રા. શા પરથીરાજ માણેકચંદ.

૧ રા. રા. શા સાંકળચંદ જેચંદ.

૧ રા. રા. શા જમનાદાસ નાગરદાસ.

૧ રા. રા. સોની લખમણ મુળુ.

**૫. રા. રા. ડીકાભાઇ ગિરધરદાસ મારફત ભાવનગર.**

૧ તેમની.

૧ રા. રા. ત્રિવાડી જટાશંકર અંબાશંકર.

૧ રા. રા. કેશરી ગોરધન.

૧ રા. રા. હેમચંદ રવજી.

૧ રા. રા. ગીરધર ભગવાનદાસ.

**૫. રા. રા. દાકટર બેચરજી રાસાભાઇ મારફત, હાટીના માળીઆ.**

૧ તેમની.
૧ રા. રા. વલ્લભદાસ આણંદલાલ.
૧ નૌતમલાલ વંદ્રાવનદાસ.
૧ રા. રા. શેઠ મોતીચંદ ઠાકરશી.
૧ રા. રા. દામોદર ધરમશી.

**૫. મે. રા. રા. રામચંદ્ર ઇચ્છારામ વ્યાસ·**
**મામલતદાર-સાહેબ-મારફત. ઘોઘા.**

૧ તેમની.
૧ રા. રા. રત્નરામ ફરસરામ. વાગરા.
૧ રા. રા. ગુલાબરાય ગણપતરામ. વાગરા.
૧ રા. રા. દેશાઇ નરભેરામ અમૃતલાલ. વાગરા.
૧ રા. રા. પુરૂષોત્તમદાસ નરોત્તમદાસ આમોદ.
૪ રા. રા. શેઠ હરિલાલ માણેકચંદ પાલણપુર.
૪ મે. રા. રા. મનઃસુખરામ સૂર્યરામ મુંબાઈ.
૪ મે. રા. રા. મહાશંકર પીતાંબર જોશી બાયડ.
૪ રા. રા. કાહાનજી પ્રભાશંકર ગારફત ધ્રાંગધરા.
૨ રા. રા. દવે લક્ષ્મિશંકર પ્રભાશંકર.
૨ રા. રા. રતનલાલ માણેકલાલ વ્યાસ.

૪ રા. રા. ખોજા રાગજી પેથાભાઇ મારફત.
કરાંચી.
૧ તેમની
૧ રા. રા. ગોકળ મોનજી.
૧ રા. રા. લાલજીભાઇ જમાલભાઈ.
૧ રા. રા. અમથાલાલ જમનાદાસ.
૪ રા. રા. મોતીલાલ ચુનીલાલ ગારફત કલોલ.
૧ તેમની.
૧ રા. રા. ત્રિકમલાલ જેકીશનદાસ.
૧ રા. રા. સારાભાઇ સંતોકરાય.
૧ રા. રા. દેશાઇ હીરાલાલ નથુજી.
૪ રા. રા. મુનશી લાલાજી હરિદાસ ગારફત
પાલીટાણા.
૧ તેગની.
૧ રા. રા. બાળકૃષ્ન ચીંતામણ.
૧ રા. રા. પા. અરજુન વે૦ લાખાની.
૧ રા. રા. ચત્રભૂજ ગંગારામ તળાજીઆ.
૪ મે. રા. રા. દુલભજી ધરમશી સર ન્યાયાધીશ

સાહેબ મારફત. મોરબી.
૨ તેમની.
૧ રા. રા. રેવાશંકર રામેશ્વર.
૧ રા. રા. ચાંપશી જેચંદ.
૪ રા. રા. નાથાભાઇ અવીચળદાસ દેશાઈ–હજુર આસિસ્ટંટ મારફત ,નાંદોદ.
૧ તેમની.
૧ રા. રા. માણેકલાલ પુરૂષોત્તમદાસ.
૧ રા. રા. ગુલાબ નાગજી.
૧ રા. રા. જશ શ્રી નાગેશ્વર.
૪ મે. ડાક્ટર વીરજીભાઈ ઝીણાભાઇ–મારફત. ખંભાળીઆ,
૨ તેમની.
૧ રા. રા. શેઠ જીવણદાસ દામોદર.
૧ રા. રા. સુતાર જેરામ નાનજી.
૪ રા. રા. વકીલ માધવજી મોરારજી મારફત. નવાગઢ.
૧ રા. રા. વકીલ કાનજી જાદવજી.

૧ રા. રા. ગુલાબશંકર કલ્યાણજી.
૧ રા. રા. પુરૂષોત્તમરાય શિવપ્રસાદ.
૧ રા. રા. હરિપ્રસાદ શિવપ્રસાદ.
૪ રા. રા. ભાઈશંકર દેવકૃષ્ણ રાવળ ગાણુસા.
૫ મે. રા. રા. લાલજીભાઈ પીતાંબર ન્યાયાધીશ સાહેબ–મારફત–ખંભાળીઆ.
૧ તેમની
૧ રા. રા. વકીલ ગવરીશંકર પ્રાણશંકર.
૧ રા. રા. પ્રભાશંકર જેશંકર.
૧ રા. રા. પ્રગટશંકર વાસણજી.
૧ રા. રા. મૂળજી કલ્યાણજી રાજડા.
૩ મે. રા. રા. જગમોહનદાસ શામળદાસ મુંબાઈ
૩ મે. રા. રા. વીરજી ડાહ્યાભાઈ–મુંબાઇ.
૩ મે. રા. રા. અમરચંદ જશરાજ વ્હોરા ભાવનગર.
૩ મે. રા. રા. દામોદરદાસ તુળશીભાઇ–મુંબાઈ.
૩ મે. શેઠ રતનજી નસરવાનજી કોઠાવાળા–વડોદરા.

૩ રા. રા. કપુરચંદ ગોપાળજી—વીરપુરવાળાં બાઈ
શ્રીના કાગદાર મારફત. ધરમપોર.
૧ તેમની
૧ મે. શ્રીમંત મહારાણા શ્રી મોહનદેવજી સાહેબ.
૧ નેકનામ સૌભાગ્યવંતા બા શ્રી માજીરાજબા.
૩ રા રા. શેઠ માધવજી ચાંપશી મારફત. મોરબી.
૧ રા. રા. શા. કીરચંદ ચત્રભૂજ.
૧ રા. રા. કાળિદાસ નેણશી.
૧ શ્રી મોરબી જૈન શાળાખાતે.
૩ મે. રા. રા. જગજીવનભાઈ હેમરાજ—કારભારી
સાહેબ મારફત. વીરપુર.
૨ મે. નેકનામ ઠાકોર શ્રી સુરાજી સાહેબ.
૧ રા. રા. જગજીવનભાઇ હેમરાજ.
૩ રા. રા. નારણદાસ રતનશી પ્રોહીત—મારફત.
ભૂજ.
૧ તેમની
૧ રા. રા. શેઠ અબુબખર દાતારદીના.
૧ રા. રા. શેઠ દાવુભાઇ ખાકુઆણી.

૩ મે. શેઠ. વનેચંદ પોપટ મારફત. મોરબી.
૧ તેમની
૧ મે. શેઠ દેશાઈ વજેચંદ રાજપાળ
૧ મે. શેઠ વાઘજી ભીમજી
૩ રા. રા. હરિશંકર ધનેશ્વર મારફત જોધપુર.
૧ તેમની.
૧ રા. રા. આણંદજી વહાલજી.
૧ રા. રા. સોની કાળા કલા.
૩ રા. રા. ઝવેરી મોહનલાલ મગનલાલ માર-
ફત મુંબાઈ.
૧ તેમની.
૧ રા. રા. શા મોહનલાલ હીમચંદ.
૧ રા. રા. ઝવેરી ધરમચંદ ઉદેચંદ.
૩ મે. કુમારશ્રી ભગવતસિંહજી માધવસિંહજી
મારફત મેંગણી.
૧ તેમની.
૧ મે. નેકનામ જાડેજા તોગાજી કાકાભાઇ.
૧ મે. નેકનામ નરસીંહજી સાહેબ.

૨ રા. રા. ઠા. ભાણુજી રામજી.
૨ રા. સ. દેશાઇ પોપટ હરિભાઇ ધ્રાફા.
૨ રા. રા. માસ્તર સેવકરામ વિશ્વનાથ અમ-
રાપુર.
૨ રા. રા. સુલેમાન મહમૂદ લધા કટક.
૨ રા. રા. દરજી નારણભાઇ નાગજી ધરમપોર.
૨ રા. રા. મણિશંકર પરભુરામ પાદરી.
૨ રા. રા. હરિલાલ દામોદરદાસ ભાવનગર.
૨ રા. રા. સુંદરજી વશરામ કરાંચી.
૨ રા. રા. જાડેજા હલુભાઇ ફતેસીંહજી.
૨ રા. રા. પ્રીરિત મીઠાભાઇ માનજી ભાવનગર.
૨ રા. રા. ત્રિભોવનદાસ ભૂલાભાઇ ભાવનગર.
૨ રા. રા. વકીલ કુંવરજી કલ્યાણજી મુંદરા.
૨ મે. શેઠ શાવકશાહ ફરામજી ઘોંડી મુંબાઇ.
૨ મે. રા. સા. હરિપ્રસાદ સંતોકરામ દેશાઇ
ભાવનગર.
૨ મે. ખાન સા. અરદેસર જમસેદજી જુનાગઢ.
૨ મે. નેકનામ મોહનદેવજી દાદાસાહેબ ધર-
મપોર.
૨ મે. રા. રા. વાળા કાળા દેવદાન ખીસખા.
૨ રા. રા. રામદાસ માવજી રાજકોટ.
૨ રા. રા. મૂળશંકર હરજીવન મેહેતા ભાવનગર.
૨ રા. રા. દામોદર સાંકળેશ્વર રાવળ અમદાવાદ.
૨ મે. મહારાણાશ્રી બળદેવજી નારણદેવજી ધ-
રમપોર.
૨ રા. રા. નરભેશંકર જગનાદાસ કરાંચી.
૨ રા. રા. ખુશાલચંદ પાનાચંદ આઘોઈ.
૨ રા. રા. આણંદજી ભારમલ કારંજા.
૨ રા. રા. રવજીભાઇ પરમાનંદ ભીવાંડી.
૨ રા. રા. પરિ નથુભાઇ ગીરધરલાલ પાટણ.
૨ રા. રા. શામળજીભાઇ ખોડીદાસ જેતપોર.
૨ રા. રા. વિશ્વનાથ શંકરજી મોરબી.
૨ મે. રા. રા. ગોવરધનદાસ ગોકળદાસ તેજ-
પાળ મુંબાઇ.
૨ રા. રા. ઉત્તમરામભાઇ નરભેરામ અમદાવાદ.
૨ રા. રા. શેઠ લાલજીભાઇ નથુભાઇ મુંબાઇ.

૨ રા. રા. આશારામ દલીચંદ કારભારી લાઠી.
૨ રા. રા. જમનાદાસ પ્રેમચંદ દાકટર મુંબાઇ.
૨ રા. રા. પ્રભાશંકર જટાશંકર ભાવનગર.
૨ રા. રા. ઠા. જેઠાભાઈ નારણજી મુંબાઈ.
૨ રા. રા. હંસરાજ જેઠાભાઇ જામનગર.
૨ રા. રા. ખોજા ગુલામહુશેન મેરાલી મારફ-
 ત કોચીન મલબાર.
 ૧ તેમની.
 ૧ રા. રા. કાશમભાઇ અલીભાઇ.
૨ રા. રા. હિંમતરામ ગૌરીશંકર હાથી મારફત
 કલકત્તા.
 ૧ તેમની.
 ૧ રા. રા. જાદવજી સુંદરજી.
૨ મે. શેઠ ભીમજીભાઈ હોરમસજી મારફત ધો-
 ળાજંકશન.
 ૧ મે. શેઠ ફ્રરદુનજી દાદાભાઇ.
 ૧ મે. શેઠ પીરોજશાહ બેહેરામજી.
૨ રા. રા. માસ્તર સુંદરજી મેઘજી મારફત ન-
 ખત્રાણા.
 ૧ તેમની.
 ૧ રા. રા. વેલજી માધવજી જોશી.
૨ રા. રા. લાલજી નારણજી માસ્તર મારફત
 સાપર.
 ૧ રા. રા. હરિશંકર લક્ષ્મીરામ.
 ૧ રા. રા. રણછોડલાલ સોમેશ્વર.
૨ રા. રા. મહાશંકર દયારામ મારફત સોનગઢ.
 ૧ રા. રા. જમનાદાસ સંપતરામ.
 ૧ સેક્રેટરી સોનગઢ લાઇબ્રેરી.
૨ રા. રા. ખત્રી નરશીભાઇ જીવાભાઈ મારફત.
 મુંબાઇ.
 ૧ તેમની.
 ૧ રા. રા. ખત્રી કલ્યાણ મોરાર.
૨ રા. રા. બાલાલાલ નાનચંદ મારફત. લીંબડી.
 ૧ રા. રા. ગીરધર ઝીણાભાઈ, કોન્ટ્રેકટર.
 ૧ રા. રા. નર્મદાશંકર ભવાનીશંકર.
૨ રા. રા. મહીપતરામ નથુભાઇ વકીલ માર-

ફત. સોનાગઢ.

૧ તેમની.

૧ રા. રા. રૂગનાથ મોતીચંદ.

૨ રા. રા. ખોજા ઇસ્માઇલજી કોરજી મારફત જેલાબંદર.

૧ તેમની.

૧ રા. રા. ખોજા મહમૂદભાઈ મુગન.

૨ રા. રા. શેઠ ગાણેકચંદ લક્ષ્મીચંદ દોશી મારફત. અમરાપુર.

૧ તેમની.

૧ રા. રા. ગીરધરલાલ તુળશીદાસ.

૨ રા. રા. રાજારામ નાથાભાઇ વ્યાસ મારફત અટાલી.

૧ તેમની.

૧ રા. રા. મેહેતાજી ઈસેભાઇ મકન.

૨ મે. શેઠ ત્રિભોવનદાસ રતનજી મોદી મારફત મુંબાઈ.

૧ તેમની.

૧ રા. રા. પ્રાણુનાથ મંગળજી દવે.

૨ રા. રા. વલમજી લક્ષ્મીચંદ મેહેતા મારફત મોરબી.

૧ રા. રા. દુલભજી હાકેમચંદ.

૧ રા. રા. જુઠાલાલ અંદરજી.

૨ રા. રા. જેકીશન ભાઇલાલ પરિખ મારફત. સુરત.

૧ રા. રા. મણિલાલ જાદવરાય.

૧ રા. રા. મોતીલાલ જેશંકર વ્યાસ.

૨ રા. રા. શાહ મનસુખલાલ કરમચંદ મારફત વડથળ.

૧ તેમની.

૧ રા. રા. આશાભાઇ દલાભાઇ.

૨ રા. રા. પોપટભાઇ દયાળજી જેસર મારફત. પાલીટાણા.

૧ રા. રા. જગીયતરામ દેવશંકર.

૧ રા. રા. જાની હરિશંકર દેવશંકર.

૨ રા. રા. નાથાલાલ ખુશાલ મારફત. વડોદરા.

૧ રા. રા. ત્ર્યંબકલાલ મોહનલાલ શાહ.
૧ રા. રા. ગરબડ રૂગનાથજી શાહ. સાઠોદ.
૨ રા. રા. દેવશંકર પ્રભુશંકર મારફત. ગોંડળ.
૧ તેમની.
૧ રા. રા. બાવાભાઇ જીવરામ ઉપાધ્યાય સાહેબ
૨ મે. કાગદાર સાહેબ માણેકલાલ લાધાભાઇ મારફત. ઝીંઝુવાડા.
૧ તેમની.
૧ ઝીંઝુવાડા લાઈબ્રેરી.
૨ રા. રા. માસ્તર ઉજમશી માનસંગ મારફત જાંબુડા.
૧ તેમની.
૧ રા. રા. તુળશીદાસ હીંમતરામ.
૨ રા. રા. શેઠ માધવજી ભગવાનજી મારફત. ધ્રોળ.
૧ તેમની.
૧ રા. રા. લક્ષ્મીચંદ ભગવાનજી.
૨ મે. રા. રા. જીવણભાઈ રણછોડ મારફત. મોરબી.
૧ તેમની.
૧ રા. રા. પ્રાગજી રાઘવજી.
૨ મે. રા. રા. લીલાધરદાસ હરખચંદ કારભારી સાહેબ મારફત. વળા.
૧ તેમની.
૧ મે. નેકનામ વખતસિંહજી મેત્રરાજજી સાહેબ.
૨ રા. રા. દેવજી કુંવરજી મારફત, માંડવી.
૧ રા. રા. ચત્રભૂજ નરશી.
૧ રા. રા. ડૉ. હંસરાજ કલ્યાણજી.
૨ રા. રા. વીશનજી નથુભાઇ મારફત મુંબાઇ.
૧ તેમની.
૧ રા. રા. જુઠાભાઇ હરખચંદ.
૨ મે. રા. રા. દયાશંકર જીવણલાલ મારફત. વઢવાણ કૅમ્પ.
૧ રા. રા. નંદલાલ સદાશંકર વકીલ.
૧ રા. રા. મૂળચંદ ચતુર

૨ રા. રા. ખંડુભાઈ ઇંદ્રજી દેશાઇ હેડમાસ્તર. સાહેબ—જામનગર.

૧ રા. રા. સેક્રેટરી. નેટીવ જનરલ લાઇબ્રેરી.

૧ મે. વી૦ એચ૦ ગોરા ટેલા.

૨ રા. રા. માસ્તર બકોર વીરચંદ મારફત. રાજુલા—

૧ તેમની

૧ રા. રા. કશળાભાઇ માનાભાઈ.

૧ રા. રા. અમીર ચાંદાભાઇ બેલીમ—હળવદ.

૧ રા. રા. હરજીવન માધવજી માસ્તર—વળા.

૧ રા. રા. દાક્ટર સગસુદ્દીન જીવાભાઇ—વડોદરા.

૧ રા. રા. ખોજા અલીભાઇ બામુલભાઇ મુંબાઇ.

૧ રા. રા. શેઠ લક્ષ્મિચંદ ચતુર—વાંકાનેર.

૧ રા. રા. દયાળ ડોસાભાઇ—કલકતા.

૧ રા. રા. ગુલાબચંદ આણંદજી—ચોરવાડ.

૧ મે. શેઠ ફ્રરામજી બગનજી શેઠના.

૧ મે. શેઠ રૂસ્તમજી જમસેદજી હાટરીઆ મુંબાઇ.

૧ રા. રા. અબ્દુલાભાઈ ચાંદભાઇ—કલકતા.

૧ રા. રા. ભણશાળી રવચંદ રાયચંદ—પાલણપુર.

૧ રા. રા. નેગચંદ લલ્લુભાઈ હાજી—મુંબાઇ.

૧ મે. શેઠ કાવશજી ધનજીભાઇ—વલસાડ.

૧ રા. રા. ભીગજીભાઇ મોરારજી—ભાવનગર.

૧ મે. નેકનામ ઠાકોર વખ્તસિંહજી કાળુસિંહજી સરડોઈ.

૧ રા. રા. ગાંડાભાઇ રૂગનાથજી માસ્તર—સુરત

૧ રા. રા. વકીલ વ્રજલાલ સાકરલાલ અમદાવાદ

૧ રા. રા. ગગનલાલ મોતીરાગ સુરત.

૧ રા. રા. માણેકલાલ દયારાગ—ભૂજ.

૧ રા. બા. ગીરધરલાલ ઉલટરામ—અમદાવાદ.

૧ રા. રા. માસ્તર મોરારજી અજરામર દેશલપુર

૧ રા. રા. જેઠાલાલ ભગવાનદાસ—થરાદ,

૧ રા. રા. કેશવરામ મૂળજીભાઇ—વારાહી.

૧ મે. શેઠ સોરાબજી કુંવરજીની કંપની, કેરા.

૧ રા. રા. યશવંતરાવ વિનાયક ખારકર, લશ્કર.

૧ રા. રા. દોશી જેચંદ કાનજી અમરાપુર.

૧ રા. રા. કેશવલાલ રામશંકર ભટ્ટ તળાજા.

૧ રા. રા. ઉત્તમચંદ જેઠાભાઇ જેતપોર.
૧ રા. રા. માધવલાલ હરિનારાયણ—નડીઆદ.
૧ રા. રા. રણછોડલાલ નાથજી ગાબટ.
૧ રા. રા. નરભેરામ રૂગનાથદાસ અમદાવાદ.
૧ રા. રા. વિઠ્ઠલરાવ ત્રિંબકરાવ ડીસા કૅમ્પ.
૧ રા. રા. હરિસુખરામ માણેકરામ મેહેતા. નડિઆદ.
૧ રા. રા. છગનલાલ લવજીભાઇ મહુવા.
૧ રા. રા. નીમજી જેઠાભાઈ ભડલી.
૧ રા. રા. જેશીંગભાઈ મોતીલાલ અમદાવાદ.
૧ રા. રા. શાહ મીઠાલાલ હઠીસંગ રાધનપુર.
૧રા. રા. સંઘવી પ્રેમચંદ સાંકળચંદ બોરોલ.
૧ રા. મનસુખ પીતાંબર સોની સલાડ.
૧ રા. રા. ખેતશી કાળાભાઇ કરાંચી.
૧ રા. રા. મગનલાલ જેચંદભાઇ, કપડવણજ.
૧ રા. રા. વિઠ્ઠલદાસ નાગરદાસ વડોદરા.
૧ રા. રા. મણિલાલ માણેકલાલ વડોદરા.
૧ રા. રા. જગજીવનદાસ ખુશાલદાસ સુરત.

૧ રા. રા. ભાઇશંકર મહાશંકર વઢવાણ સિટિ.
૧ રા. રા. વકીલ નુરખાં હમીરખાં ધ્રાંગધરા.
૧ રા. રા. માસ્તર નરભેરામ હરજીવન સીહુંજ.
૧ રા. રા. માસ્તર જીતમલ કેશવજી બોરોલ.
૧ રા. રા. ખ્રીસ્તિ રણછોડ ઉકાભાઈ ગોંડળ.
૧ રા. રા. મેઘજીભાઈ દેવચંદ માંડવી—કચ્છ.
૧ રા. રા. ભાઇદાસ પુરૂષોત્તમદાસ સુરત.
૧ રા. રા. ખોજા શરીફભાઇ નથુભાઈ—મુંબાઇ.
૧ મે. ખાન–બા. શેઠ કુંવરજી શાપુરજી તારાપોર.
૧ રા. રા. જમનાશંકર અંબાધર ભટ્ટ વડોદરા.
૧ રા. રા. શા પીતાંબર મોનજી વીંછીઆ.
૧ રા. રા. મોતીલાલ ખોડીદાસ પટેલ આમોદ.
૧ રા. રા. મોતીરામ મંગળરામ દગણુ.
૧ રા. રા. બાજીભાઇ ગુલાબદાસ સારસા.
૧ રા. રા. જમાદાર લાડભાઇ દાદમહમદ ધ્રાંગધ્રા.
૧ મે. નેકનામ મહારાઓલ શ્રી દીપસીંહજી સાહેબ માલપુર.
૧ રા. રા. ધોબી બક્ષુ કમાલ દેગામ.

૧ રા. રા. સરૂપચંદ ડાહ્યાભાઇ પારેખ. નવસારી.
૧ રા. રા. સોની પરમાનંદ લાલજી બેટ સંખોધાર.
૧ મે. શેઠ ખરસેદજી એદલજી રાજપરા.
૧ રા. રા. તૈયબજી તાજભાઇ કલકતા.
૧ રા. રા. શેઠ હાજીઅલ્લી અબુબકર રાજકોટ.
૧ રા. રા. વાળા વાલેરા જશા મેંદરડા.
૧ મે. શેઠ ધનજીશા જામાશજી દાકટર મહુવા.
૧ મે. નેકનામ દરબારશ્રી વાળા રૂખડ ગોરખા જેતપોર.
૧ મે. શેઠ શંભુપ્રસાદ બેહેચરદાસ અમદાવાદ.
૧ મે. શેઠ તેમુલજી બમનજી શેઠના ભાવનગર.
૧ રા. રા. શા કાનજી શિવજી મુંબાઇ.
૧ રા. રા. ગઢવી ભીમાભાઇ પ્રભુદાસ અડવાળ.
૧ રા. રા. ભાવસાર પરભુદાસ પુરૂષોત્તમદાસ માણુકોલ.
૧ મે. કુમારશ્રી ભાવસિંહજી દેવીસીંહજી અંકેવાળીઆ.

૧ રા. રા. નથુભાઇ પીતાંબર માજીકારભારીગીદડ.
૧ રા. રા. તૈયબઅલી શરીફઅલી મુંબાઈ.
૧ રા. રા. વલ્લભરામ મૂળજીભાઈ અડાજણ.
૧ રા. રા. બાબુ કેશવલાલ દલસુખરામ ડેહીકા
૧ રા. રા. જીવાભાઈ દેશાઈભાઈ કુહા.
૧ રા. રા. દામોદરદાસ રતનશી મુંબાઇ.
૧ રા. રા. કેશરી નાનચંદ રાધનપુર.
૧ રા. રા. ઝવેરીલાલ મેવજી લીલીઆ.
૧ રા. રા. છગનલાલ હરિલાલ પંડયા. બી. એ. જુનાગઢ.
૧ રા. રા. ત્રિમકલાલ કરૂણાશંકર જામનગર.
૧ રા. રા. કલ્યાણજી લાલજી રાજગર ભૂજ.
૧ રા. રા. યશવંતરાવ આપાજી રાજકોટ.
૧ રા. રા. બારોટ જીવણ રવાણી મોરઝર.
૧ મે. શેઠ ગયાભાઇ પ્રેમાભાઇ અમદાવાદ.
૧ રા. રા. રજબઅલી ચાંદજી મુંબાઇ.
૧ રા. રા. દા સુંદરદાસ જીવરાજ મુરતીઝાપુર.
૧ રા. રા. ખત્રી નારણદાસ વિઠ્ઠલ મુંબાઇ.

૧ રા. રા. મગનલાલ બાવાભાઈ.
૧ રા. રા. વહોરા તૈયબઅલી મુલ્લાં લુકમાનજી મુંબાઇ.
૧ રા. રા. વકીલ જાદવજી મદનજી વસાઈ.
૧ રા. રા. જાનમહમૂદ ગાંગજી કલકત્તા.
૧ રા. રા. લલ્લુભાઈ રાજારામ નાંદોદ.
૧ રા. રા. ડાહ્યાભાઇ જીવાભાઈ રાંદેર.
૧ મે. શેઠ નસરવાનજી સોરાબજી ડીસાકેમ્પ.
૧ રા. રા. તળાટી હીરાચંદ ગિરધરદાસ નડીયાદ.
૧ રા. રા. હરિશંકર પ્રાણજીવન ધરમપોર.
૧ રા. રા. સોલંકી ગણપતસીંગ જીવણસીંગ માંડવા.
૧ રા. રા. દોલતસિંહજી અદાભાઈ બંધાલા.
૧ રા. રા. શેઠ નાનજીભાઇ મદનજી પોરબંદર.
૧ રા. રા. વકીલ જીવણલાલ ફુલચંદ વઢવાણ કેમ્પ.
૧ રા. રા. ડાહ્યાભાઇ મગનલાલ અમદાવાદ.
૧ રા. રા. હીરાચંદ પ્રેમચંદ મદ્રાસ.
૧ રા. રા. મેઘજીભાઇ રૂપચંદ મુંબાઇ.

૧ રા. રા. દામોદરદાસ જુઠાભાઈ જુનાગઢ.
૧ રા. રા. ભણશાળી પરમાનંદ વીશરામ જેતપોર
૧ રા. રા. ઝીણાભાઇ મેઘજીભાઇ ચોરવાડ.
૧ મે. રા. રા. નથુભાઇ ન્હાનાભાઇ જેતલસર.
૧ રા. રા. તુળશીદાસ મીઠાભાઇ કેશોદ.
૧ રા. રા. દયાળજીભાઇ મોરારજી દેશાઈજી ગોંડળ.
૧ રા. રા. લખુભાઇ ભાઈચંદ ધોરાજી.
૧ મે. કુમારશ્રી ભાવસિંહજી તખ્તસિંહજી.
૧ રા. રા. છીબા હીરા મોલ્ડર મુંબાઈ.
૧ મે. રા. બા. અંબાલાલ સાકરલાલ દેશાઈ વડોદરા.
૧ મે. શેઠ બેજનજી મેહેરવાનજી ગોંડળ.
૧ મે. શેઠ ડોસાભાઇ નસરવાનજી ભાવનગર.
૧ મે. શેઠ ધનજીશાહ હોરમસજી કડાકા રાજકોટ.
૧ મે. શેઠ નાનજીભાઇ કાહાનજી મુંબાઇ.
૧ મે. શેઠ સારાભાઈ મગનલાલ કરમચંદ અમદાવાદ.